

કૅનૅડાના ફ્રેન્ચ પ્રૉવિન્સલે એક વખત સિક્કાની ખોટ પડતાં પોતાની સહીવાળાં ગંજીપાના પાનાંનું ચલાવેલું નાણું

ચલણ કરતાં તો બેશક સારું કહી શકાય. ત્યાં તો વળી અજબ જ રીત અખત્યાર કરવામાં આવેલી. ઈ. ૧૬૮૫માં ફ્રાન્સથી આયાત કરેલા સિક્કાની ત્યાં બહુ તંગી પડી. કાગળની પુષ્કળતા ને છાપખાનાની સવડતા પણ ત્યાં ન હતી. કૅનૅડાનો ત્યારનો પ્રૉવિન્સલ બહુ વિચિત્ર ભેજાનો હતો ને તેણે તે માટે ઉપાય પણ વિચિત્ર જ શોધી કાઢ્યો. દેશમાંના બધા ગંજીપા તેણે એકઠા કરાવ્યા ને તેનાં પાનાં પર દરેક પાનાની જુદી જુદી કીમત ઠરાવતી પોતાના હાથની સહી કરી, એટલે કૅનૅડાએ એ ચલણ સ્વીકારી લીધું! ને ફ્રાન્સમાંથી ધાતુનાણું ત્યાં ન જાય એટલા ખાતર ફ્રાન્સની સાંસ્થાનિક સરકારે પણ તેને ઉત્તેજન આપ્યું!!

પરંતુ, 'પૂર્વની રાણી' તરીકે ગણાતા હિંદુસ્તાનમાં તો નાણાંનો આવો દુકાળ ક્યારે યે નથી પડેલો. અંગ્રેજોના આગમન વખતે યે અહીં ૧૩૯ પ્રકારની સોનામહોરો, ૬૧ પ્રકારનાં સોનાનાં હોન (દક્ષિણ ભારતમાં વપરાતા સિક્કા, જે 'પેગોડા' પણ કહેવાતા), ૫૮૦ પ્રકારના ચાંદીના રૂપિયા અને ૨૧૪ પ્રકારના પરદેશી સિક્કા પ્રચલિત હતા.

ઈસ્ટ ઈંડિયા કંપનીનો કારોબાર હિંદ પર શરૂ થયો ને તેણે હિંદનું બધું પ્રચલિત નાણું બંધ કરાવ્યું. ૧૮૩૫ના ૧૭મા કાયદાથી એક તોલા (૧૮૦ ગ્રેન)ના રૂપિયાનું તેણે માધ્યમ તરીકે ચલણ ચાલુ કર્યું. હિંદી પ્રજાનું મન છતાં સોનાનાણા તરફ વધુ ઢળેલું લાગતાં ૧૮૪૧મા કંપનીએ જાહેર કરેલું કે, ચલણમાં ન હોવા છતાં પંદર રૂપિયાની કીમતે ખજાનામાંથી કોઈને પણ સોનાની મહોર આપવામાં આવશે. પરંતુ ૧૮૫૨થી તો એ યે બંધ કરી દેવામા આવ્યું ને આથી હિંદી રૂપિયાના વિદેશી હુંડિયામણના દર તદ્દન અનિશ્ચિત બની ગયા.

આ હુંડિયામણની મારમાંથી બચવા પાંચ હજાર યુરોપિયનો અને સાત હજાર હિંદીઓની સહીવાળું એક અરજપત્ર વિલાયત મોકલવામાં આવતાં ઠેઠ ૧૮૯૨માં આ બાબતની તપાસ કરવા હર્શલ કમીશન નીમવામાં આવ્યું. તેના રીપોર્ટને અનુસરી ૧૮૯૩માં હિંદની બધી ટંકશાળો બંધ કરી દેવામાં આવી, પણ એથી તો રૂપિયાની કીમત કૃત્રિમ રીતે વધી ગઈ. ઈ. ૧૮૯૮માં હેન્રી ફાઉલરના પ્રમુખપણા

નીચે ફરી એક કમીશન નીમવામાં આવ્યું. એણે તો ભારતને કપાળે સોવરિનને પ્રચલિત સિક્કા તરીકે ઠોકી બેસાડ્યો એટલે હિંદ ઓલામાંથી નીકળી ચૂલામાં પડ્યું રૂપિયા વટાવી સોવરિનમાં ભરપાઈ કરવાથી હિંદને હૂંડિયામણની જતી અસહ્ય ખોટ તો કોઈ અર્થશાસ્ત્રી જ સમજાવી શકે અને બીજી વાત. રૂપિયાના મૂલ્ય પ્રમાણે તેની અંદર ચાંદીનું પ્રમાણ ખૂબ કમી કરી નાખવામાં આવ્યું હોઇ, હિંદના ઇતિહાસમાં પહેલી જ વાર આપણો રૂપિયો એક પ્રમાણિક સિક્કો મટી ગયો છે.

એક બીજા દેશોના ચલણ વચ્ચે હૂંડિયામણના આવા ગૂંચવાડા માણસે સ્વીકારેલા નાણાંના ધોરણ-થી જ ઊભા થાય છે એ ખરૂં છે, છતાં આજની સંસ્કૃતિમાંથી તેને પાછું ખેંચી લઈ શકાય તેમ નથી એ પણ એટલું જ ખરૂં છે. અસંસ્કૃત કે અર્ધસંસ્કૃત જાતો હજુ તેમ કરી શકે. જેમ હજુ યે ઉત્તર અમે-રિકામાં તમાકુ ને બીવરના ચામડાં, આબીસીનિયામાં મીઠું ને ચીનમાં ચાની દબાવેલી લગડીઓ, મંગો-લિયામાં સોયો વગેરે વપરાય છે તેમ. અગર તો રાષ્ટ્ર રાષ્ટ્ર તેમ કરી શકે જેમ જર્મનીએ બ્રાઝીલને પોણો લાખ ટન કોલસા આપી બદલામાં કૉફી લીધી હતી તેમ.

નાણાંના માધ્યમ તરીકે ધાતુ સિવાય તો કંઇ ન ફાવે એ દેખીતું છે, કારણકે તેને ગમે તેમ ઢાળી શકાય છે ને ચાહે તેવી છાપ તે પર ઉઠાડી શકાય છે. પણ એ ધાતુઓ પણ અખતરાથી પર નથી રહી. સ્કૉટલૅંડે કલઇ ને લોઢું સુદ્ધાં અજમાવી જોયું હતું ને રશિયાએ તો પ્લૅટિનમ પર પણ નજર દોડાવી હતી. પરંતુ એની મોંઘારત ને મેળવવાની દુષ્કરતા તથા પીગા-ળવાની મુશ્કેલીને લીધે આખરે ૧૮૪૫માં એ પડતું મૂકેલું

અત્યારે સિક્કા માટેની મુખ્ય ધાતુઓ રૂપું ને તાંબું જ લેખાય. સોનું મુખ્ય ન લેખી શકાય. સોનાના સિક્કામાં ૨૨ ભાગ સોનું, રૂપાના સિક્કામાં અરધું રૂપું, ને તાંબાના સિક્કામાં ૯૫ ભાગ તાંબુ અને બાકી મિશ્ર ધાતુઓ મેળવવામાં આવે છે. અને હવેના સિક્કામાં તો પહેલાં જેવી આનાકર્ષકતા યે નથી રહી. તેનાં સુશોભન અને છાપ ઉપર અત્યારે ખાસ ધ્યાન આપવામાં આપવામાં આવે છે. વળી પહેલાં જેમ વેપારીઓ સિક્કા પાડી શકતા હતા તેને બદલે આજે બધા સિક્કા રાજ્ય તરફથી જ બહાર પાડવામાં આવે છે.

નાણાંની અગત્ય ખરેખરી તો ગઇ કેટલીક સદી-ઓથી વધી છે. તેનું કારણ આંતરરાષ્ટ્રીય વેપાર-માં થએલો વધારો છે ને એટલે જ સોનાનાણાંનું મહત્ત્વ છે. જુદા જુદા રાષ્ટ્રો પોતપોતા વચ્ચે વ્યવ-હાર કરે ત્યારે બંનેનું જે સામાન્ય માધ્યમ રહેવું જોઇએ તે એકલું સોનું જ પૂરૂં પાડી શકે છે.

પરંતુ મહાયુદ્ધ પછી જગતના આગળ પડતા ઘણા રાષ્ટ્રોએ સોનાની બાબતમાં દીવાળું કાઢ્યું છે, ને પોતાનાં સોનાનાં ચલણ છોડી દીધાં છે નાણાંના આપણે સ્વીકારેલા ધોરણે એની ગમે તે અસર થાય, પણ એટલું તો ચોક્કસ થાય છે કે નાણાંને એની પોતાની કશી કીમત નથી. માત્ર આપણે સ્વીકારેલી કીમતનું જુદે જુદે રૂપે એ પ્રતીક જ રહે છે. અશોક હર્ષ



## મેંદીનાં પાન

જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે.

સંયોગો માણસને દુઃખ નથી બનાવતા. સંયોગો માટે તેણે બાંધી લીધેલો અભિપ્રાય જ તેને દુઃખી બનાવે છે.

આપણને જે ગમતું હોય તે કરવા કરતાં જે જરૂરી હોય એ કરવા લાગતાં આપણે ઓછું દુઃખ આમંત્રીએ છીએ.

વધુમાં વધુ વાતો કરતો રહેનાર થોડામાં થોડું વિચારનાર બને છે.

પારકા મ્હોએ પોતાની થતી નિંદા અને ભૂલો વાસ્તે ઠપકો સાભળવાની તૈયારી એમાં જ માનવતાની સાચી કસોટી રહેલી છે. ઠપકો સાંભળી, ભૂલ સુધારી ઠપકો ભૂલી જવો એ જ ખરી મર્દાનગી.



## ખમે ખડિયો

જ્ઞાન અને રખડપાટની તમન્નાથી કરેલાં નાનાંમોટાં પરિભ્રમણોનો વિભાગ

# સાબરના પૂરમાં

## તારંગાનો એક વર્ષાપ્રવાસ

સંવત ૧૯૮૯ના શ્રાવણ માસની આ વાત છે. જન્માષ્ટમીની રજાઓ ઉપર પ્રાંતિજથી તારંગા પગપાળા જવાનો નિશ્ચય કરી રાંધણછઠને દિવસે સાંજના અમે ઊપડ્યા. અમારી મૂળ યોજના તો રાત્રે વેરાબર રોકાઈ બીજે દિવસે વહેલી સવારે રવાના થઈ બપોર થતાં સુધીમાં તારંગા પહોંચી જવાની હતી. પણ અમે નીકળ્યા ત્યારે જ દિશાઓ ગોરંભા-એલી હતી અને જાણે આકાશી ગોવાળો પત્થર સાથે ઘસાઈ ઘસાઈને પોતાની ચળ શમાવતા હોય એમ જળભરિત મેઘમાળ ડુંગરાઓને અથડાઈને દોડી રહી હતી. એકાદ કલાક ચાલી ડુંગરી વટાવી અમે ગોહાનામાં ઊતર્યા એટલામાં રૂમઝુમ કરતું એક ઝાપટું અમને ઘેરી વળ્યું. અરધાએક કલાક પછી જ્યારે વરસાદ વળી ગયો ત્યારે પ્રકાશની આભા જળભાર વાદળના કાંગરે કાંગરે પ્રસરી રહી હતી. ખેતરોમાં ખીલેલી વનસ્પતિનો પોપટિયો પથરાટ, હમણાં જ પડીને હસી રહેલાં તાજાં જળકણો, અને ધોવાએલી ચકચકિત ડુંગરમાળ એ ત્રિવિધ શોભાને હૃદયમાં ભરતા અમે ઉતાવળે ડગ ભરવા લાગ્યા. ખૂબ અંધારું થઈ ગયા પછી આશરે એક કલાક ચાલીને અમે કાવા ગામ પહોંચ્યા ત્યારે વેરાબરનો વિચાર છોડી દઈ રાત-ની રાત ત્યાં જ પડી રહેવાનો નિરધાર કરી અમે પટેલના ઘર તરફ ગયા.

સવારે વહેલા ઊઠી અમે ચાલવા માંડ્યું. ગામ બહાર જતાં જ વરસાદથી ધોવાએલી સ્વચ્છ રેતીમાં બેઠેલું એક ઊંટનું ટોળું જોયું. એના રખેવાળ પણ ત્યાં જ હતા. એમાં એક જ માણસ જાગતો હતો; બાકીના બીજા પછેડીઓ ઓઢીને પડેલા હતા. ઊંટની જાત સ્વભાવે ઘણી અબરડ હોવા છતાં શરીરે સુંવાળી હોય છે. શિયાળોઉનાળો તો એ વેઠી લ્યે જ કરે, પણ ચોમાસામાં એને આરામ જોઈએ. વર-સાદ પડ્યા પછી તો એની માવજત મુરબ્બીની માફક રાખવી પડે. દિવસે એ જંગલમાં ઝાડપાન ચર્યા કરે અને રાત્રે ગામ બહાર સ્વચ્છ ખુલ્લી જગ્યામાં એને બેસાડવા પડે. ચોમાસામાં તો ઊંટ લગભગ ગામમાં પેસે જ નહિ. કારણ ગામમાં પુષ્કળ કાદવ અને માખીઓ હોય છે; એમાં જો જરાક સંભાળ ન રહે તો ઊંટની સુંવાળી ચામડી કોહી જાય તેમાં જીવાત પડે છે અને એ ચેપ કેટલીક વખત પ્રાણ-ઘાતક પણ નીવડે છે.

બેએક માઈલ ચાલી બોરોનું જંગલ વટાવી અમે વેરાબરની ઘાંડીમાં પેઠા ત્યારે વાદળ જરા હટી ગયું હતું અને વરસી રહેલી વાદળીઓ નિશાળમાંથી છૂટેલાં બાળકોની માફક ચોમેર નાસભાગ કરી રહી હતી. દૂરના ડુંગરાઓ આકાશમાં ચડઊતર ચિતરામણ કરેલું હોય એવા લાગતા હતા અને એક ચકચકિત રેખા જેવું સાબરનું વહેન આઘેથી ઝગી રહ્યું હતું. નાસ્તો કરી અમે નવેક વાગતાં વેરાબરથી નીકળવાની તૈયારી કરી, એટલામાં તો સમાચાર મળ્યા કે ત્રણ દિવસથી સાબરનાં પૂર ઊતર્યાં ન હતાં અને સામે પાર જવું એ લગભગ અશક્ય હતું. અમે જરા ખમચાયા તો ખરા, પણ છેવટ સામે પાર ન જ જવાય તો સાબરનાં પૂર જોઈને પાછા ફરવાનો નિરધાર કરી આગળ વધ્યા.

અમે નીકળ્યા એ જ વખતે ફરીથી આકાશ




ઇડરથી નીકળી વેરાબરને માર્ગે થઇ ફુદેડા આગળ સાબરમતી ઓળંગીને તારંગા અને ત્યાંથી ઊડણીને રસ્તે પાછા વળતાં સાબરમતી ઓળંગી કાવા થઇને પાછા ઈડર––એ માર્ગ બતાવતો નકશો

મેઘમાળાથી ઢંકાઇ ગયું અને જાણે હમણા જ જોતજોતામા ઝમઝમ વરસાદ તૂટી પડશે એમ લાગ્યુ. ખેતરોની કેડીમા કાદવ ખૂંદતા કલાકેક ચાલી અમે એક વહેળા ઉપર આવી પહોચ્યા. ત્યા એક ખેડૂત બળદ ચારતો હતો તેને બોલાવીને અમે રસ્તો પૂછ્યો. અમારે તારંગા જવું છે. એ સાભળીને એ ક્ષણભર ડઘાઇને અમારી સામે જોઇ રહ્યા અને પછી બોલી ઊઠ્યો: 'પણ સાભર તો ગાંડી છે.' આખરે એણે અમને થોડે દૂર ચાંડપ ગામના કિનારે જઇ ખાત્રી કરી જોવા સૂચવ્યું.

ત્યાથી આગળ વધી અમે થોડુંક ચાલ્યા હોઇશું એટલામા તો એક ડુંગરના ગોદમા કેટલાક પડી ગએલા ઘરના ખંડિયેર અને એમની વચમા ક્યાંકક્યાક પડુંપડું હાલતમા ટકી રહેલા પંદરેક ઝૂંપડા સરખા ઘર જોયા. એક ઝૂંપડામા ગાભા જેવા લુગડા પહેરેલા એક આધેડ બાઇને પૂછતા માલુમ પડ્યું કે આ ખંડિયેરો એ જૂનું ચાડપ ગામ હતુ. આ ગામ ભાગીને સાબરની નજદીક એક નવું ગામ વસ્યું હતું. અને તે અહીંથી અરધોએક માઇલ દૂર હતુ. ઘણાખરા પહોચતાપામતા લોકો તો નવા ગામમા વસવાટ કરવા ચાલી ગએલા, પણ જેઓ અત્યંત ગરીબ હાલતમાં હતા તેઓ આ સ્થળ છોડી નવા વસવાટનું ખર્ચ વહોરી શકે તેમ ન હોઇ અહીં જ પડી રહેલા.

આવાં દસેકબાર ઠાકરડા કુટુંબો અહીં રહેતાં હતાં. અત્યારે પુરુષો ખેતરમાં કામે ગએલા હોઇ આ આધેડ ઉમરની બાઇ બીજી ઝૂંપડીઓમાંનાં બેચાર ડોસીડગરાં અને થોડા અર્ધનગ્ન ગંદા બાળકો સિવાય આ નિર્જન ગામ સૂમસામ જેવું જોનારને ખાવા ધાતુ હોય એવુ બિહામણુ લાગતું હતું. ભાંગેલું ગામ, તૂટેલા ખંડિયેરો, ખળભળી ઊઠેલી ઝૂંપડીઓ, લૂંટાયા સરખી ખેત્રણ નારીઓ, એ સર્વને આવરી લેતો સૂનકાર અને પ્રલયના પૂરમાં ગ્રુંચસ્ત્રુ ડૂબાવી દેશે એવી ડરામણી મેઘમાળ આખું દશ્ય કોઇ છાતીવાળા માણસને પણ ક્ષણભર ફડક પેસાડી દે તેવું હતું.

ત્યાથી ચાલીને અમે નવી ચાંડપના આરા તરફ જતા હતા એટલામા અમને એક માણસ સામો મળ્યો. તેણે કહ્યું કે ચાંડપના આરે તો ગોળી ફરતી નથી. એટલે ત્યાં જવામા સાર ન હતો. એણે રામપુર–ફુદેડા અને ઊડણી એમ બે સ્થળો નદી પાર કરવા માટે બતાવ્યાં; કારણ આ બંને આરે તારાઓ સામાન્ય રીતે ગોળીઓ ફેરવતા હોય છે. ઊડણીને આરે તો કદાચ તરાપો પણ મળી જાય અને ત્યાં પટ સપાટ અને પહોળો હોવાથી ઊતરવાનું પણ વધારે સહેલ પડે. આમ તેણે વિગતવાર ફોડ પાડીને હકીકત કહી. પણ ઊડણી અહીંથી ઘણું દૂર હતુ, જ્યારે રામપુર–ફુદેડા માત્ર કલાકનો જ રસ્તો હતો. એટલે આખરે અમે ફુદેડા જવાનું નક્કી કરી એ તરફ વળ્યા થોડે દૂર ગયા એટલામા ચારપાંચ બાઇઓ અમને સામી મળી.

તેઓ સામે પારના જ એક નજીકના ગામની હતી અને સામાન્ય રીતે પુદેડાની બાજુમાં એમનો રસ્તો હતો; પણ આજે નદી પાર કરવા ઊડાણી જેટલે દૂર જઇ સીદીભાઇના ડાબા કાનની પેઠે મોટો ચકાવો ખાવાને તેઓ તત્પર થઇ હતી. અમે આ સાભળી ખરેખર વિમાસણમાં જ પડી ગયા. શહીદ થવાનાં સ્વપ્નાં તો સેવેલાં હતાં જ નહિ, એટલે ક્ષણભર તો એમ થયું કે કે ચાલો આપણે પણ ઊડાણી તરફ જાઇએ. ઘડીભર એમ પણ થયું કે પ્રથમથી જ સમજીને ઊડાણી ગયા હોત તો ઠીક થાત. પણ કાદવ ખૂંદી ખૂંદી પગ થાકી ગયા હતા અને ઊડાણી એટલું બધું દૂર હતું કે આ વિચાર કર્યો પાલવે એમ ન હતું. વળી ઊડાણીથી તારંગાનું અંતર પણ સીધા રસ્તા કરતાં ઘણું વધારે થાય; એટલે આટલું આવ્યા પછી આ અવળી ખેપનો વિચાર આખરે પડતો જ મૂક્યો અને પુદેડાના આરે જઇ નસીબ અજમાવી જોવાનું જ નક્કી કર્યું. સાથે સાથે એ પણ ચોક્કસ કરી લીધું કે પાણી વધારે હોય તો પૂર જોઇને પાછા ફરવું.

થોડે દૂર પહોંચ્યા નહિ હોઇએ એટલામા તો ચોગેર અંધકાર ફેલાવતી ઘનઘટામાંથી ઝમઝટ વરસાદ તૂટી પડ્યો અને નદી પાર કરવાની અમારી આશા ઉપર પાણી ફરી વળ્યું. આમ પોણોએક કલાક જોસબંધ પાણી પડ્યું અને સાબરની શાખારૂપ વેકરી નદી અમે ઓળંગી ત્યારે તેમા પૂર નહિ હોવા છતા તાજા વરસાદથી એનું વહેન વધ્યુ હતુ. પણ અમે જેમ તેમ કરીને પુદેડાની નજદીક તો પહોંચ્યા. એટલામા દિશાઓ ઉઘડવા લાગી અને વરસી રહેલા વાદળા ફરીથી એકવાર નાસભાગ કરવા લાગ્યાં. ગામમા પેસતાં જ અમે પૂછપરછ શરૂ કરી. એક માણસને ખભાપર માટીની મોટી કાળી ગોળી લઇને ઠાકરડાના વાસમાંથી નીકળતો અમે જોયો. એણે કહ્યું કે પોતે હડોલ ગામનો તારો હતો અને સવારે દસ વાગ્યે સાબર પાર કરીને તે આવેલો હતો. અત્યારે સામે પાર જવા માટે જ એ નદી તરફ જઇ રહ્યો હતો અને અમારી ઇચ્છા હોય તો પોતાની જ ગોળી ઉપર અમને નદીપાર કરી આપવાની એણે દરખાસ્ત કરી.

હું તો એકદમ આશાવંત થઇ ગયો, પણ મારા સાથી (અમે બે જ જણ પ્રવાસમા હતા) વેરાગરના રહીશ હોઇ અહીંની પરિસ્થિતિઓથી વિશેષ પરિચિત હતા. એમણે મને અંગ્રેજીમાં જણાવ્યું કે આ તારો માત્ર પૈસા લેવા માટે નદીપાર કરવામા મુશ્કેલી ન હોવાનુ જણાવતો ન હોય તેની શી ખાત્રી? મને, એ વખતે, અત્યારે છે તેટલો ગામડાંઓનો નિકટ પરિચય ન હતો એટલે ગામડાના માણસો નિર્ભેળ સત્યવક્તા અને નિર્દોષતાની પ્રતિમૂર્તિઓ જ હોઇ શકે એવી કવિકલ્પનામા (કે ભ્રમમા) જ હું હરદમ રહેતો, એથી મારા સાથી આવી અનુચિત શંકા કેમ લાવે છે એનું મને સહેજ આશ્ચર્ય પણ લાગેલું. પણ નદી સુધી તો અમારે જવું જ હતું એટલે નદીપાર કરવા સંબંધી આખરી નિર્ણય તારાને જણાવ્યા વિના અમે તેની સાથે વાતો કરતા ચાલ્યા. ગામ બહાર ગયા એટલામા તો વાદળ અરધાપરધાં વિખરાઇ ગયાં હતા અને સૂરજ પણ હળવેથી ડોકિયા કરી વાદળિયો તડકોછાંયડો કરી રહ્યો હતો. આમ લગભગ પોણો માઇલ ચાલીને અમે કિનારે પહોંચ્યા ત્યારે સૂરજ ઠીકઠીક પ્રકાશ ફેંકી રહ્યો હતો અને અરધો કલાક પહેલાં જે ઝમઝટ ઝડીઓ પડી રહી હતી તથા સૂરજનુ નામનિશાન પણ નહોતુ જણાતુ એવું કયાય લાગતુ ન હતુ. જાણે ખાસ વરસાદ પડ્યો જ ન હોય—માત્ર એક રસની છાંટ ઝરમર ઝરીને સૃષ્ટિને હસાવી રમાડી રુમઝુમ કરતી ચાલી ગઇ હોય—એમ ચોગેર હળવું હળવું લાગતુ હતુ. ગમે તેવી અતિવૃષ્ટિને અંતે પણ જ્યારે સૂરજ એકવાર ફરીથી પૂર બહારમાં પ્રકાશી ઊઠે છે ત્યારે સૃષ્ટિ હતી તેથી યે વધુ હળવી લાગે છે અને જાણે કોઇ અસાધારણ બનાવ કદી બન્યો જ નથી એમ મન માનવા મંડી પડે છે. એ તો વૃષ્ટિએ કરેલી વેરણછેરણની પૂર્ણ વિગતો આપણે પ્રત્યક્ષ જોઇએ અથવા પરોક્ષ સાંભળીએ ત્યારે જ માલૂમ પડે કે મામલો જુદી જ જાતનો છે—ત્યારે જ ભાન આવે કે પ્રકૃતિનો પછડાટ એ હરદમ કોમળ કવિકલ્પના જ નથી, ક્વચિત્ કંપાવી નાખે એવી કારમી ઘટના પણ છે.

આજે તો વરસાદ પણ એટલો બધો ન હતો, અને વળી સૂરજ પ્રકાશી રહ્યો હતો, એટલે ભરપૂર હોવા છતાં સાબર જાણે ધીરગંભીર વહી રહી હતી. મેવાડમાં થએલી મોટી વૃષ્ટિને કારણે એના બેય કાંઠે

પાણીની ખૂબ હલચલ મચી રહી હશે એમ કિનારા પર પડેલા ઓવાળાની લાંબી લીટીથી જણાતું હતું. ઓવાળાની લીટીથી પાણી અત્યારે ઠીકઠીક હટી ગએલાં હતા એટલે પૂર ઉતાર ઉપર હતાં એમ ચોખ્ખું જણાઇ આવતું હતું. પણ સાબરનાં પૂર ઊતરવા માંડ્યા પછી પણ ગોળી ફરે એટલાં ઓછા તો કદિક કદિક બેત્રણ દહાડે થાય છે એટલે ઓવાળાની લીટીથી પાણી પાછા હટે કે તરતજ એમાં પડી શકાતું નથી. ત્રણચાર દિવસથી પૂર ઊતરતા હતા એટલે દેખાવ છેક જ રૌદ્રરૂપ પણ ન હતો. પૂરની શરૂઆત હોય છે ત્યારે તો પ્રલયકાળના તાણ્ડવ જેવો ચોમેર દેખાવ થઇ જાય છે પ્રવાહની છોળોના પછડાટમા ઝાડોના ઝાડ ડગમગ કરતા ઊંચાનીચાં થતા હોય, મોટા કાટાના થર તરાપાની માફક પાણી ઉપર ડોલતા હોય અને ચોમેર જ્યા જુઓ ત્યા કચરાના કાળા કાળા ફીણ પાણી ઉપર ફરી વળતા હોય. પણ પૂર શાન્ત પડવા માંડે છે એટલે ઝાડઝાખરા ઓછાં થઇ ફક્ત પાણીના લોઢ જ ઉછળી રહે છે. આજે તો સાબરના પૂર કાઇક સૌમ્ય થયા હતાં અને સૂર્યનો પ્રકાશ એની સૌમ્યતામા વધારો કરતો હતો.

સાબરનાં પૂર પ્રચંડવેગી અને મહાઉછાળ હોવા છતા એક રીતે તો નાની નદીઓને મુકાબલે એ સૌમ્ય રૂપ જ ગણાય. હાથમતી અને હરણાવમાં પાણીનો પ્રવાહ જો કે સાબરને મુકાબલે કાઇ વિસાતમા નહિ, છતા એનો ઘુઘવાટ એટલો ઘેરો હોય છે કે દૂરથી આપણને ચોક્કસ ખબર પડે કે નદીમા આજે પૂર છે અને કાઠે જઇને ઊભા રહીએ ત્યાં તો પાણીના પ્રચંડ પછડાટથી કાન બહેર મારી જાય. સાબરમાં ઘોડાપુર હોય ત્યારે પણ દૂરથી તો નદીમાં પૂર હશે કે કેમ તેની શંકા જ રહે. માત્ર કિનારે જઇએ ત્યારે ખ્યાલ આવે કે હાથીનાં ટોળેટોળા મદમસ્ત બનીને સામસામાં ઊછળી રહ્યાં હોય એવા લોઢ પછાડતી રેલ સહસ્ર ફણા ફેલાવી ધસમસી રહી છે. સાબરના પૂરનો અવાજ નહિ જેવો જ. એ ગાજતી નથી, પણ ઊંડાણમાંથી એક હુંકાર કરતી હોય એમ એનાં પાણી હમહમી રહે છે. જેમ કોઈ મહાકવિની વાણી એની ટોચે ઝડઝમક કે પ્રાસાનુપ્રાસના શબ્દઘોષમા પડતી નથી, પણ ગર્ભિત અર્થસૂચનદ્વારા વિશાળ વ્યંજના પ્રકટીને ભાવની ભરતી કરી દે છે, એમ સાબરનાં પૂર નિર્ઘોષ ભવ્યતાથી વહે છે. મૌનમા જ સાચી મહત્તા છે એવો જાણે નિરધાર જ કરી લીધો હોય એમ એ ભાગ્યે જ મૌનભંગ કરે છે.

આથી યે વધુ જાણવા જેવી હકીકત એ છે કે સાબરના પટમાં ગોળી ફેરવવી એ મુકાબલે બીનજોખમી અને સરળ હોય છે. હાથમતી કે હરણાવમાં ગોળી ફેરવવી એ ઘણું અઘરૂં કામ, કારણ ગોળી ગમે તે સ્થળે પત્થર સાથે અથડાઇ પડવાની પૂરી બીક; એટલે ખૂબ સાચવીસાચવીને તારાઓને કામ લેવું પડે અને એમ સાચવતાં યે સો ટકાનું જોખમ. ઉપરાંત પાણીની ભમરીઓમા ફેરફેર ફસાઇ પડવાનો અને ઉતારૂને એકાદ બેખડ કે પત્થર ઉપર હાથપગ કે માથું ભાગી બેસવાનો પણ પૂરતો સંભવ. સાબરના પૂરમા તો પત્થર સાથે અથડાઇ પડવાની ક્યાયે બીક નહિ, એટલે એમાં તો હળવે રહીને ગોળી મૂકી દેવાની અને સડસડાટ ગામમા તરી નદી ખેંચી જાય તેટલે દૂર સામે કિનારે નીકળી જવાનું. ક્વચિત અરધોપોણો માઇલ દૂર નદી ખેંચી જાય તો પણ ડરવાનું નહિ. માત્ર ક્યાંક ભમરી આવે તો સંભાળી લેવાનું અને એ વખતે તરવાની ક્રિયા કરવાનું છોડી દઇ, ગોળાને સ્થિર કરી પાણી એકાદ બે ચકારા લેવડાવે તે લઈ, ફરીથી એકવાર ભમરીની બહાર આપમેળે જ જઇ પડયે પાછા ગામમાં ગોળીના આધારે તરવા માંડવાનું. આમ સાબરને ખાસ ઘોડાપૂર ન હોય એવાં બધા જ પૂરોમાં ગોળી મારફત ઘણુંખરૂં સહેલાઇથી પાર કરી શકાય. વળી સાબરને આરે ગોળીઓ ઠેરઠેર ફરી શકે છે, કારણ કે એનું વહેણ પૂરમાં પણ સમધારણ હોવાથી થોડાં અપવાદનાં સ્થળો સિવાય લગભગ બધે જ સ્થળેથી એ પાર કરી શકાય છે. હાથમતી અને હરણાવમાં અમુક ચોક્કસ સ્થળોએ જ ગોળી ફરી શકે અને ત્યાં પણ જરાક આઘાપાછા થઇ ગયા કે ગોળી અકસ્માતથી ફૂટી ગઇ તો તારા અને ઉતારૂ બંનેના ઘણુંખરૂં તો બાર વાગી જવાના! પણ સાબરમાં ગોળી ફૂટવાનો સંભવ નેવું ટકા ઓછો, અને કદાચ અસાધારણ સંજોગોમાં એવું બની બેસે તોપણ તારાઓ લગભગ બચી જ જાય અને ઉતારૂની કેડે તુંબડાં બાંધેલા હોય તો એ પણ બેત્રણ માઇલ દૂર ખેંચાઇ જઇને કે એકબે

ઘડા પાણી પી જઇને કદાચ કિનારા પર બેભાન હાલતમાં યે બહાર નીકળી આવે ખરો. અને બેભાન હાલતમાં જો કોઇ ઉતારુ બચી જાય તો એને સાજા થવામાં એટલી તકલિફ નહિ, કારણ વરામનું તો ભાગ્યે જ વાગેલું હોય.

આમ, સાબર પૂરમાં પણ માતા જેવો એનો સરલ સ્વભાવ છોડી દેતી નથી. માત્ર ઘોડાપૂર હોય ત્યારે, કવચિત મા પણ માઝા મૂકે એવું એનું થઇ જાય છે, એટલે એ વખતે એનો વિશ્વાસ નહિ. બાકી તો પૂરમાં યે એની સાથે સામાન્ય રીતે સ્નેહ કરી શકાય;—અલબત્ત, એ બાબતમાં ઉચ્છૃંખલ થવાનું તો નહિ જ. જેમ કોઇ માતા કારણવશાત્ ગંભીર બની જાય ત્યારે બાળક એને કુપિત થએલી માનીને કાંપતુંકાપતું એની પાસે જતુ નથી, છતાં જો જઇ ચડે તો મા છાતી સાથે ચાંપીને એને અભય બનાવી મૂકે છે, એવું સાબરનું યે છે. સાબરનાં પૂર જોઇને એક વખત ખમચી જનારને પણ બેત્રણ વખત હિંમત રાખી ગોળી ઊતર્યા પછી એમ થાય કે 'અહો! આમાં તે શું? આ તો બહુ સહેલ છે.' પણ આ સહેલું કામ આપણી પોતાની તાકાતના પરિણામરૂપ છે એમ ગણવાની ઉતાવળ કરવી એ ભૂલ છે. એની પાછળ તો સાબરના સ્વભાવની સહજ સરળતા છે.

એક આ વાત પણ અહીં જ કરી લઇએ. સાબરનો પટ સામાન્ય રીતે એટલો વિશાળ છે કે આડે દિવસે પટના પ્રમાણમાં એમાં વહેતો પાણીનો પ્રવાહ છેક પાતળો જ લાગે. પટની આ વિશાળતાને લીધે પૂરમાં યે એનાં પાણી પટ કરતાં સહેજ ઓછાં જ હોય છે. માત્ર ઘોડાપૂર આવે ત્યારે જ સાબર છલાછલ થતી હોય એમ લાગે છે, અને આવા પ્રસંગે પણ ઘણુંખરું એ માઝા તો મૂકતી નથી જ; એટલે એ છલકાઈ જઈ નુકસાન પહોંચાડવાના કિસ્સાઓ બહુ ઓછા જ બને છે. મહી કે વિશ્વામિત્રી રેલાઇને કાંઠાનાં ગામોને નુકસાન પહોંચાડ્યાની આપણે વારંવાર વિગતો સાંભળીએ છીએ, જ્યારે સાબરને વિષે એવા સમાચાર ભાગ્યે જ સાંપડે છે. એનું કારણ એ નથી કે તે નાની નદી છે તેથી ઓછી તોફાની છે. એનું કારણ તો જે આવે તેને સમાવી દે અને ઘોડાપૂરને પણ પૂરી મૂકે એવું એનું વિશાળ પેટાળ છે. પેટ નાનું હોય અને પાણી વધારે ભરાતાં હોય તો ગમે તે નદીને છલકાવું જ પડે; પણ સાબરને સુભાગ્યે સરળતાની સમૃદ્ધિ સાથે પટની વિશાળતા પણ વરેલી છે.

**આ**જે સાબરને પાર કરવી કે કેમ એ અમારે વિચારવા જેવું તો હતું જ; હજી તો ગઇ કાલ રાતથી જ પૂર મોળાં પડવા માંડ્યાં હતાં, જે પછી હડોલ ગામનો અમારી સાથેનો તારો પોતાના અંગત કામે ફુદેડા આવેલો તે હવે પાછો જતો હતો. રીતસર ગોળી તો ફરતી ન હતી અને અમારા સિવાય બીજા કોઇ ઉતારુ પણ ન હતા. વળી આ આરો ઊતરવા માટે એટલો સલામત નથી એવું અમને સૂચન પણ મળેલું, એટલે તારાએ આપેલી ખાતરી છતાં અમારું મન ઢચુપચુ હતું. પણ સામે નજર કરી તો ડુંગરમાળ ઝઝૂમી રહી હતી અને એની વચ્ચે અમારી બરાબર સામે જ તારંગાનો ડુંગર, એક મોટો સાંઢ ખૂંધ કાઢીને ત્રાંસો બેઠેલો હોય એવો શોભતો હતો. તારંગાની ઉપલી ટોચ અહીંથી બરાબર સાંઢની ખૂંધ જેવી જ લાગે છે; એટલે જાણે નન્દી કૈલાસને છોડીને સાબરનાં પાણી પી અહીં નિરાંતે બેઠો હોય એમ ઘડીભર કલ્પનાવિહાર કરવાનું મન થઇ જાય છે. એ જોઇને મારું ડહાપણ ચળી ગયું અને સામે પાર જવાનું નિશ્ચયબળ મેળવવાની પ્રબળ ઇચ્છા થઈ આવી. મેં મારા સાથીનો દાણો દબાવી જોયો, પણ એ ઉંમરમાં અને અનુભવમાં મારા કરતાં ખૂબ મોટા હતા એટલે એમ ભોળવાઇ જાય એવા ન હતા. આખરે મેં સાહસ-વાણી શરૂ કરી, એટલે એ પણ સ્વભાવે ગાઢ પ્રકૃતિ-પ્રેમી હોવાથી ઉત્સાહમાં આવીને બોલ્યા 'ચાલો ત્યારે, જે થાય તે ખરી!'

પણ એમણે તારાને પોતાના અનુભવ અને ડહાપણની કસોટી ઉપર કસી જોવાનું કર્યું. એમણે પૂછ્યું કે તેની પાસે તુંબડાં હતા કે કેમ? પેલાએ કહ્યું કે તુંબડાની કાંઇ જરૂર જ નથી; એ તો સામે પાર છે. મારા સાથીએ તો તુંબડાં વિના પૂરમાં પડવાની સાફ ના પાડી દીધી એટલે પેલો સામે પાર જઇ તુંબડાં લાવવાને તૈયાર થયો અને ગોળી માંડીને પૂરમાં પડ્યો. ગોળી પર બે હાથ માંડીને છાતીથી તેને ધકેલતો ધકેલતો એ સડસડાટ ત્રાંસમાં વહી થોડીવારમાં તો

સામે પાર પહોંચી ગયો. અમે તો ઝીણી નજરે જોઇ જ રહેલા, એટલે એને સહીસલામત પહોંચેલો દેખી અમારા દિલમાં પણ વધારે હિંમત આવી. થોડીવાર પછી એ એક બીજા તારાને સાથે લાવી, આઘેથી પડીને ગોળીપર તરતો તરતો ત્રાંસમાં અમારી પાસે આવ્યો અને તારાઓ સીંદરીથી વિંટાળેલું એકએક તુંબડું ગોળીમાંથી કાઢી ઊભા રહ્યા.

આટલી મહેનત કરાવ્યા પછી તો હવે સામે પાર જવું જ જોઇએ, એટલે અમે તૈયાર થયા અને થોડી વાતચીતને અંતે નક્કી કર્યું કે નવા આવનાર તારા સાથે મારે પ્રથમ નદી પાર કરવી. દરમિયાન મારા સાથી અને અમારી સગાથે આવેલો તારો વિશ્રાન્તિ લે, અને અમે સહીસલામત ઊતરી જઇએ પછી તેઓએ પડવું. મેં કછોટો બીડ્યો અને તુંબડું ક્યાં બાંધવું એમ તારાને પૂછ્યું. અમદાવાદમાં હું રહેતો ત્યારે વિદ્યાપીઠ, મીઠાખળી–નવરંગપુર કે એલિસબ્રિજ-ની બાજુમા, પૂર ઊતર્યાં પછીના ઠીક ઠીક પ્રવાહમા અનેક વખત પડેલો; પણ એ વખતે તો કોઇ જોડી-દાર સાથે તરતા તરતા જઇએ, અને એમા અસાધા-રણ જોખમ જેવું તો હોય જ નહિ, એટલે પૂરમા પડતા તુંબડું બાંધવું પડે એનો તો મને ખ્યાલ સરખો યે ન હતો; પણ આજનો ઢંગ તો કાંઇક જુદો જ હતો. એટલે તારાએ બતાવ્યા પ્રમાણે મેં કસકસાવીને કમર પર તુંબડું બાંધ્યું અને પ્રવાહમાં પગ મૂકીને ઊભો રહ્યો.

તારાએ ગોળી માંડી અને કેડ જેટલા પાણીમા અમે ચાલીને ઊતર્યા. એટલામા એના પગ સાથે કાંઇક અથડાયું, એટલે એણે એકદમ કૂદીને ડાબા હાથથી ગોળી ઝાલી જમણા હાથથી મારો ડાબો હાથ પકડી ત્વરાથી પાણીમા ઝપલાવ્યુ મેં બંને હાથ ગોળા ઉપર રાખેલા હતા, એટલે મારી પીઠનો ભાગ ઠીક ઠીક અદ્ધર રહેલો હતો. તેમાં તુંબડું પણ મને પાણીથી ઊંચે ને ઊંચે રાખવાનો પ્રયત્ન કરતું હતુ, એથી હું લગભગ અરધો બહાર હોઉં એમ મને લાગતુ, અને પાણીનું તાણ તથા વજન માત્ર પગ ઉપર જ જણાતું હતું. મને ત્યારે જ સમજાયું કે તારાઓ તરવા માટે ગોળી શા માટે વાપરે છે. ગોળી ખૂબ મોટી અને ઊંચી હોય છે અને એનું તળિયું જ પાણીને અડી રહે છે; એટલે એના ટેકાથી ખૂબ અદ્ધર રહી શકાય અને આમ ઉપલા શરીર ઉપર વજન ન આવે એટલે હાથ છુટા રહેવાના કારણે તરવાનું ફાવે.

તારો જે રીતે ગોળીની સાથે છાતી અડકાડી એને આગળ ધકેલવાનું કરતો હતો એ રીતે મેં પણ કરી જોયું; પણ એમા હું કાંઇ ફાવ્યો નહિ અને ઉલટું મને અતડું અતડું લાગવા માંડ્યું. એટલે મેં તારાને પૂછી જમણો હાથ ગોળીથી છૂટો કરી ડાબા હાથે ગોળીને જોરથી કસકસાવી રાખી અને છુટા થએલા હાથથી પાણી કાપવાનું શરૂ કર્યું.

આમ અરધેક અમે આવ્યા હોઇશું, એટલામા એક મોટું મોજું ગોળી સાથે અથડાયુ અને ગોળી ફરી જતી હોય એમ ડોલી ગઇ. તારાએ આ વખતે સાવધાનીથી ગોળી થંભાવી દીધી, કારણ કે જો ગોળી ચક્કર ખાઇ જાય તો એ કાં તો આઘે સુધી તણાઇ જાય, અથવા ઉતારૂના હાથમાંથી ગભરાટમાં છુટી જાય અને વિષમ પરિણામ આવે. હવે પાણીનું તાણ પણ ખૂબ લાગવા માંડ્યું હતું. અને અમે ઝપાટાબંધ પ્રવાહમા ખેંચાઇ જતા હતા. પાણીનુ મૂળ વલણ હડોલ-આરા તરફ હતુ, એટલે અમે જેમ ત્રાંસમાં આગળ વધતા હતા તેમ તાણનું જોર વધારે દબાણ કરતુ હતું. આખરે અમે વેગના મધ્યબિંદુએ આવી પહોંચ્યા એટલે તાણ એટલું બધું જોરદાર બની ગયું કે ત્રાંસમા વહેવાને બદલે અમે સીધા પ્રવાહની અંદર જ લાંબે સુધી ઘસડાઇ ગયા, અને સામો કિનારો જાણે જરા પણ નજીક ન આવતો હોય એમ લાગવા માંડ્યું! તારાએ એની પ્રચંડ તાકાતથી ગોળીને પકડી રાખી હતી અને ત્રાંસની દિશા એ અચૂક રીતે સાધી રહ્યો હતો. આમ થોડીવાર તણાયા બાદ તાણનું જોર કાંઇક નરમ પડ્યું. અને અમે વધુ ત્વરાથી કિનારા તરફ ધસી રહ્યા હોઇએ એમ લાગવા માંડ્યું. તારો એક જ મિસાલ તરી રહ્યો હતો અને અમારી ગોળી વેગથી છરરર કરતી પાણીને કાપી રહી હતી. આખરે કિનારો હાથવેંતમાં આવી ગયો અને અમારા પગ ફરીથી એકવાર ધરતીને અડી રહ્યા. પેટ જેટલે પાણી આવ્યાં એટલે ઊભા થઇને માર્ગ કાપતા અમે આરા ઉપર આવી ગયા અને તારાએ હળવેથી ગોળીને પાણીમાથી ઉઠાવી લઇ કિનારાપર મૂકી.

મેં ગોળીમા ઘાલેલાં મારાં કપડાં કાઢી ધોતિયું

બદલવાની શરૂઆત કરી. એટલામાં એણે બીજે ધોતિયે જ બેસી જઈ ભૂંગળી કાઢીને એમાં તમાકુ ભરી અને પાંચ સાત લાંબી સટો ખેંચી લીધી. ભૂંગળી ઠલવીને એ પાછો ઊભો થયો અને પ્રવાહને દૃષ્ટિથી માપી લેતો હોય એવી એક તીણી નજર એણે પાણી ઉપર ફેરવી. હું એના લોહદંડ જેવા બાહુઓ, ખડક જેવી છાતી અને સાંઢની ખૂંધ જેવા ખભા સાદર નિરખી રહ્યો હતો. પાટડા જેવી એની છાતી તાજા વ્યાયામથી વધારે ફૂલી હોય અને એના ઉપર રતાશ આવી હોય એવી લાગતી હતી અને એને તોડીને તાકાત બહાર નીકળવા માગતી હોય એમ એ આગળ ધસી પડતી હતી. વજ્રના નાના મોટા કટકાઓ કાપી કાપી જાણે મૂકી દીધા હોય એવું એનું સ્નાયુબદ્ધ શરીર હું નખશીખ જોઈ રહ્યો. મને થયું કે શરીરબંધારણમાં હિંદુસ્તાનની પ્રજા નબળી છે એમ કોણ કહી શકે? વ્યવસ્થિત લશ્કરી કે શારીરિક તાલીમ ન હોય એટલે તાકાતનું સંગઠિત આવિષ્કરણ ઓછું જ થઈ શકે. અને પેટ પૂરું ખાવા ન મળતું હોય ત્યાં તાકાત પણ ક્યાંથી ઊગી નીકળે? ગામડામાં ગરીબલોકને ઘી–દૂધ રોકડ પૈસાની તાણને લીધે કે દેવું અથવા વિઘોટી ભરવા ઢોર વેચવાં પડતાં હોઈ ઓછાં જ મળે છે. અને જેને ત્યાં હોય તેને પણ જે દિવસે છાશની ગોળી ફરે તે દિવસે એકાદ આંગળી ગાખણ કે રોટલાચોપડ જેટલું ઘી મળી જાય એ જ. આ સ્થિતિમાં પ્રજામાં શી રીતે બળ પ્રગટે? દૂધ તો વેચવા માટે કે દહીં કરવા માટે જ હોય એવો જ્યાં શિરસ્તો પડી ગયો છે એ દેશનાં બાળક લોહીઆળ અને ફૂલગાલ કેમ કરીને થાય? એમ છતાં ભૂખે મરતા ગરીબોમાં પણ ઘણીવાર પ્રચંડ, સ્નાયુબદ્ધ, ખડતલ શરીરો જોવા મળી જાય છે ત્યારે એમ જરૂર લાગે છે કે જો આ ગરીબ દેશમાં લોકની ગરીબી મિટાવી દઈએ તો અમાપ તાજગી, અથાગ બળ અને પારાવાર શક્તિની પ્રચંડ હલચલ મચી જાય.

બે ત્રણ મિનિટ પછી તારાએ મારી સામે જોઈને વાતચીત શરૂ કરી; એટલે મેં એને પૂછ્યું કે સામે કિનારેથી પડતી વખતે એ એકદમ કેમ કૂદ્યો હતો, અને ઉતાવળથી કેમ ઝંપલાવ્યું હતું. તેણે કહ્યું કે પહેલાં તો તેનો વિચાર રિવાજ મુજબ છાતી સુધી પાણીમાં ઊભા ઊભા જઈ પછી તરવાનો હતો, એટલામાં એના પગ સાથે મગર અથડાયો જેથી એણે પડવાની ઉતાવળ કરી અને ઝંપલાવ્યું. હું તો એ સાંભળીને સડક જ થઈ ગયો અને લગભગ ડરી જ ગયો! કારણ મેં તો એના પગ સાથે એકાદ સાપ જેવું કંઈક અથડાયું હશે એમ ધારી લીધેલું પણ અહીં તો મગરનો મામલો નીકળ્યો. મેં શંકા કરી કે છેક કિનારા ઉપર એટલા પાણીમાં તો મગર ક્યાંથી હોય! એણે સમજ પાડી કે નદીના પૂરમાં સામાન્ય રીતે પોતાનું પૂછડું જમીનને અડી શકે એટલા પાણીમાં જ બંને બાજુ કિનારા ઉપર મગર હરેફરે છે એ પ્રવાહની વચમાં કદી જાય નહિ, નહિતર એ પણ ક્યાંનો ક્યાં ઘસડાઈ જાય. એટલે નદીપાર કરનારે બંને કાંઠા ઉપર ખૂબ સાવચેતી રાખવાની; બાકી પૂરની વચમાં તો આ બાબતમાં લગભગ નિર્ભયતા જ ધરી શકાય. મગરના આ શાસ્ત્રમાં મને રસ તો પડ્યો, પણ સાથે સાથે એમ પણ થયું કે જો નદીમાં ઝંપલાવતાં પહેલાં સાપને બદલે મગર છે એમ ખબર પડી હોત તો તારો કૂદ્યો એ વખતે આગળ વધવાને બદલે તેને પાછા ફરવાનું જ મેં કદાચ કહી દીધું હોત અને પરભાર્યા પૈસા ચૂકવીને તેને વિદાય જ કરી દીધો હોત! પણ હવે તો અમે નદીના પૂર સહીસલામત પાર કર્યાં હતા એટલે મને મગરના ખ્યાલથી સહેજ આનંદ થયો—હું સહેજ ફુલાયો પણ ખરો, કારણ એથી અમારી પ્રવાસકથામાં લગભગ અદ્ભુત રસના સાહસરંગો ભળવા લાગ્યા હતા.

અમે ત્યાં ઊભા હતા એટલામાં જ મારા સાથીને લઈને સામે કિનારેથી અમારી સાથે કૂદેલો આવેલો તારો પડ્યો, અને જોતજોતામાં તેઓ આઘેથી ત્રાંસમાં અમારી તરફ સપાટાબંધ આવવા લાગ્યા. દડોલનો કિનારો ભાડી જેવી ઊંચી દિવાલોથી બંધાએલો છે અને અમે ઊભા હતા તે એક જ જગ્યાએ આરો છે ને ત્યાંથી ઊંચે ચઢીને ગામ તરફ જવાનો ઢોળાવ છે. તારાએ સામે પારથી પડીને તરતા તરતા આ આરે અચૂક નીકળવું જ જોઈએ, નહિતર ઉપાધિ થઈ પડે, કારણ આરા ઉપર થોડીક જ ખાલી જગ્યા છે; એ સિવાય બંને બાજુ બાંધેલા જેવો કાંઠો છે. એને છેક ધસીને પાણી જાય છે, પણ ત્યાં લાંબે સુધી

બહાર નીકળવા જેટલી ખાલી જગ્યા નથી. અને બહાર નીકળવા માટે તો જગ્યા જોઇએને? જે એક આરો છે તેનો ઉપયોગ ન કરી શકાય એવી રીતે જો આગળ વધી જવાય, તો પૂરતું જોખમ. કારણ ઊંચા કાંઠાને છેક ઘસાઇને લાંબે સુધી તણાયા કરીએ તો પણ નીકળી શકાય નહિ અને સ્થિર પણ રહી શકાય નહિ. વળી લાંબે સુધી ખેંચાઇ જતાં ભમરીઓમાં ફસી જવાય અને કાંઠેકાંઠે મગરનો પણ ભય. આમ હડોલનો આરો એ બીનસલામત અને જોખમકારક ગણાય. ઊડણીનો આરો તો બંને બાજુએ મોકળો અને પટ વિશાળ એટલે કદાચ આથે અચાનક ખેંચાઇ જવાય તો પણ હરકત નહિ.

આ બાબતનું ભાન મને પાછળથી જ થયું અને તે નીચેના પ્રસંગને લીધે જ. મારા મિત્રને લઇને પૂરમાં પડેલો તારો અમારી તરફ આવતા વેગમા એટલો ખેંચાઇ ગયો કે અમારા ધારવા મુજબ અમે ઊભા હતા તે સ્થળે એ ન નીકળતાં થોડો આગળ વધી ગયો; છતાં એ કિનારાથી એક દોરડીવા દૂર હતો. એટલું અંતર એ કાપે એટલામાં તો તાણમાં આરો વટી જવાય, અને પછી છેક કિનારાને એ અડે તો પણ બહાર શી રીતે નીકળાય? આ બાબત મને તો એ વખતે પૂરી સમજમા નહિ આવેલી, પણ અમે ઊભેલા ત્યાંથી આગળ તણાતા એ બંને જણને જોઇ મારી પાસે ઊભેલો તારો એકદમ ગોળી લઇને આગળ દોડચો અને જાણે મદદ આપવા તૈયારી કરવા લાગ્યો. એટલામા તો પેલા તારાએ એક જોરદાર હલેસું માર્યું અને મારા મિત્ર સાથે તેની ગોળી આરાના પેલા ખૂણે છેક છેવટના ભાગમાં બહાર નીકળી ગઇ.

આમ, અમે નદી સહીસલામત પાર કરી કિનારે થોડી વાર બેસી ઢોળાવ ઉપર ચઢીને ધીમેધીમે ગામભણી ચાલતા થયા. એટલામાં આરા ઉપરથી એક માણસ અમારી સાથે થઇ ગયો અને અમે ક્યાંના છીએ અને ક્યાં જવાના છીએ વગેરે પ્રસ્તાવ કરીને એણે કહ્યું કે અમે આ હડોલના આરે નદી પાર કરવામાં વધુ સાહસ ખેડ્યું હતું, કારણ કે નદીનું પેટ અહીં ઢોળાવ તરફ ઢળે છે એટલે તાણ વધારે છે; અને જો કદાચ આગળ તણાઇ ગયા તો ત્યા ખૂબ ભમરીઓ આવે છે જેમાં અચૂક ફસી પડાય એવું હતું. વિશેષમાં આગળ મગરીઓ ધરો છે એટલે એ પણ જોખમકારક છે. મને નદી પાર કરાવનાર તારો અમારી સાથે જ ગામ ભણી આવતો હતો. તેણે તો ભાર દઇને કહ્યું કે 'એમ કદી તણાઇ જવાય નહિ. અને કદાચ તણાઇએ તો યે પાછા ફરીને સામે આરે નીકળી જવાય, અથવા એમને એમ લાંબે સુધી જઇ કાંઠો જ્યાં નીકળવા જેવો ખુલ્લો જણાય ત્યાં નીકળાય. પણ પેલા માણસે એને મહારીને કહ્યું કે આ તો આરાની સલામતીની વાત છે અને ઉડણીનો આરો એ રીતે સારો ગણાય. એટલે તારાએ જરા દા ભાખીને પાછું ઉમેર્યું કે એ તો બધા આરા સરખા, બધે ઉતરાય. પણ અમને પેલા આગતુકની વાત વજૂદ વાળી લાગી એટલે અમે મનમાં ને મનમાં ગાંઠ વાળી કે પાછા ફરતી વખતે આ બાજુ નહિ આવતાં ચોક્કસ ઉડણી તરફ જવું અને એ આરે જ નદી પાર કરવી. પેલો તારો ભલે ઉસ્તાદ તરનારની દૃષ્ટિએ સલામતીનો સવાલ વિચારતો હોય અને એની પ્રચંડ તાકાતની પાસે સાબર એને રમકડું લાગે, પણ અમારે તો એ બાબતની બારાખડી શીખનારની દૃષ્ટિએ જ સલામતીનો વિચાર કરવાનો ને? પણ અમારા તારાને ન્યાય આપવા ખાતર મારે કહેવું જોઇએ કે પાછા ફરતી વખત ઉડણીમાં અમે બીજા ત્રણ ચાર તારા જોયા અને એમાંથી બેની સાથે નદી પાર પણ કરી, છતા પેલા હડોલના તારાની તરવાની રીત, તરતી વખતનો એનો સીનો, ગોળી ઉપરનો એનો કાબૂ એ બધું મારા મનમાં વસી ગયું અને ઉડણીના તારાઓ ચોમેર પ્રખ્યાત હોવા છતાં હડોલનો તારો અંગત રીતે તો મને ચડિયાતો જણાયો. એના પગને મગર અડયો ત્યારે જે રીતે એણે કૂદીને ઝંપલાવ્યું હતું અને મારાં બાવડાંને એના પ્રચંડ પંજાથી પકડી ગળી સડસડાટ પૂરનાં પાણી કાપી રહ્યો હતો તેમજ શરૂઆતમાં અમે પૂરમાં પડતાં ખચકાતા હતા એ વખતે એણે સ્થિર અવાજે જે કહેલું કે' 'શેઠ, ગોળી તો રહી પણ આમ બાવડાંથી પકડીને સામે પાર ઉતારી દઉં,'—એ બધું મારા મગજમાં એવી રીતે વણાઇ ગયું છે કે 'તારો' શબ્દના પ્રતીક રૂપે એ હડોલનો તારો જ મને યાદ આવે છે.

(ચાલુ) રામપ્રસાદ શુક્લ

# પૌષ્ટિક ખોરાકો

## આ બેમાંથી સાચા પૌષ્ટિક ખોરાકો કયા ?



| | |
|---|---|
| બદામપિસ્તાં, પલાળેલી દાળ,<br>કોપરૂં ને ગોળ, સાકર ને માખણ,<br>મુસળીપાક, સોનાચાંદીના વરખ | દૂધ, છાશ, મધ, તાજી લીલોતરી<br>શાકભાજી, સંત્રાં મોસંમી ને દ્રાક્ષ<br>જેવાં મધુર ફળો, પ્રાણદાયક હવા |

આ ?———કે———આ ?

શિયાળો એટલે શક્તિનો સંઘરો કરવાની ઋતુ; અને શક્તિનો સંગ્રહ તો પૌષ્ટિક ખોરાકો ખાવાથી જ થઇ શકે. આ બે બાબતો ઉપર મોટા ભાગના લોકો એકમત હોય છે. પણ એથી એક ડગલુ આગળ ચાલીએ, એટલે કે પૌષ્ટિક ખોરાક કોને કહેવો એ સબંધી તપાસ કરીએ, તો પછી જોઇ લો મઝા! બદામપિસ્તાં, ચણાની દાળ, પલાળેલી બાજરી, ઝાકળનાં રીંગણાં, કોપરૂં ને ગોળ, સાકર ને માખણ અને સોનાચાંદીના વરખ,—એવી કંઇ અનેકવિધ ચીજોના પ્રશંસકોનાં અલગ અલગ ટોળાં હોય છે. ભાગ્યે જ કોઇ એવો ખાવા યોગ્ય ખોરાક બાકી રહી જતો હશે કે એ પૌષ્ટિક છે, એવું કોઇને કોઇ માણસ તરફથી એને પ્રમાણપત્ર મળ્યું ન હોય!

આ ઉપરાંત મુસળીપાકથી માંડીને મોતીપાક સુધીના પાકોની જબ્બર યાદી તો જુદી! કેટલાક લોકો વળી કૉડલીવર ઑઇલ કે બીફ એક્સટ્રૅક્ટના બાટલાઓમાં પૂરી મુકેલી તાકાત ખેંચી લેવાનો પ્રયત્ન કરે છે!

આ બધા પ્રયત્નો પ્રેરનાર બે વિચારો છે: એક તો એ કે ખોરાક જેમ પચવામાં ભારે એમ વધુ પૌષ્ટિક; બીજો એ કે વસ્તુ જેમ મોંઘી એમ વધુ ગુણકારી!

મને લાગે છે કે આ વિષયને લગતા આપણા બધા લોકપ્રિય અભિપ્રાયો માત્ર ખોટા વિચારોનો એક ખીચડો જ છે.

પણ જો આધુનિક આહારશાસ્ત્રની દૃષ્ટિએ આ વિષયને તપાસીએ તો ઘણી જૂની અને રૂઢ માન્યતાઓને નિરૂપયોગી ગણીને ફેંકી દેવી પડે. કેમ તે આપણે જોઇએ.

શિયાળો એ શક્તિનો સંગ્રહ કરવાની ઋતુ છે એ માન્યતા સર્વાંશે સાચી નથી. યોગ્ય રીતે રહી જાણીએ તો ગમે તે ઋતુમાં શક્તિનો સંગ્રહ કરી શકીએ. જ્યારે અયોગ્ય રહેણી કરણીથી શરીરમાં કચરાનો પણ સંચય થાય. દમ અને સંધીવાના દર્દીઓ શિયાળામાં તો ખૂબ પીડાય છે. ઇન્ફ્લુએન્ઝા અને ન્યુમોનીઆને વધુમાં વધુ શિકારો શિયાળામાં જ મળે છે ને?

વળી, શિયાળામાં નૈસર્ગિક રહેણીકરણીથી મેળવેલું આરોગ્ય બાકીના આઠ મહિના બેદરકાર રહેવા છતાં જળવાઇ રહેશે એમ માનવું પણ ભૂલભરેલું છે. તંદુરસ્તી કંઇ અથાણાની પેઠે એકસામટી આથી શકાતી નથી! પૌષ્ટિક ખોરાકો એ એકલો જ કાંઇ શક્તિ મેળવવાનો માર્ગ નથી. હા, એ અનેક માર્ગોમાંનો એક માર્ગ છે ખરો.

કોઇ પણ ખોરાક જો બરાબર પચે તો જ શરીર એનો ઉપયોગ કરી શકે. ન પચેલા ખોરાકમાંથી અનેક પ્રકારનાં ઝેરો ઉત્પન્ન થઇ લોહીને દૂષિત કરી, જુદીજુદી ફરિયાદોને જન્મ આપે છે. 'પૌષ્ટિક' છાપના ઘણા ખોરાકો શક્તિ કે વજન વધારવાને બદલે ગડગુમડ અને કબજિયાત વધારે છે. બદામપિસ્તાંને આટલું બધુ મહત્વ કદાચ એમને પચાવવામાં પડતી ભારે મુશ્કેલીને લઇને જ મળ્યું હશે!

સમાજમાં દ્રવ્યની અણસરખી વહેંચણીને લઇને અનેક કરુણ પરિણામો આવ્યાં હશે, પણ સાથેસાથે આ જ કારણને લઇને અનેક હાસ્યાસ્પદ વિચારો પણ ફેલાયા છે. 'ખોરાક જેમ વધુ મોંઘો એમ વધુ ગુણકારી' એ એવો એક હાસ્યાસ્પદ ખ્યાલ જ છે; અને તે મોટા ભાગના ગરીબ લોકોના લઘુભાવ (Inferiority Complex)માંથી જ ઉદ્ભવ્યો છે. સાચા પૌષ્ટિક ખોરાકો ભલે કદાચ બહુ સોંઘા નહિ હોય, તોપણ આપણે ધારીએ છીએ એટલા મોંઘા તો નથી જ.

આજના આહારશાસ્ત્રીઓની નજરે જે સર્વોત્તમ ખોરાકો છે એને તો આપણે ઘણા લાંબા વખતથી

નિર્માલ્ય માનીને અવગણ્યા કર્યા છે.

દૂધ, છાશ, મધ, તાજાં શાકભાજી અને સંત્રાં મોસંબી જેવાં મધુર ફળો એ જ સાચા પૌષ્ટિક ખોરાકો છે. પથારીવશ માંદા માણસથી માંડીને સખ્તમાં સખ્ત પરિશ્રમ ઉઠાવતા પહેલવાન સુધી સૌકોઇ એને સહેલાઈથી પચાવી શકે છે. એ ક્ષારો અને પ્રજીવકોથી ભરપૂર છે. પાચક અવયવો ઉપર એ ઓછામાં ઓછો કર નાખી બદલામાં વધુમાં વધુ શક્તિ આપે છે.

અને શિયાળામાં મફત મળતા એક અતિશય પૌષ્ટિક ખોરાક તરફ બહુ ઓછા માણસોનું ધ્યાન ખેંચાયું હોય છે. એ ખોરાક તે શિયાળાની નવા જીવનથી ભરપૂર પ્રાણદાયક હવા! એ શાકભાજી અને દૂધઘીની પેઠે ખોરાક જ છે, એટલું જ નહિ, પણ એમના કરતા યે વધુ જરૂરી એવો એ ખોરાક છે.

વહેલી સવારે ફરવા નીકળી પડી ઊંડા શ્વાસ લો: જો અગાઉની ટેવ નહિ હોય તો આ હવા શરૂશરૂમાં સળેખમ પણ કરશે પણ એનાથી મૂંઝાવાની કે ડરવાની જરૂર નથી, એ તો સારામાં સારો પુરાવો છે કે સજીવ હવાના સંસર્ગથી ઉત્તેજાએલું શરીર અંદર જામેલો નીરુપયોગી કચરો બહાર ફેંકી રહ્યું છે. વધુ ઊંડા શ્વાસ લઇને આ શરીર સફાઇની ક્રિયાને મદદ કરો. ત્રણચાર દિવસમાં સળેખમ એની મેળે અદૃશ્ય થઇ જશે.

ત્યારે પૌષ્ટિક ખોરાકો કોને કહેવા? નીચે આપેલી બાર કસોટીમાંથી ઓછામાં ઓછી આઠમાંથી જે ખોરાક પસાર થાય એને પૌષ્ટિક માનવામાં વાંધો નથી.

(૧) એ સહેલાઈથી પચે એવો હોવો જોઇએ.

(૨) એ કબજિયાત ઘટાડવામાં અને મટાડવામાં મદદ કરે એવો હોવો જોઇએ, કારણકે કબજિયાત એ દુનિયાના અરધો અરધ રોગોનું મૂળ છે.

(૩) એમાં ક્ષારો પૂરતા પ્રમાણમાં હોવા જોઇએ.

(૪) એમાં પ્રજીવકો છૂટથી હોવા જોઇએ.

(૫) એમાં ચૂનો બરાબર હોય એ આવશ્યક છે. દુનિયાના લગભગ બધા જ આહારશાસ્ત્રીઓ એ બાબત ઉપર એકમત છે કે, આજનો સુધરેલો માનવી ચૂનાની તૂટથી પીડાઇ રહ્યો છે. દાંત અને હાડકાંના રોગો થવામાં ચૂનાની અછત એ એક અગત્યનું કારણ છે.

(૬) એ જ મુજબ સુધરેલા ખોરાકમાં, લગભગ દરેક ખોરાકને રાંધવાની આપણી ટેવથી અને રૂઢીબદ્ધ રસોઇથી પ્રજીવક 'ક' ની હરહમેશ ઓછીવત્તી તાણ રહે છે. આદર્શ ખોરાકમાં આ ખોટ બરાબર રીતે પૂરવા માટે પ્રયત્ન થવો જોઇએ.

(૭) નત્રિલ (protein)નું પ્રમાણ શરીરની જરૂરિયાત કરતાં વધારે ન હોવું જોઇએ. પુખ્ત ઉમરના માણસ માટે રોજનું ૬૦ ગ્રામ નત્રિલ આદર્શ મનાય છે.

(૮) નત્રિલની ગુણવત્તાનો પ્રશ્ન પણ જરૂરી છે. દૂધ અને ઈંડાનું સર્વોત્તમ, માંસ અને કોચલીવાં ફળો (nuts)નું મધ્યમ, અને કઠોળનું નત્રિલ કનિષ્ટ લેખાય છે.

(૯) ખોરાકમાં વપરાતી ખાંડ કુપાચ્ય ન હોવી જોઇએ.

(૧૦) ક્ષારો પ્રજીવકો અને કૂચો પૂરો પાડનારાં છોડાં, અનાજ કઠોળ અને શાકભાજીમાં બની શકે એટલાં વાપરવા જોઇએ.

(૧૧) રસોઇ શાસ્ત્રીય હોવી જોઈએ.

(૧૨) વાનીઓ ઓછી હોવી જોઇએ.

આજકાલ જુદીજુદી જાતના પાકોને સામાન્ય રીતે પૌષ્ટિક ખોરાકો માનવામાં આવે છે, પણ પકવેલા ખોરાકો કરતાં કાચા ખોરાકમાં ઘણું વધારે પોષક તત્ત્વ હોય છે. શિયાળામાં મૂળા, મોગરી, ગાજર, ડૂંગળી, સુવા, કોબીજ અને કૉલીફ્લાવર જેવા, કાચા ખાઇ શકાય એવા અનેક પદાર્થો મોંઘા મળતા હોવા છતાં, અતિ રાંધવાથી નિસત્વ થએલા મોંઘા પાકો પાછળ પૈસા બગાડવાની આપણને ઘેલછા લાગી છે.

ઉપરથી એ પણ જોવા જેવું છે કે પોષણ એ ખોરાકનું સૌથી વધારે જરૂરી અંગ છે, છતાં યે શુદ્ધિ, સુરુચી, કરકસર, માનવતા, જીવદયા, દેશપ્રેમ અને કાર્યક્ષમતાની કપરી કસોટીઓમાંથી પસાર કર્યા વિના આપણે કોઇ પણ ખોરાકને આદર્શ ખોરાક કહી શકીએ નહિ. કૉડલીવર ઑઇલ જેવા કેટલાક ખોરાકો પોષણની કસોટીમાંથી સહેલાઈથી પસાર થશે, પણ બીજો દરેક દરવાજો એમને માટે બંધ રહેશે.

શિયાળામાં આરોગ્ય મેળવવા શરૂઆત કરવા ઇચ્છનારાઓને આગળ દર્શાવેલા ખોરાક સંબંધી વિચારો ઉપરાંત, નીચેની બાબતો પણ લાભદાયક નીવડશે.

(૧) હલકી કરવા માગતા હો તો દરરોજ અને ભારે કરવા માગતા હો તો એકાતરે નિયમિત કસરત કરો.

(૨) શરીરને સતેજ રાખો, પણ તે ખૂબ કપડાં પહેરીને કે અંગારે તાપીને નહિ; કસરત, સૂર્યસ્નાન અને જોઇતાં કપડાંથી એ સારામાં સારી રીતે થઇ શકશે.

(૩) સૂતી વખતે બારીઓ ઉઘાડી રાખો. સખત ઠંડી હોય ત્યારે ઓરડામાં ઓછામાં ઓછી એક બારી તો ઉઘાડી રહેવી જ જોઇએ. ટાઢ વાતી હોય તો બે વધારે ગોદડાં ઓઢવાં બહેતર છે, પણ ચહેરો બીલકુલ ઢાંકવો ન જોઇએ.

(૪) સવારે, સાંજે અને નવરાશે ઊંડા શ્વાસ લઇ હવાને દવા બનાવો.

(૫) શિયાળામાં ત્વચા ચોખ્ખી થઇ જાય એ તરફ બરાબર ધ્યાન અપાવું જોઇએ. શરીરે તેલ ચોળવાની આપણી જમાનાજૂની પ્રથાને આજનું વિજ્ઞાન સંપૂર્ણ ટેકો આપે છે.

આરોગ્યશાસ્ત્રીના આ આદેશો તરફ જો પૂરતું ધ્યાન આપવામાં આવે તો શિયાળો રોગની ઋતુ મટી જઇ આરોગ્યની ઋતુ નિઃશંક થાય.

રમણલાલ એન્જિનીયર

# ગુજરાતી લઘુલિપિ

(ગયા અંકને અનુસંધાને)

## ઉદાહરણો

(૧) [નિ. ૭૭: આદ્ય 'ક', 'ગ', 'પ', 'બ'નો લોપ] કથા, કબજો, કબ્રસ્તાન, કર, કરાર, કલા, ગતિ, પગલું, પદવી, પદાર્થ, પદ્ધતિ, પસંદ, પહાડ, બગીચો, બનાવટ, બહાનું.

(૨) [નિ. ૭૮: આદ્યાક્ષરના લોપ પછીના સ્વર કે વ્યંજન] કરોડો, કલમ, કલાકાર, કલામય, કલ્પના, કલ્યાણ, કંટાળો, કાગળ, કાથો, કામદાર, કાયદો, કાર્ય, કાવ્ય, કિનારો, કિરણ, કિલ્લો, કિસ્સો, કુમાર, કુરાન, કુરબાન, —— કૃતિ, કૃત્ય, કૃત્રિમ, કેળવણી, કેવડો, ગંભીર, ગુજરાતી, ગુનો, ગુલામ, ગોરા, પવિત્ર, પાઇલટ, પાઠ, પાત્ર, પારકું, પાર્ટી, પાલન, પિતા, પીંછી——પુરાણ, પુરાવો, પુરુષાર્થ, પુના. પેટી, પૈસા, પોષણ, બાગ

(૩) [નિ. ૭૯: ઉપસર્ગ પછીના 'ક', 'ગ', 'પ', 'બ'નો લોપ] અનુકરણ, અનુકંપ, અનુકૂળ, અવકાશ, ઉત્પન્ન, ખુરાઓ, દુર્બળ, દુષ્કર્મ, નિર્બળ, પરિપૂર્ણ, પ્રકરણ, પ્રકાશ, પ્રતિપાદન, પ્રપંચ' મહાપુરુષ —મહાત્મા ગાંધી, સદ્ગુણ, સદ્ગૃહસ્થ, સંકલ્પ, સંબંધ, સુગંધ.

## ઉદાહરણોનું લઘુલેખન



## સામે કાંઠે

• મંદાક્રાન્તા •

દેશે દેશે વિચરી વિચરી આવતી સિન્ધુ-ઊર્મિ!
કહે શો કેવી વનલલિત કંઠાર દેશાન્તરોની?
કેવા ત્યાનાં પ્રબળ ગરવા શૂર સ્વાધીન રાષ્ટ્રો?
એ કાંઠે છે અમ સરીખડી કો ગુલામી પ્રજાઓ?

મન્ધ્યા ઉષા! જગત ભ્રમણે ઊડતી નિત્ય જોડી!
આ ભૂમિમાં ઉગી ઉતરતી એવી ત્યાંજે ઉગો છો?
તો શાને આ ધરતી અમ નિસ્તેજ નિષ્પ્રાણ સૂની
ને સામે ત્યાં સ્મિત સુખભર્યાં કોરતા મુક્તિગીતો?

રોમે રોમે સળગી ઉઠતી અગ્નિતીખી યુવાની!
ઓ કાંઠેથી મુજ વતનમાં એકદા આવજે ને
આઝાદીના વીજળી મરખા આંચકાથી જગાડી
કાળી રાતે અમ કદમને દોરજે મૃત્યુકૂચે.

**ચુનીલાલ પાટડીઆ**

## સ્થાનાંતરીને

ઘર બદલી જનાર પ્રતિ ઘરની ઉક્તિ

• શિખરિણી •

મને વાળીઝાડી સુઘડ કરવા તેં શ્રમ ઘણો
લીધો ભો લીંપીને; મુજ હૃદયનો ભાર કમી તો
થયો જ્યારે આવી તવ ગૃહિણિ ત્યાં મોદ વદને
ધરીને માંગલ્યે શુભ કલશ ને પાસ દીપિકા.

હું યે આનંદ્યો કે તુજ સુભગ સહવાસ ગમશે
અને સંસ્કારિતા મુજ સ્વરૂપને ઓપ દીપવે.
પરંતુ એ શન્યે: પરિચય વધ્યે ક્લેશ વધતો
નિહાળીને તારી મલિન રહણી ને કરણી સૌ.

ખમી એ યે લીધુ પણ કુટિલતા તેં નવ ત્યજી,
વદે પાછો લોકે: 'નવ સુખ લહ્યું આ ઘર વિષે,'
સમેટી સૌ લેતો ઇતર વસવા તું મુજ થકી,
અને ખાખી બાવા સમ સ્વરૂપ મારૂં બનવતો.

• ઝૂલણા •

જે મહાપંચભૂતે કરણ તવ ઘડ્યું
તે સહુએ રચ્યું માળખું આ,
તુજ ગયે જે દશા પ્રાણહીન માહરી
તે સ્થિતિ કાં ન સ્મરતો બડખા?

**ઠાકોર ચોકશી**

## મોંઘા મારે ગામડે આવો

(મારે ઘેર આવજો માવા . . . . એ ઢાળ)

મોંઘા મારે ગામડે આવો,
લેવાને લાખેણો લ્હાવો.

મોરે પ્હરોડે વાગે વલોણાં, ગાજે ઘંટીના ઘોર;
નદી ને દૂધની વ્હેતી સરિતા, છાશની છાકમછોળ.
અવનીનાં એ અમૃત મીઠાં,
દેવોએ સ્વર્ગે ન દીઠાં.

સગખી સાહેલીની સંગે સચરતી, જાણે ઢળકની ઢેલ;
સુખદુઃખની નિજ ગોઠડી કરતી, માથે મૂકી બજાહેલ:
માનુનીનો મદિયર મેળો,
કુવા કેરો કાંઠડો પ્હેલો.

ખરછટ બોલી ને કાળજું કુણા, ભોળો મારો ભાઈબીગ;
ભૂખ્યા તરસ્યાનો માળવો એ તો દુઃખીનો ધીંગો ધાર:
નિહાળી હ્યો નાડે નરવો,
ખેડુ શેઢે ગાજતો ગરવો.

કીચુડ કીચુડ કોસ ફરંતો, કોશીઓ ગાતો ગાન;
કુડકપટ એ કાંઇ ન જાણે, તનમાં એક જ તાન:
વાકી કેડે પાણીડા વાળે,
ખૂંડે ભાણુ આખડી ઢાળે.

મ્હેમાન દેખીને મુખડું મલકે, અડધો ઉરે એ થાય;
સ્વાગત માટે સર્વ મૂકીને, પાપડ સુધી પળાય:
ચરણ ધરે સંપત્તિ સારી,
અમરાપુરી નાખે ઓવારી.

વનવનનાં વનપંખી બોલે, મોર કોયલ ટહુકાર;
સાયંકાળે આરતીટાણે, ઝાલરના ઝણકાર:
ડૂકે ડૂકે ડુંગરા ડોલે,
અભિમાની આંખડી ખોલે.

અમાસ એકાદશીના આખ્યાન, વાચક સઘળો જાય;
ઝાંઝ પખાજ ને વાગે મંજીરાં, ભગત ભેગા થાય:
તંબુરાના તારને છેડે,
અબોલે આનમા રેડે.

ગરવાં મારા ગામડા જોવા, આવજો માવા! આજ;
કોડીલા કુદરત આપે આમંત્રણ ખોળાને ખૂંદવા કાજ:
ઝીણાઝીણા વાયરા વાયે,
નાપો તનમનના તાપે.

**નાનાલાલ દલપતરામ પટેલ**

# આ અંકનું મુખચિત્ર અને એના કલાકાર



આ અંકના મુખચિત્ર તરીકે રજૂ થતા 'રંકની કલા' નામક ચિત્રના આલેખક શ્રી છગનલાલ જાદવને, આ વર્ષના બૉમ્બે આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં શ્રેષ્ઠ વૉટરકલર માટેનું પહેલું ઇનામ એમને ભાગે ગયું છે. ઇ. ૧૯૦૩માં જન્મેલા આ હરિજન યુવાને આજે ગાંધીયુગના પ્રભાવે પોતાની જાતિ તેમજ શિક્ષણને અમર ગૌરવ અપાવ્યું છે. એક વખત અમદાવાદની [illegible] શાળામાં પ્રવેશનો અધિકાર નહિ મળવાથી નિરાશ થએલા આ યુવાને સાધનો, ખર્ચ, સહાય તેમજ સત્કારનો અભાવ ખૂબ વેઠ્યો છે. 'કુમાર' માસિક અને કનુ દેસાઇના સદ્‌ભાવે તેમનો જીવનમાર્ગ પલટ્યો અને ચિત્રકામમાં પ્રવીણતા મેળવવા તેમણે રવિશંકર રાવળના કલાગૃહમાં સ્થાન મેળવ્યું. ત્યાર પછી ઉત્તરોત્તર સુંદર વિકાસ સાધ્યો. ગુજરાત હરિજન સમિતિ તેમજ અખિલ ભારત હરિજન સંઘ તરફથી મદદ મળતાં લખનૌની કળાશાળામાં એક વર્ષ વિશેષ અભ્યાસ કરી આવી નવા સંસ્કાર મેળવ્યા. આજે તે અમદાવાદના જ્યોતિ સંઘના ચિત્રના અધ્યાપક તરીકે સરસ સેવા આપી રહ્યા છે. તેમનાં ચિત્રો અભ્યાસ, મહેનત અને સુવાચ્યતાના નમૂના છે. સ્વભાવ તથા વર્તને એ શીલવંતા સુજન છે.

એમની કૃતિ 'રંકની કલા' સમજાવે છે કે કલામાત્રનું ઉદ્‌ભવસ્થાન હૃદય છે. હૃદયના સંસ્પર્શ વગરની કોઇ પણ કૃતિ કલાશ્રેણીમાં આવી શકે નહિ. પોતાનાં પ્રિયજનોના સંતોષ અથવા આનંદ ખાતર કે તેમનાં સુશોભનો ખાતર, જગતમાં કેટલા યે અનામી કલાકારોએ કલાસમૃદ્ધિ કેવી રીતે સરજી હશે તે સમજવું હોય તો ખોળે રમતા બાળક તરફ નજર નાખી હાથની આંગળીઓ પરના એનાં લાડ પૂરનારી આશાભરી રંગીન ટોપીનો વિચાર કરો. બાળક કદાચ એ નહિ સમજે, પણ પોતાનો લાડીલો એ ટોપીથી શોભશે એ વિચારે માતાના મનમાં કેવી હેતભરી ઊર્મિઓ આ પળે જગાડી મૂકી હશે! કલાકારે રંકના ઘરમાં પણ કલાની ગંગાનું પુનિત વાતાવરણ વહેતું દર્શાવી શ્રીમંતાઇની શોભાસમૃદ્ધિ પર અજબ કટાક્ષ કર્યો છે. કેટલી શ્રીમંત માતાઓ, આ મહેનતમજૂરી પર રળી ખાતી માતાની બરોબર પોતાનાં બાળકો માટે કલાપ્રસાદી તૈયાર કરી આપતી હશે? કામ–મજૂરી પૂરાં કર્યા પછી જે સ્વસ્થતાથી ગરીબ જનો પોતાનાં ઝૂંપડાંને આંગણે પોતાની રાબની મિઠાશ માણતા નજરે પડે છે તેનું આબેહૂબ પ્રતિબિંબ ભાઇ જાદવે આ ચિત્રમાં ઉતાર્યું છે. એક જ પાત્ર દોર્યું હોવા છતાં આપણી જનતાનો ચિતાર એમણે એમાં રજૂ કર્યો છે. ('ગુજરાત કલાકલાપ'માંથી)

## સંસારના — આપણી નજરે — સમાચાર

ડિરેક્ટર જનરલ ઑવ આર્કીઓલૉજી તરીકે પહેલી જ વાર એક હિંદી તરીકે સુપ્રસિદ્ધ પુરાવસ્તુ સંશોધક શ્રી કાશીનાથ દીક્ષિતની વરણી થઈ છે. ૧૯૧૨ની સાલમાં એ ખાતામાં દાખલ થઇ એમણે પૂના, મુંબાઈ, કલકત્તા, પટણા, સીમલા વગેરે ખાતે અનેક હોદ્દાઓ સંભાળી વિવિધ કામ કર્યું છે. વિખ્યાત મોહેં જો ડેરોનું યે ઘણું ખોદકામ તેમની દેખરેખ નીચે થએલું. પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર એમણે અનેક લેખો ને ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે, એટલે એ વરણીથી એમનું સુયોગ્ય સંમાન જ થયું છે.

હિંદના એક અગ્રગણ્ય રાજસેવક સર ભૂપેન્દ્રનાથ મિત્રનું તા. ૨૫મીના રોજ હૃદય બંધ પડતા ૬૨ વર્ષની વયે અવસાન થયું છે. ૧૮૯૬માં સરકારી નોકરીમાં દાખલ થયા પછી નાણાખાતાના મદદનીશ મંત્રી, યુદ્ધના હિસાબકિતાબના કૉન્ટ્રોલર, લશ્કરના હિસાબનીશ વગેરે જુદા જુદા સરકારી ખાતામાં કામ કરતા કરતા ચડીને ૧૯૩૧થી ૧૯૩૬ સુધી તેઓ યુનાઇટેડ કિંગડમમાં હિંદના હાઇ કમિશનરના હોદ્દે રહ્યા હતા. એ ઉપરાંત આર્થિક અને વહીવટને લગતી શાહી સમિતિઓ તથા જુદી જુદી આંતરરાષ્ટ્રીય સમિતિઓમાં પણ તેમણે સરકારની સારી સેવા બજાવી સી.બી.ઇ., અને કે.સી.આઇ.ઇ.નાં ખિતાબો અને પ્રતિષ્ઠા મેળવ્યા હતા.

૧૯૪૨ની સાલમાં ત્રીસ માઇલનો પટ રોકતું એક આંતરરાષ્ટ્રીય પ્રદર્શન રોમ ખાતે ભરવાનું મુસોલિનીની કૅબિનેટે નક્કી કર્યું છે. એ 'રોમનું વિશ્વપ્રદર્શન' કહેવાશે અને ફાશીસ્ટ સત્તા હેઠળ ઇટાલિએ સાધેલો વિકાસ પ્રદર્શિત કરશે.



## સામે કાંઠે

• મન્દાક્રાન્તા •

દેશે દેશે વિચરી વિચરી આવતી સિન્ધુ-ઊર્મિ!
કહેશો કેવી વનલલિત કંઠાર દેશાન્તરોની?
કેવા ત્યાંનાં પ્રબળ ગરવા શૂર સ્વાધીન રાષ્ટ્રો?
એ કાંઠે છે અમ સરીખડી કો ગુલામી પ્રજાઓ?

મન્ધ્યા ઉષા 'જગત ભ્રમણે ઊડતી નિત્ય જોડી'
આ ભૂમિમાં ઊગી ઊતરતી એવી બીજે ઊગો છો?
તો શાને આ ધરતી અમ નિસ્તેજ નિષ્પ્રાણ સૂની
ને સામે ત્યાં સ્મિત સુભગ્યાં ફોરતા મુક્તિગીતો?

રોમે રોમે સળગી ઊઠતો અગ્નિનાળી યુવાની!
ઓ કાંઠેથી મુજ વતનમાં એકદા આવજે ને
આઝાદીના વીજળી સરખા આંચકાથી જગાડી
કાળી રાતે અમ કદમને દોરજે મુક્તિપંથે.

**ચુનીલાલ પાટડીઆ**

## સ્થાનાંતરીને

ઘર બદલી જનાર પ્રતિ ઘરની ઉક્તિ

• શિખરિણી •

મને વાળીઝાડી સુઘડ કરવા તેં અમ ઘણો
લહ્યો શ્રમ લીંપીને; મુજ હૃદયનો ભાર કમી તો
થયો જ્યારે આવી નવ ગૃહિણી ત્યાં મોદ વદને
ધરીને માંગલ્યે શુભ કલશ ને પાસ દીપિકા.

હું યે આનંદ્યો કે તુજ સુભગ સહવાસ ગમશે
અને સંસ્કારિતા મુજ સરૂપને ઓર દીપવે
પરંતુ એ શન્યેઃ પરિચય વધ્યે ક્લેશ વધતો
નિહાળીને તારી મલિન રહેણી ને કરણી સૌ.

ખમી એ યે લીધું પણ કુટિલના તેં નવ તજી,
વદે પાછો લોકોઃ 'નવ સુખ લહ્યું આ ઘર વિષે,'
સમેટી સૌ લેતો ઇતર વસવા તુ મુજ થકી,
અને આપી બાવા સમ સ્વરૂપ મારૂં બનવતો

• ઝૂલણા •

જે મહાપંચભૂતે કરણ નવ ઘડ્યું
તે સહુએ રચ્યું માળખું આ,
તુજ ગયે જે દશા પ્રાણહીન માહરી
તે સ્થિતિ કાં ન સ્મરતો બડભા?

**ઠાકોર ચોકશી**

## મોંઘા મારે ગામડે આવો

(મારે ઘેર આવજો માવા. . . એ ઢાળ)

મોંઘા મારે ગામડે આવો,
લેવાને લાખેણો લ્હાવો.

મોટે પરોઢે વાગે વલોણાં, ગાજે ઘંટીના ઘોર;
દહીં ને દૂધની વ્હેતી સરિતા, છાશની છાકમછોળ.
અવનીનાં એ અમૃત મીઠાં,
દેવોએ સ્વર્ગે ન દીઠાં.

મરમી સાહેલીની સંગે સંચરતી, જાણે હળકની દેવ;
સુખદુઃખની નિજ ગોઠડી કરતી, માથે મૂકી જળહેલ:
માનુનીનો મહિયર મેળો,
કુવા કેરો કાંઠડો પ્હેલો.

બગછટ જોબી ને કાળજનું કુણો, ભોળો મારો ભડવીર;
ભૂખ્યા તરસ્યાનો માળવો એ તો દુઃખીનો ધીંગો ધીર:
નિહાળી હ્યો નાડે નરવો,
ખેડુ શેઢે ગાજતો ગરવો.

ક્રાંચુડ ક્રાંચુડ કોસ કરંતો, ફ્રેંગોઓ ગાતો ગાન;
કૂડકપટ એ કાંઈ ન જાણે, તનમાં એક જ તાન:
વાકી કેડે પાઘડીઆં વાળે,
ખૂડે ભાણુ આખડી ઢાળે.

મ્હેમાન દેખીને મુખડું મલકે, આડધો ઉરે એ થાય;
સ્વાગત માટે સર્વ મૂકીને, પાધર સુધી પળાય:
ચરણ ધરે સંપત્તિ મારી,
અમરાપુરી નાખે ઓવારી.

વનવનનાં વનપંખી બોલે, મોર કોયલ ટહુકાર;
સાયકાળે આરતીટાણે, ઝાલરના ઝણકાર:
ડંકે ડંકે ડુંગરા ડોલે,
અભિમાની આંખડી ખોલે.

અમાસ એકાદશીના આવુજ, વાયક સઘળે જાય;
ઝાંઝ પખાજ ને વાગે મંજીરાં, ભગત ભેળા થાય:
તંબુરાના તારને છેડે,
અબોલે આનમા રેડે.

ગરવાં મારા ગામડાં જોવા, આવજો માવા! આજ;
કોડીલી કુદરત આપે આમંત્રણ ખોળાને ખૂંદવા કાજ:
ઠાકોરીલા વાયરા વાયે,
નાપો તનમનના તાપે.

**નાનાલાલ દલપતરામ પટેલ**

# મારી નજરે

(અનુસંધાન પૃ ૫૯થી)

થાય છે. તેમના ૭૦મા વર્ષે તેમના સ્મરણ રૂપે ત્સુબોશી મેમોરીઅલ નાટ્યશાળા થઇ તેનું સ્વરૂપ એલિઝાબેથ ૫ સમયના ફોર્ચ્યુના થીએટરના ઘાટનુ છે અને અંદરબહાર લગભગ તેનું જ અનુસરણ છે. પરસાળ નાટયમંચ જેવી છે. પ્રવેશદ્વારે Totus Mundusagit Historionen ('આખુ જગત એક નાટકશાળા છે.') એમ લેટિન ભાષામાં લખ્યું છે.


પ્રો. ત્સુબોશી

આ મકાનના ત્રણે માળમાં જાપાનના એક હજાર વર્ષ પૂર્વેનાં નાટ્યગૃહો, પાત્રો, પોશાકો, સાધનો વગેરેનો અજબ સંગ્રહ છે. તે ઉપરાંત યુરોપના નાટ્યગૃહો, જુદાજુદા યુગના પ્રસિદ્ધ નાટ્યલેખકોની છબીઓ, ચિત્રો, હસ્તલેખો વગેરેનો અમૂલો સંચય છે. માત્ર હિંદ, બ્રહ્મદેશ, જાવા એ જ દેશોના પ્રતિનિધિરૂપ મેં કાંઇ ન જોયું. બાકી યુરોપનું બધુ સાહિત્ય ત્યાં હતું. ત્યાં એકલાં નાટકો પરનાં ૧૫૦૦૦ પુસ્તકો ચીની-જાપાની ભાષાનાં, ૫૦૦૦ ગ્રંથો યુરોપિયન દેશોનાં, ૧૦૦૦ યુરોપિયન ગ્રંથો માત્ર શેક્સપીઅર ઉપર પ્રો. ત્સુબોશીએ જ ભેગાં કરેલાં સંગ્રહાએલાં હતાં. ૩૦,૦૦૦ રગીન ચિત્રો ઉપરાત મહોરાં, વેશપલટાના સાધનો, નાટ્યગૃહોના નાના નમૂના-પાત્રો સહિતના-આ બધુ જોતાજોતાં અમે થાકવા હતા ઉતાવળમાં હતા છતા યે એક કલાક લાગ્યો.

ટોકિયો આટલું જ જોવા આવ્યા હોત તો યે આંટો સફળ ગણાત બહાર નીકળ્યા પછી, હિંદુસ્તાનની ભવાઇઓ, રાસલીલાઓ, કથકલીઓ વગેરેમાં હજુ પણ જીવતું પ્રાચીન તત્ત્વ સંઘરનારા મ્યૂઝિયમની કલ્પના કોણ ઝીલશે તેના ઉભરા સમાવતા યુનિવર્સિટીના હૉલમાં આવ્યા એ વખતે અંધારૂં થઈ ગયુ હતું ને દીવા પ્રગટી ગયા હતા; પણ જોયુ તો યુનિવર્સિટીના બધા ખંડે રોશની થઇ રહી હતી. પ્રો. નીગોઇને


ત્સુબોશી મેમોરિયલ નાટ્યશાળા


જાપાનના વિદ્યાર્થીઓ

પૂછતાં તેમણે જણાવ્યું કે હવે યુનિવર્સિટીના રાતના વર્ગો શરૂ થયા છે અને રાતના અધ્યાપકોનો સ્ટાફ દિવસના વપરાતા ખંડોમાં જ વર્ગો ચલાવશે. આવી રીતે અખંડ વિદ્યોપાસના ચાલતી રાખતી જોવાની તક અમને અમૂલી લાગી તેથી તે વર્ગોમાં જઇ કામ ચાલતું નિરખવાની ઇચ્છા પ્રો. નીગોઇને જણાવી તેમને તો અમે તેમના રોજના નિયમ કરતાં બે કલાક વધુ રોક્યા હતા, એટલે રાતના કોઇ અધ્યાપક જોડે ઓળખાણ કરાવી આપી જાય એવી વિનંતિ કરી. જાપાનની સામાન્ય સભ્યતામાં પણ કોઇવાર ક્ષતિ કે થાક અમે જોયો નહોતો તો પછી અહીં વિદ્વાનો પ રસે તો પૂછવું જ શું? તેમણે તરત રાતની શાળાના પ્રિન્સિપાલ પાસે અમને પહોંચાડ્યા અને તેમને અમારો પરિચય આપી પોતે ઘેર સીધાવ્યા. રાતના પ્રિન્સિપાલ સાહેબ પ્રથમ તો અમને તેમના રૂમમાં લઈ ગયા અને અમે કશું ખાધુ નહિ હોય એમ ધારી લઇને ચાનાસ્તો મગાવ્યો ખરૂં પૂછો તો અમને ખાવાનું સાંભરતું નહોતું, પણ એટલો ટેકો જરૂરનો ધારી એ આતિથ્ય વધાવી લીધું.

પ્રિન્સિપાલ સાહેબને પૂછ્યું કે તેઓ કયો વિષય શીખવે છે, તો કહે Ethics! એન્જિનીઅરિંગ ઇલેક્ટ્રિસિટી વગેરે ભણનારાને પણ ઉચ્ચ ચારિત્ર્ય, જાતિ વ્યવહાર અને વર્તનથી વધારે ઉચ્ચતર માનવતાનો પરિચય આપવા મથતું જાપાન કેટલી ઉગ્ર પ્રવૃત્તિ રાખે છે તે બરાબર જોયું રાતની નિશાળના

કોઇને પણ પાસ વિના પેસવા ન દેવાની આજ્ઞાવાળા યુવાન સ્વયસેવક ગોખલેએ ઉક્કન એજ્યુ.' સોસાએટીના સમારંભ વેળા એક અપરિચિત આગેવાન વ્યક્તિ દાખલ થવા આવતાં જ નમ્ર વદને રોકીને પૂછ્યુ: 'આપનો પાસ ?' સ્વયસેવકના નિયમનને માન આપી પિતામહની જેમ ત્યાં ખડા થઇ રહેનાર એ નેતા ન્યાયમૂર્તિ રાનડે હતા, જેમને ચરણે ગોખલે ૧૪ વરસ સુધી દેશસેવાના પાઠ શીખ્યા.

અનેકાર્થી શબ્દ: આડું=સીધું નહિ તેવું; હઠીલું; વાંધાખોરિયું; પરોક્ષ; વચ્ચે પડયુ હોય તેવું; ખોટું, વાંકું; ગાડા પર પાજરી મૂકતાં જેની સાથે દોરી બાંધે છે તે ઊભો ટેકો; મેલું, ભૂત.

ઘડીઆળના સ્ટૅન્ડર્ડ ટાઇમનું અસ્તિત્વ ૧૮૮૪મા મળેલી આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસના પરિણામે આવેલું છે.

કહેવતોના અર્થ: 'પાણી પીને ઘર પૂછવું' કામ કરી નાખ્યા પછી તેના સારાસારનો વિચાર કરવો એ પાણી પીધા પછી પાનારની નાતજાત પૂછવા જેટલું જ નિરર્થક છે. એવો જ અર્થ દાખવતી બીજી કહેવતો: 'વતું કરાવીને વાર પૂછવો,' 'આથમ્યા પછી અગર શું?' 'જવ તલ હોમાયા તે ખરા'.

અમેરિકામાં માણસો અને ઉંદરોની વસતી સરખી છે. ઑસ્ટ્રેલિયામાં માણસો કરતાં ઘેટાની વસતી દસગણી છે.

સ્વદેશી-ની બૂમ આપણે વર્ષોથી પાડતા આવ્યા છીએ, પરંતુ આપણી જરૂરીઆતોમાં સ્વદેશીને પ્રથમ સ્થાન આપવું તો દૂર રહ્યું, પણ જેના વગર આપણે બીલકુલ ચલાવી લઈ શકીએ એવી રમકડા જેવી વસ્તુમા પણ દર વર્ષે પચાસ લાખ રૂપિયા પરદેશ ચડાવી રહ્યા છીએ.

શીશીમાં ગઠ્ઠ/ડ થઇ ગએલાં બૂચ કાચ પાએલા કાગળ (કે એમરી પેપર) ના ટુકડા વડે પકડીને હાલવાથી સહેલાઇથી નીકળશે.

દેડકાં પોતાનું માથું ફેરવી શકતા નથી. જે પડખે જોવું હોય એ પડખે આખુ શરીર તેમને ફેરવવું પડે છે

નારંગીનાં પાન, ફૂલ અને ફળ ત્રણેની સુગંધ જુદી હોય છે.

'જ્યૉર્જ' નામ ગ્રીક 'જ્યૉર્જિયા' ઉપરથી આવ્યુ છે, જેનો અર્થ ખેડૂત થાય છે.

કાચબાને એક માઇલ ચાલતાં એક મહિનો લાગે

આવતાં દસ વર્ષમાં હિંદની વસતી ચુમાલીસ કરોડની સંખ્યાએ પહોંચશે એમ નિષ્ણાતોનું કહેવું છે.



અજબ કુદરત

ગેકો નામની ગીરોળી બનતા સુધી નો નુકસાન નથી કરતી પણ છેડાય તો એના ચાંગુડા કાતિલ ઝેર છોડે છે; ને એની દાઢ તો એવી છે કે તેની સામે પોલાદ પણ નથી ટકી શકતું.

ગણિત ગમ્મત

(૧૯૮- ૩૬)÷૧૬૨=૧

(૧૯૯૮- ૫૪)÷૧૬૨=૧૨

(૧૯૯૯૮- ૭૨)÷૧૬૨=૧૨૩

(૧૯૯૯૯૮- ૯૦)÷૧૬૨=૧૨૩૪

(૧૯૯૯૯૯૮-૧૦૮)÷૧૬૨=૧૨૩૪૫

(૧૯૯૯૯૯૯૮-૧૨૬)÷૧૬૨=૧૨૩૪૫૬

(૧૯૯૯૯૯૯૯૮-૧૪૪)÷૧૬૨=૧૨૩૪૫૬૭

(૧૯૯૯૯૯૯૯૯૮-૧૬૨)÷૧૬૨=૧૨૩૪૫૬૭૮

(૧૯૯૯૯૯૯૯૯૯૮-૧૮૦)÷૧૬૨=૧૨૩૪૫૬૭૮૯

મૂળજી જેઠુ જોશી



ધનુષમાંથી તંતુવાદ્યોની શોધ કેમ થઇ તેનો ક્રમ દર્શાવતી ચિત્રમાળા

વિશાળ પ્રવૃત્તિ કરી શકતા નથી એટલે જુવાનોએ ગુણગ્રાહી થવું અને દિલ દરિયાવ રાખવું એ મારી છેલ્લી અને પાંચમી સલાહ છે.

[ભાવનગરમાં યુવકસપ્તાહ દરમિયાન શ્રી નાનાભાઇ ભટ્ટે આપેલા વ્યાખ્યાનમાંથી]

### હબસીનિયાનો રાજમુકુટ

* * * કમનસીબીને વરેલા રાજમુગટો ઇતિહાસમાં ઘણા યે થઇ ગયા છે; હબસીનિયાના રાજમુગટનો આ દાખલો તેમાં તાજા ઉદાહરણરૂપ છે.

આજથી સીત્તેર વર્ષ પહેલાં ૧૮૬૪માં હબસીનિયાના શહેનશાહ થિયોડોરે, પરદેશી રાજ્યો પોતાથી સારો સંબંધ રાખતા ન હોવાને કારણે પોતાના રાજ્યમાંના બધા પરદેશીઓને કેદમાં પૂરી મૂક્યા. બ્રિટિશ સરકારે બે વર્ષ પછી પોતાનાં કેદીઓને છોડાવવા એલચી મોકલ્યો, પણ તેની યે એ જ વલે થઇ.

આથી ઇ. ૧૮૬૮માં બ્રિટિશ સરકારે હિંદના પ્રખ્યાત સેનાપતિ સર ચાર્લ્સ નૅપિયરને સૈન્ય સાથે હબસીનિયા મોકલ્યો. ત્યાં તેને આફ્રિકન શોધક જર્મન જીરાર્ડ રૉલ્ફની કુમક મળી હમણાં ઇટાલિયનોએ કરેલું તેમ જ એ સૈન્ય મસાવા ઊતર્યું ને પછી મગદાલાનો કિલ્લો કે જ્યાં શહેનશાહ હતો, તેના પર હલ્લો લઇ જવામાં આવ્યો.

કિલ્લાનું રક્ષણ કરતી પહેલી હરોળ તૂટી, એટલે દરવાજો ખોલી નાખવામાં આવ્યો. અંદરના બીજા દરવાજામાં પેસતાં જ શહેનશાહ થિયોડોરની લાશ હાથ આવી. વિજયની અસંભવિતતા જોઇ તેણે પોતાની હત્યા કરાવી નાખી હતી.

પછી તો શું જોવું? અંગ્રેજોએ આખા શહેરને લૂંટ ને આગનું દશ્ય બનાવી મૂક્યું. તેમાં થિયોડોરનો રઝળતો રાજમુગટ કોઇ અંગ્રેજ સૈનિકના હાથે ચડ્યો. જીરાર્ડ રૉલ્ફે એ જોયું, ને તેને પ્રાચીન નૃવંશને લગતી કંઇ અગત્ય એમાં જણાતાં, થોડાઘણા પૈસા આપી એ અંગ્રેજ પાસેથી તે લઇ લીધો ને બર્લિનના મ્યૂઝિયમમાં મોકલાવી આપ્યો.

મ્યૂઝિયમે એ મુગટ પ્રુશિયાના રાજાને ભેટ આપ્યો, ને રાજાએ પાછળથી તે મહારાણી વિક્ટોરિયાને ભેટ ધર્યો. ત્યારથી તે ઠેઠ ૧૯૨૫ સુધી તે વિક્ટોરિયા અને આલ્બર્ટ મ્યૂઝિયમમાં રહેલો. ૧૯૨૫માં તે હબસીનિયાના શહેનશાહને સુપ્રત કરવામાં આવ્યો, પણ હાલ પાછો તે ઇટલિના મ્યૂઝિયમમા લઇ જવામાં આવ્યો છે.

### વિટામીન વિષે કંઈક

આજસુધી શોધાએલાં સાત વિટામીનમાંથી 'એ' અને 'ડી' આપણાં શરીરને માટે બહુ જ ઉપયોગી પૌષ્ટિક તત્ત્વો છે. ઘી, દૂધ, ઘઉં જેવી ચીજોમાં વિટામીન 'એ' તો મળી આવે છે પરંતુ વિટામીન 'ડી' વાળા પદાર્થો બહુ ઓછા છે. આપણી ચામડીમાં ઍરીસ્ટોગલ નામનો એક પદાર્થ હોય છે, તેની ઉપર સૂર્યનાં અલ્ટ્રા વાયોલેટ કિરણો જો પડે તો બંનેના સંયોગથી વિટામીન 'ડી' બની શકે છે. (કિશોર)




**આ છૂટાં સૂચનો, વિચારો, વાક્યો અચાનક કોઈ પણ પ્રકાશ અને સામર્થ્ય અવશ્ય પૂરશે.**

આપણા સાહિત્યમાં ઘણા પુસ્તકોમાં અમર થઇ શકે એવાં ચિત્રો માટેના પ્રસંગો ભર્યા પડ્યા છે. પણ ચિત્રકારોને એ શોધવાની તકલિફ આપવા કરતા કોઇ લેખક એવા પ્રસંગોને વીણીવીણીને, કોઇ દશ્યચિત્રનું વર્ણન કરતા હોઇએ એ ઢબે તેનું રૂપાંતર કરી નાખે, અને એવાં ચિત્રદર્શનોનો સંગ્રહ કરી બહાર પાડે તો ઊગતા ચિત્રકારોને વિષયોની શોધમાં ઓછું ભટકવું પડે. (હરિકૃષ્ણ વ્યાસ)

ક્રિકેટ રમવા માટેની બૅટ અત્યારે માત્ર પંજાબ તરફથી જ આવે છે. પણ ગુજરાતના વણકરો હાથ ન ધરી શકે એવી મહાન કારીગરી એ નથી. (હરિકૃષ્ણ વ્યાસ)

ટેબલ ટૉપ ફોટોગ્રાફી કરનારાઓ Kaleidoscopeની મદદથી ચિત્રવિચિત્ર ડિઝાઇનો તૈયાર કરી ઉદ્યોગોના વિવિધ ક્ષેત્રોમાં તેનો પ્રચાર કરાવી શકે. આ કામ માટે એ યંત્રમાં નાખવાના ટુકડાઓના આકાર પ્રમાણબદ્ધ અને યોજનાપૂર્વક પસંદ કરાયા હોય તો વધારે સારૂં. (ધૈર્યચન્દ્ર બુદ્ધ)

ગામડાની જનતા જાણે છે કે ડોશીશાસ્ત્ર તરીકે ગણાતા કેટલાક વૈદકીય નુસખાઓ બાળકો અને સ્ત્રીઓનાં સામાન્ય દરદોમા એવા અસરકારક નીવડે છે કે ઘણી વખત તો સેંકડો વર્ષોના અનુભવની ચાળણીમાંથી ગળાઇ આવેલા એ ઘરગથ્થુ ઉપાયોને છોડી બીજા વધારે અર્વાચીન ઉપાયો લેવા જતા આપણે ભૂલ કરતા હોઇએ એમ આપણને લાગે છે. આથી, જેમ લોકવાર્તાઓ અને બીજું એવું જૂનું સાહિત્ય અત્યારે પુનરુદ્ધાર પામી રહ્યું છે, તેમ જ આવા અનુભવમાં આવેલા અને આમ જનતાને વારસામાં મળી વંશપરંપરાથી ઊતરી આવેલા ઉપાયોનો પણ સંગ્રહ કોઇ કરે તો બહુ ઉપકારક થઈ પડે. (ધૈર્યચન્દ્ર બુદ્ધ)

ગુજરાત-કાઠિયાવાડમાં કુંવારનાં વનનાં વન ઊગે છે, અને એનો રસ કાઢી તડકે સૂકવી દેવાથી જ એળીઓ તૈયાર થઇ શકે છે. ગામડાની જનતા આ શક્યતાનો ઘણો જ લાભ લઇ શકે તેમ છે. (ધૈર્યચન્દ્ર બુદ્ધ)

બ્લૉટિંગ પેપરને બદલે સુંવાળી માટીની પકાવેલી નાજુક અને કલામય ઇંટો સરસ કામ આપી શકે. સ્ટેશનરીવાળા વેપારીઓ હિંદના કુંભારોને આ હુન્નર તરફ પ્રેરે તો સારૂં.

કોઇને પણ પાસ વિના પેસવા ન દેવાની આજ્ઞાવાળા યુવાન સ્વયંસેવક ગોખલેએ ડેક્કન એજ્યુ.' સોસાયટીના સમારંભ વેળા એક અપરિચિત આગેવાન વ્યક્તિ દાખલ થવા આવતાં જ નમ્ર વદને રોકીને પૂછ્યુ: 'આપનો પાસ ?' સ્વયંસેવકના નિયમનને માન આપી પિતામહની જેમ ત્યાં ખડા થઇ રહેનાર એ નેતા ન્યાયમૂર્તિ રાનડે હતા, જેમને ચરણે ગોખલે ૧૪ વરસ સુધી દેશસેવાના પાઠ શીખ્યા.

અનેકાર્થી શબ્દ: આડું=સીધું નહિ તેવું: હઠીલું; વાંધાખોરિયું; પરોક્ષ; વચ્ચે પડતુ હોય તેવું; ખોટું, વાંકુ; ગાડા પર પાજરી મૂકતાં જેની સાથે દોરી બાંધે છે તે ઊભો ટેકો; મેલું, ભૂત.

ઘડીઆળના સ્ટેન્ડર્ડ ટાઇમનું અસ્તિત્વ ૧૮૮૪માં મળેલી આંતરરાષ્ટ્રીય કોંગ્રેસના પરિણામે આવેલું છે.

કહેવતોના અર્થ:'પાણીપીને ઘર પૂછવું' કામ કરી નાખ્યા પછી તેના સારાસારનો વિચાર કરવો એ પાણી પીધા પછી પાનારની નાતજાત પૂછવા જેટલું જ નિરર્થક છે. એવો જ અર્થ દાખવતી બીજી કહેવતો: 'વતું કરાવીને વાર પૂછવો,' 'આચમ્યા પછી અસુર શું?' 'જવ તલ હોમાયા તે ખરા'.

અમેરિકામાં માણસો અને ઉંદરોની વસતી સરખી છે. ઑસ્ટ્રેલિયામાં માણસો કરતા ઘેટાની વસતી દસગણી છે.

સ્વદેશીની બૂમ આપણે વર્ષોથી પાડતા આવ્યા છીએ, પરંતુ આપણી જરૂરીઆતોમાં સ્વદેશીને પ્રથમ સ્થાન આપવું તો દૂર રહ્યું, પણ જેના વગર આપણે ખીલકુલ ચલાવી લઈ શકીએ એવી રમકડા જેવી વસ્તુમા પણ દર વર્ષે પચાસ લાખ રૂપિયા પરદેશ ચડાવી રહ્યા છીએ.

શીશીમાં સજ્જડ થઇ ગએલાં બૂચ કાચ પાએલા કાગળ (કે એમરી પેપર) ના ટુકડા વડે પકડીને કાઢવાથી સહેલાઇથી નીકળશે.

દેડકાં પોતાનું માથું ફેરવી શકતા નથી. જે પડખે જોવું હોય એ પડખે આખુ શરીર તેમને ફેરવવું પડે છે.

નારંગીનાં પાન, ફૂલ અને ફળ ત્રણેની સુગંધ જુદી હોય છે.

'જ્યૉર્જ' નામ ગ્રીક 'જ્યૉર્જિયા' ઉપરથી આવ્યું છે, જેનો અર્થ ખેડૂત થાય છે.

કાચબાને એક માઇલ ચાલતાં એક મહિનો લાગે

આવતાં દસ વર્ષમાં હિંદની વસતી ચુમાલીસ કરોડની સંખ્યાએ પહોંચશે એમ નિષ્ણાતોનું કહેવું છે.



અજબ કુદરત

ગેકો નામની ગીરોળી બનતા સુધી તો નુકસાન નથી કરતી પણ છેડાય તો એના અંગુઠા કાતિલ ઝેર છોડે છે; ને એની પકડ તો એવી છે કે તેની સામે પોલાદ પણ નથી ટકી શકતું

ગણિત ગમ્મત

(૧૯૮- ૩૬)÷૧૬૨=૧
(૧૯૯૮- ૫૪)÷૧૬૨=૧૨
(૧૯૯૯૮- ૭૨)÷૧૬૨=૧૨૩
(૧૯૯૯૯૮- ૯૦)÷૧૬૨=૧૨૩૪
(૧૯૯૯૯૯૮-૧૦૮)÷૧૬૨=૧૨૩૪૫
(૧૯૯૯૯૯૯૮-૧૨૬)÷૧૬૨=૧૨૩૪૫૬
(૧૯૯૯૯૯૯૯૮-૧૪૪)÷૧૬૨=૧૨૩૪૫૬૭
(૧૯૯૯૯૯૯૯૯૮-૧૬૨)÷૧૬૨=૧૨૩૪૫૬૭૮
(૧૯૯૯૯૯૯૯૯૯૮-૧૮૦)÷૧૬૨=૧૨૩૪૫૬૭૮૯

મૂળજી જેઠુ જોશી





ધનુષમાંથી તંતુવાદ્યોની શોધ કેમ થઇ તેનો ક્રમ દર્શાવતી ચિત્રમાળા

## સસ્તી કીમતે

### કુમારોને ઉપયોગી પુસ્તકો

['કુમાર' માસિકના જે વાંચકો આ પાનું ફાડી મોકલશે તેમને જ આ સસ્તા દરનો લાભ મળશે. એક નકલથી વધારે મળશે નહિ.]

| મૂળ કીમત | | લેવાની કીમત |
|---|---|---|
| ૨-૦-૦ | એડીસનનું જીવનચરિત્ર | ૧-૦-૦ |
| ૧-૦-૦ | મેઝેનીના લેખો | ૦-૧૦-૦ |
| ૦-૧૨-૦ | ગોપાળકૃષ્ણ ગોખલે | ૦-૯-૦ |
| ૨-૮-૦ | ઐતિહાસિક કથામંજરી | ૧-૧૨-૦ |
| ૨-૦-૦ | કથામંજરી ભા. ૧ | ૧-૬-૦ |
| ૨-૦-૦ | કથામંજરી ભા. ૩ | ૧-૬-૦ |
| ૦-૮-૦ | કર્પુર મંજરી | ૦-૪-૦ |
| ૩-૦-૦ | ગુલામી વેપાર ભા. ૧-૨ | ૨-૦-૦ |
| ૧-૮-૦ | નીતિવચન (પાકું) | ૧-૦-૦ |
| ૧-૦-૦ | જીવન સુધારણાનો સન્માર્ગ ભા. ૧-૨ સાથે | ૦-૧૦-૦ |
| ૧-૪-૦ | પ્રવાસીના પત્રો | ૦-૧૨-૦ |
| ૦-૧૦-૦ | પૃથ્વીરાજ ચહુઆણ | ૦-૫-૦ |
| ૦-૧૨-૦ | યૌવનનાં સ્મરણો | ૦-૬-૦ |
| ૧-૪-૦ | સ્વામી વિવેકાનંદ (નાટક) | ૦-૧૦-૦ |
| ૫-૮-૦ | શબ્દાર્થ ચિંતામણી | ૪-૦-૦ |
| ૨-૦-૦ | સોલંકીયુગની કીર્તિકથાઓ | ૧-૮-૦ |
| ૧-૮-૦ | જ્યોત્સ્ના (ભોગીન્દ્રરાવ) | ૧-૨-૦ |
| ૨-૮-૦ | તરલા ( ,, ) | ૧-૧૪-૦ |
| ૨-૮-૦ | રશ્મિ (સચિત્ર મૌલિક નવલકથા) | ૨-૦-૦ |
| ૧-૦-૦ | નાગમતી (સચિત્ર) | ૦-૧૨-૦ |
| ૫-૦-૦ | કલાપીનો કેકારવ | ૪-૮-૦ |
| ૩-૦-૦ | કલાપીની પત્રધારા (૫૬૫ પત્રો) | ૨-૪-૦ |
| ૪-૦-૦ | કલાપી આલબમ | ૨-૮-૦ |
| ૨-૦-૦ | ગોયણાં (દુર્કાળ) | ૧-૮-૦ |
| ૨-૦-૦ | સ્વરાજ્ય અને સંસ્કૃતિ | ૧-૮-૦ |
| ૪-૦-૦ | અરેબીયન નાઇટ્સ (શાંતાનંદ ચેટરજી) | ૩-૪-૦ |
| ૧-૪-૦ | મેવાડપતન (નાટક) | ૧-૦-૦ |
| ૨-૦-૦ | હાસ્યમંદિર (રમણભાઇ) | ૧-૧૦-૦ |
| ૨-૦-૦ | હાસ્ય કથામંજરી ભા. ૧ | ૧-૮-૦ |
| ૨-૦-૦ | હાસ્ય કથામંજરી ભા. ૨ | ૧-૮-૦ |

[તમામ જાતનાં ગુજરાતી પુસ્તકો માટે મોટું સૂચિપત્ર મેળવવા બે આનાની ટીકીટ મોકલવી]

**જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ**

**જીવનલાલ ઍન્ડ સન્સ ૧૨૮ પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઇ-૨**



# નવચેતન

એપ્રિલ: ૩૬ના અંકથી દર માસે ૧૦૮ પાનાંનું વાંચન તેમજ અનેક ચિત્રો આપે છે

**આ નવા, દળદાર ને આકર્ષક 'નવચેતન'ના જરૂર ગ્રાહક બનો**

વાર્ષિક રૂ. ૬॥= હિંદ બહાર રૂ. ૮॥

છુટક રૂ. ०॥।

**'નવચેતન' ઑફિસ**

૨૫ પોલોક સ્ટ્રીટ, કલકત્તા



# કીમત ઘટાડી છે

કનુ દેસાઇનાં બે જાણીતાં આલ્બમોની અત્યંત જાજ નકલો બાકી રહેલી હોવાથી કીમત ઘટાડી છે

## સત્તર છાયાચિત્રો

ઘટાડેલી કીમત ૧-૮-૦ પોસ્ટેજ જુદું

## તેર રંગચિત્રો (વૉટર કલર્સ)

ઘટાડેલી કીમત ૨-૦-૦ પોસ્ટેજ જુદું

કુમાર કાર્યાલય - રાયપુર અમદાવાદ

KUMAR Reg. No. B. 1803

# ગુજરાતી પ્રકાશનોમાં અપૂર્વ

## અજંતાના કલામંડપો



⁋ આમાં અતિશયોક્તિ નથી. આ અગાઉ ગુજરાતી સાહિત્યમાં અજંતાની કલા પર એક પણ સ્વતંત્ર પુસ્તક પ્રકટ થયું નથી. રવિશંકર રાવળ જેવાને હાથે અજંતાની કલાપર એકેએક મુદ્દાની ચર્ચા કરતો, વિગતથી લખાએલો વિસ્તૃત પરિચયલેખ, અને કાકાસાહેબ કાલેલકરની કલમમાંથી આવેલી અજંતા-કલમના એક ઉત્કૃષ્ટ ચિત્રની પિછાન એ એની લેખનસામગ્રી છે.

⁋ અને ચિત્રોથી તો એ, ભરચક છે. નવ ત્રિરંગી ચિત્રો એનાં પાનાંઓને રંગમય કરી દે છે; આર્ટ પેપર પર છાપેલાં સોળ પાનાં ભરીને અનેક એકરંગી આલેખનો; ફોટોગ્રાફો વગેરેની સમૃદ્ધ સામગ્રી એમાં સભર ભરી છે; અને પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોની કલાત્મક છાંટ, મન પર અજંતાના વાતાવરણના સંસ્કાર ફોરી રહે છે.

⁋ ખરેજ, કલાત્મક પ્રકાશનોમાં એ અનન્ય છે.

**દોઢ રૂપિયાની કીમતમાં, અ [illegible] ઉપર, આટલી સમૃદ્ધ સામગ્રીવાળું એક પણ પ્રકાશન આજ લગી બહાર પડ્યું નથી.**

કીમત રૂ. ૧-૮-૦;
રજિસ્ટ્રેશન સાથે પોસ્ટેજ ૦-૫-૦.

**કુમાર કાર્યાલય · ૧૪૫૪ · રાયપુર · અમદાવાદ**

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું માસિક ૧૫૯ વર્ષ ૧૪મુ અંક ૩જો • ફાગણ ૧૯૯૩



કરતા જાળ કરોળિયા

ફૂલો, પંખીઓ ને પ્રકૃતિદૃશ્યોના નામચીન આલેખક હોવા ઉપરાંત અચ્છા કવિ ને ઉત્તમ અક્ષરાલેખક તરીકેની પણ ખ્યાતિ પામેલા જાપાની કલાકાર ફ્ઝાન વાતાનાબેની આ એક નમૂનેદાર કૃતિ છે. ઉપરના ચિત્ર સાથે તેને લગતું એક કાવ્ય પણ એણે લખેલું છે.

# આ સંપૂર્ણ કાર્યસિદ્ધિ આપનાર

# નાનકડો 'કોડાક'—માત્ર રૂ. ૨૦

કોડાકના પહેલવહેલા જ આ સૌથી નાના કોડાક 'બાંટમ'માં મીનીએચર ફોટોગ્રાફીની બધી સંમોહકતા ભરી પડી છે. આ નવા સસ્તી કીમતના કૅમેરાનું ખોખું સુશોભિત અને નીકલના ફીટિંગવાળું છે. બે પાવરધા લેન્સો પણ ખાસ મૂકવામાં આવ્યા છે. કોડાક 'બાંટમ' સુંદર એન્લાર્જમેન્ટો આપનાં મઝાહ-દાર ને વિગતવાર ચિત્રો લેતો ખરેખરો મીનીએચર છે. કોડાક ફિલ્મ ભરેલો નાનકડો કોડાક 'બાંટમ', તમે જે કંઈ જુઓ છો અને કરો છો એ બધી વસ્તુ-ઓનું સસ્તી કીમતે એક કાયમી દફતર રાખતો તમારો હમેશનો સંગાથી બની રહેશે.



કોડાક 'બાંટમ' બે મૉડેલમાં મળે છે. એકમાં પાવરધો ડબલ લેન્સ તથા ડાયાફ્રામ-ઓપનિંગ જડેલું છે જે 'ઈન્સ્ટન્ટેનિયસ' અને 'બલ્બ' એક્સ્પોઝર આપે છે. ઉપરાંત ડાયરેક્ટ વીઝન વ્યૂફાઈન્ડર છે. તેની કી. રૂ. ૨૦/-

કોડાક એનાસ્ટિગ્મેટ f ૬.૩ ના લેન્સ અને ઉદારતાભર્યા પ્રકાશ માટે f ૧૧ ના શટર-સ્ટૉપવાળા બીજા મૉડેલને 'ઈન્સ્ટન્ટેનિયસ' અને 'ટાઇમ' સેટિંગ્સ આપી શકાય છે. ડાયરેક્ટ વીઝન વ્યૂફાઈન્ડર ઑપ્ટિકલ છે. આ સરસ મૉડેલની કી. રૂ. ૩૫/-

> કોડાક 'પૅનૅટૉમિક' અથવા 'સુપર એક્સ' ૮ એક્સ્પોઝરની ફિલ્મ વાપરો. એનાં સંપૂર્ણ ચિત્રો ઉત્તમ રીતે એન્લાર્જ થાય છે. એમાંની કોઇપણ એક ફિલ્મના રપૂલની કી ૧૧ આના

તમારા કોડાક ડીલરને કહો કે

## કોડાક 'બાંટમ' તમને બતાવે

## કોડાક લિમિટેડ

(ઈંગ્લંડમાં ઈન્કૉર્પોરેટ થએલી)

મુંબાઈ • કલકત્તા • લાહોર • મદ્રાસ

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કીમત**
પા રતલના પોટનો રૂ. ૧।।
અરધા રતલના પોટના રૂ. ૨।।।
એક રતલના પોટના રૂ. ૫)

કારખાનું: સયાનીરોડ મુંબાઈ-૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**

દુકાન: જૂની મહાજનવાડી મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ - ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

ઓર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.

# No. 4711 Rhinegold

## Eau de Cologne * Perfume

"રહિનગોલ્ડ" પર્ફ્યુમ એની દિલચસ્પ આહ્લાદકતાથી મુગ્ધ બનાવી દે છે. "રહિનગોલ્ડ" કોલનવૉટરમાં તેની પોતાની પ્રશંસનીય મનમોહક ફોરમ ઉપરાંત "૪૭૧૧"નાં કોલનવૉટરનો તાજપભર્યો પુટ પણ આપવામાં આવ્યો છે.



## મહાગુજરાતનું માનીતું માસિક

# શારદા

તંત્રી: ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

### ગુજરાતી માસિકોમાં 'શારદા' કઇ રીતે ભાત પાડે છે?

'શારદા' એ એકજ ગુજરાતી માસિક છે જે દર મહિને બે ત્રિરંગી ચિત્રો આપે છે.

'શારદા' એ એક જ ગુજરાતી માસિક છે જે સોરઠી લોકસાહિત્યની રસલ્હાણ માટે સુપ્રસિદ્ધ છે.

'શારદા' એ એક જ ગુજરાતી માસિક છે કે જેના તંત્રી અંક, નવલિકા અંક, લોકસાહિત્ય અંક અને દીપોત્સવી અંક માટે હજારો લોકો દર વખતે રાહ જુએ છે.

'શારદા' એ એક જ ગુજરાતી માસિક છે કે જે શિષ્ટવર્ગ અને આમવર્ગના સાહિત્યનો સુમેળ સાધે છે.

'શારદા' એ એકલું ગુજરાતી માસિક છે જે દર વર્ષે સોરઠી ઇતિહાસની રા. રાયચુરાકૃત નવલકથા ગ્રાહકોને ભેટ તરીકે આપે છે.

'શારદા' એ એકલું ગુજરાતી માસિક છે કે જે રોજના એક પૈસામાં સાહિત્ય અને કલાનો રસથાળ દર માસે તમારે ત્યાં પહોંચાડે છે.

'શારદા' બાર વર્ષથી પ્રગટ થાય છે. તમે એના ગ્રાહક થયા હશો જ, ન થયા હો તો તો નીચેના કોઇ પણ સ્થળે, આજને આજ ખબર આપો એટલે 'શારદા' શરૂ થશે.

વર્ષિક લવાજમ:
હિંદમાં: રૂા. ૩ ૮-૦
પરદેશ શીલીંગ ચાર.

તંત્રી:

**'શારદા'**

ચોરવાડ (કાઠિયાવાડ).

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી., **વડોદરા.**

આર. આર. શેઠની કંપની. બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ,

**મુંબાઇ નં. ૨**




# આઇસોપાન F ફિલ્મથી તમારે માટે ભૂલ થવાનો સંભવ જ નથી

**સ**મય અને પ્રકાશના નિર્ણયને અંગે થતી પેલી નાની ભૂલો, જે ક્યારેક ઉત્તમ ચિત્રોને બગાડી મૂકે છે તેને આઇસોપાન F ફિલ્મ સંભાળી લે છે.

ગમે તે જાતનો કૅમેરા તમારી પાસે હોય, પણ ફિલ્મ તો વાપરવી આગફા આઇસોપાન F જ. ફિલ્મ તરીકે ખરી લાયક એ જ છે,—કારણ તે બીજી કોઈપણ સ્ટૅન્ડર્ડ ફિલ્મ કરતાં ઝડપી છે—કારણ તે દિવસ અને રાતનાં ચિત્રો માટે આદર્શ છે—કારણ તેના ફાઈન ગ્રેનને લીધે એન્લાર્જમેન્ટો કાઢવા સરળ અને સફળ બને છે,—અને કારણું તેના લૅાગ ઍન્ડ સૉફ્ટ ગ્રેડેશન અંડર અને ઓવર એક્સ્પોઝરને લગભગ અશક્ય બનાવી દે છે.

કીમત

**B ૨-૮ કદના**

**રૂ. ૧-૩-૦**




આગફા ફોટો કંપનીના અમદાવાદના વેચનારાઓ

| | | |
|---|---|---|
| અમદાવાદ ફોટો ડીપો | . | રીચીરોડ અમદાવાદ |
| પિક્ટોરસ્કોપ | . | ગાંધીરોડ અમદાવાદ |
| ઍન્જિનિયર વર્ક્સ | . | રીલીફરોડ અમદાવાદ |

# ડૉ. રવિશંકર ગણેશજી અંજારીઆકૃત પુસ્તકો

૧૯૩૭ના માર્ચ આખર સુધીમાં ખરીદનારને નીચે-
ની ખાસ ઘટાડેલી કીમતે આપવામા આવશે.

| | મૂળ કીમત | ઘટાડેલી કીમત |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ્ય | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૩ જરાવસ્થામાં તંદુરસ્તી | ૧-૮-૦ | ૦-૮-૦ |
| ૪ વહુને શિખામણ | ૧-૦-૦ | ૦-૫-૦ |
| *૫ આદર્શ જીવન | ૧-૦-૦ | |
| *૬ હિંદના હિતનો ઉકેલ | ૧-૦-૦ | |
| ૭ હઠયોગ | ૧-૪-૦ | ૦-૭-૦ |
| *૮ શતશ્લોકી | ૦-૧-૦ | |
| *૯ આરોગ્ય દોહાવલી | ૦-૧-૦ | |
| કુલ કીમત રૂ. | ૯-૧૪-૦ | |

*આ પુસ્તકો છુટક મળી શકશે નહિ. આખા સેટમાં જ અપાશે.

પોસ્ટેજ ખર્ચ અલગ

**નવ પુસ્તકોના આખા સેટની મૂળ કીમત**
**રૂ. ૯-૧૪-૦ થાય છે તે રૂ. ૩-૪-૦ મળશે.**

ઉપરનાં પુસ્તકો મુંબાઈ તેમ જ અમદાવાદમાં નીચે જણાવેલા ઠેકાણે-
થી મળી શકશે. પરંતુ મુંબાઈમાં ઘટાડેલી કીમત ઉપર રૂપીએ
૦-૨-૬ અને અમદાવાદમાં રૂપીએ ૦-૧-૬ ખર્ચ જોગું વધુ લેવાશે.

**આર.આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઇ-૨**
**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ · અમદાવાદ**

---

દરેક સાર્વજનિક પુસ્તકાલયમાં અને દરેક સંસ્કારી ગૃહમાં ખાસ
રાખવા જેવાં રૂચિક, બોધક, ઉપકારક અને મનુષ્યજીવનને માર્ગદર્શક
થાય તેવાં શિષ્ટ વાચન માટે પસંદગી પામેલાં ઉત્તમ કોટિનાં પુસ્તકો:

| | મૂળ કીમત | લેવાની કીમત |
|---|---|---|
| ૧ શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૨ વીર ગાર્ફિલ્ડ | ૧-૮-૦ | ૧-૦-૦ |
| ૩ બેન્જામિન ફ્રેન્કલિન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૪ બૂકર ટી. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ | ૧-૦-૦ |
| ૫ ફોરમ પુસ્તક ૧-૨ | ૧-૧૩-૦ | ૧-૦-૦ |
| ૬ ટોમસ એલ્વા એડીસન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૭ અપંગની પ્રતિભા (હેલન કેલરની આત્મકથા) | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૮ જગતના સિતારા | ૦-૮-૦ | ૦-૭-૦ |
| ૯ અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧-૮-૦ | ૧-૪-૦ |
| ૧૦ ગાંધીજીની આત્મકથા ભા. ૧-૨ | ૧-૦-૦ | ૧-૦-૦ |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદું

લખો

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા-વડોદરા**





ફોટો-હરીફાઈનું પરિણામ

'વહેરણીઆ', કનુ રાવત-બીજું ઇનામ:

'જીવનદાન', નરેન્દ્ર જસાણી-ત્રીજું ઇનામ



વળતા પડછાયા

ચિત્રકાર • રસિકલાલ પરીખ (ગુજરાત કલાસંઘ ચિત્રશાળા)

# નવલી વસંત

વનરા તે વનમાં ખીલી વસંત ને
બેઠો આંબલિયે મોર,
મીઠડા કોયલ તણા કલશોરઃ ધ્રુવ૦

નવલી વસંત તણા નવલેરા ફાગ આજ,
ધરતીના ચાંદની ચોકઃ
વનનાં વાસી આજ આવ્યાં છે ખેલવા,
આવ્યાં છે થોકેથોકઃ મીઠડા૦

લીલાં કુંજાર અંગ ઓઢી ઉપરણાં,
માથે ખોસીને નવાં ફૂલઃ
કાને ઝુલાવતાં તાજી મંજરીઓ
રાસે થયાં મશગૂલઃ મીઠડા૦

થાકેલા કેકને વાતો વીંઝણલા
મીઠુડો મલય સમીર;
ખેંચી લેતો જરી કોનાં ઉપરણાં,
રંજાડી જતો લગીરઃ મીઠડા૦

કોરે બેઠો પેલો ગાજી ઘેઘૂર
સાગર સંકોરે સંગીત;
મોતીની આંચ ભરી રેલાતી રાગણીઓ,
છલકાતી છાતીમાં પ્રીતઃ મીઠડા૦

નવલી વસંતના નવલેરા ફાગમાં
પૃથ્વી આજે ચકચૂર;
શોધું શોધું પેલો માણસ સંતાયો ક્યાં ?
(અને) અંગે ધુમાડ ને ધૂળઃ મીઠડા૦

સુન્દરમ્

## ઇટલીની આઝાદીનો અણનમ આશક

એની માની મરજી એને પાદરી બનાવવાની હતી; એના બાપની મરજી એને દાક્તર કે વકીલ બનાવવાની હતી: પણ તાકતભર્યા એના હાથ સાધુના ઠંડા મઠમા પ્રર્થનાબદ્ધ રહેવા, કે શહૂરભરી તેની જબાન છળના લોચા વાળવા નહોતી સર્જાઇ. પોતે કઇ જાતનુ જીવન જીવવું એનો ગેરિબોએ જાતે જ નિર્ણય કરી લીધો હતો.

એનું વતન ઇટલી ત્યારે ખાનાખરાબીની ટોચે પહોચ્યુ હતુ. દક્ષિણે સ્પેન, મધ્યમા પોપ અને ઉત્તરે ઑસ્ટ્રિયાએ મળી એની આખી કમ્મર તોડી નાખી હતી ને જુદાજુદા મણકા પચાવી પાડી મુસ્તાક બની ગયા હતા. બેચાર નાના સ્વતંત્ર રાજ્યો રહ્યા હતા, તે યે પરસ્પર ઝગડવામાથી ઊંચા નહોતા આવતા. 'માતા ઇટલી'નુ તો તેમને સ્વપ્ન સરખુ યે નહોતું. ઉગારનો કોઇ ઉપાય રહ્યો ન હતો. લાચાર જીવે ઇટલીને એ ત્રણે ધીંગી સત્તાઓની ભીંસાવટ સહન જ કરવી રહી હતી.

પણ સહનશીલતાની યે કંઇ હદ તો હોવી જોઇએ ને? ઇટલીનો પોતાના દર્દનો ઉપચાર થવો તો દૂર રહ્યો, પણ એ દર્દની આહ પણ મોમાથી ન નીકળી શકે એવા તાળા તેના ઉપર ઠોકાવા લાગ્યા. જરાક મો ખોલ્યુ કે કેદખાનાની દીવાલો તૈયાર જ. વાતવાતમા ઇટાલીઅનો ફાંસીને માંચડે લટકવા લાગ્યા. મુક્ત ઇટલીના સ્વપ્નથી યે તેના શાસકો ધ્રુજી ઊઠતા હતા. ધર્મગુરુઓ તો બરબાદ લોકોને હજુ આશ્વાસન આપી રહ્યા હતા કે, 'પ્રભુ બધું સારૂં કરશે.' પણ એમના પ્રભુના નિષ્ક્રિય હાથ સક્રિય બને ત્યાં સુધી હવે ઇટલીથી ખમી જોઇ જાય એમ નહોતું રહ્યું: કારણ દલિત પ્રજામાં વહેલો મોડો સરફરોશીનો જે જુસ્સો પ્રગટે છે તે ઇટલીમાં પ્રગટ થઇ ચૂક્યો હતો.

પ્રાદિત જુલ્મી સત્તાઓનો અંત આણી ઇટલીને મુક્તપ્રાણ બનાવવા તેના પુત્રોએ હવે પોતાનું ખૂન રેડી અજ્ઞાનના, પરાધીનતા ને અન્યાયની દીવાલો કમજોર બનાવવા ને તોડી પાડવાના સક્રિય પ્રયાસો આદર્યા. એ વેરવિખેર પ્રયાસોને સંગઠિત બનાવવાનું કામ પ્રખર પ્રજાસત્તાવાદી જિસેપ મેઝિનીએ હાથ લીધું. 'તરુણ ઇટલી' નામનું મંડળ તેણે જમાવ્યું ને એ મંડળ તરફથી એ જ નામનું ચોપાનિયું તેણે બહાર પાડવું શરૂ કર્યું. ઇટલીના જુવાનોને તેણે ઢંઢોળીઢંઢોળીને જગાડવા માંડ્યા: 'બીજા કોઇના નામે નહિ, માત્ર ઇટલીના નામે ખડા થાઓ.' ને એના ઝંડા નીચે નવલોહિયાનાં ટોળા ને ટોળા જમા થવા લાગ્યાં. લાંબી મુદતથી પરાધીનતામાં જકડાએલા દેશની મુર્દાદિલી એકસામટી ભસ્મીભૂત થવા લાગી. પરંતુ ઇટલીને સ્વતંત્રતા હજુ ચાખવાની હતી. એવું માનતા એના શાસકવર્ગે મેઝિનીને એ ઉત્થાનની અધવચ્ચે જ ઉપાડી લઇ દેશનિકાલ કરી દીધો ને પોતાની જાતને વધુ સલામત રાખવાની ચુસ્ત પેરવીઓ કરવા માંડી.

રાષ્ટ્રોત્થાનના આ ઘટનાચક્રે જ ગેરિબોને કુમાર વયમાં તેના જીવનનો નિર્ણય કરાવી દીધો હતો. દેશનિકાલ મેઝિનીની વાતો એ દહેભર્યે હૈયે જ્યાંત્યાંથી સાંભળતો. એના પુસ્તકો જ્યારે ને જ્યાથી મળે ત્યારે ને ત્યાંથી માગી લાવી એનું ખાનગીમા પારાયણ કરતો. ઘણીવાર એને મનમા ને મનમાં પોતે ઇટલીનાં મેદાનો પર દુશ્મનો સામે લડતો હોવાની કલ્પનાઓ જાગતી. ને એ મૂર્ત કરવાની ઘડી ન આવે ત્યાંસુધી એ બધી ભાવાત્મક કલ્પનાઓ હૃદયનેએકખૂણેસંઘરતોજતોહતો.

એનું આખું નામ જિસેપ ગૅરીબાલ્ડી. ગેરિબો તો માબાપે એનું લાડમાં પાડેલું નામ. ઇટલીના નાઇસ ગામમાં ૧૮૦૭ના જુલાઇની ૪ થીએ તે જન્મેલો. બાપ ને દાદો બંને વેપારી કપ્તાન હતા, એટલે ફરજનો ખ્યાલ, અથાક બળ ને નિર્ભીક હિંમત સાથે સાગરનો શોખ પણ તેનામાં ઊતરેલો નિશાળે જવાને બદલે દરિયાકિનારે પડ્યા રહી, મેઝિનીના પુસ્તકો વાંચવામાં અગર તો વહાણોને ખુદ જેમ આમતેમ નચાવતાં દરિયાનાં મહાતોફાનો જોઇ રહેવામા તેને ઓર મજા આવતી. ક્ષિતિજમા દેખાતાં ટપકાંમાંથી શ્વેતપંખી જેમ ફૂટી નીકળતાં વહાણોને એ અનીટ

# ગૅરીબાલ્ડી



નાઠી રહેતો ને પોતાની રંગદર્શી જિંદગીનાં સ્વપ્નાં ઘડતો.

ગૅરિયો નિશાળે જાય ત્યારે શિક્ષકનું આવી બનતું. ફાવે તેમ વર્તે. સાથે બીજા વિદ્યાર્થીઓને પણ તોફાને ચડાવે. એક વખત તો બે જણને સાથે લઈ એક તરાપામાં તે રોમ નાસી જવા ઊપડી નીકળ્યો. પણ એક પાદરીએ તેના બાપ પાસે ચાડી ખાતાં પાછળ વહાણ દોડાવી ત્રણેને પાછા આણવામાં આવ્યા.

બસ. ત્યારથી ગૅરિયોએ નિશાળમાં જવાનું સમૂળગું માંડી વાળ્યું. બાપને ખબર પડી અને કારણ પૂછ્યું તો તેણે પુસ્તકોનું બહાનું આપ્યું. નવાં પુસ્તકો લેવા બાપે પૈસા આપ્યા, પણ એ પુસ્તકોને બદલે એ પૈસાની એણે બંદૂક ખરીદી લીધી. હવેથી દરરોજ તે બંદૂક સાથે રખડવા લાગ્યો.

બાપને યે આથી લાગ્યું કે એને ભણાવવામાં સાર નહોતો. ત્યારે એને જોડવો શામાં? મની નામરજી છતાં ગૅરીબાલ્ડીએ તો ખલાસી થવાનું જ પસંદ કર્યું. બાલપણથી જ દરિયાની તેને કોઈ અજબ મોહિની લાગી હતી. ઓડેસા, રોમ, જિબ્રાલ્ટર, કૅનેરીસ ને કૉન્સ્ટાન્ટીનોપલની સફરો તે ખેડતો થયો.

એ સફરોમાં પણ રોમની મુલાકાત લીધી ત્યારથી તો તેની ભાવનાસૃષ્ટિ કંઈ ઓર ભભકી ઊઠી. ત્યાંનાં ખંડિયેરોમાં તેણે નવો સંદેશ વાંચ્યો. રોમ તેને સંયુક્ત ઇટલીની પ્રધાનસત્તા સમું ભાસતું ને તેમાં યે જ્યારે તાગનરોગ નામના દેશભક્તનો તેને ત્યાં ભેટો થયો ત્યારે તો કોલંબસને અમેરિકા શોધતાં યે નહિ મળ્યો હોય એટલો આનંદ તેને ઊપજ્યો હતો. ત્યારથી તેનું મૂંગું હૈયું માતા ઇટલીને નિશદિન જાણે પ્રાર્થતું રહેવા લાગ્યું—

Beloved, O men's mother, O men's queen,
Arise, appear, be seen.

પછી તો એ એક વહાણનો કપ્તાન થયો. એ જ અરસામાં, ફ્રાન્સની રાજ્યક્રાન્તિની પીઠે જ સાથે, ઇટલીમાં પણ ક્રાન્તિનો પ્રયાસ થયો. પચીસ લાખ ઇટાલીઅનોએ પોપ ને ઑસ્ટ્રિયાના ગેરશાસન સામે બળવો પોકાર્યો. પણ કમનસીબે તે નિષ્ફળ ગયો. ઑસ્ટ્રિયનોએ બળવાખોરોને ઘાસ પેઠે વાઢી નાખ્યા. જીનોઆ, પાડુઆ, પાવિયા ને તુરીનની વિદ્યાપીઠો પર તાળાં લગાવી દીધાં. પોપ ગ્રેગરી સોળમાએ પૉન્ટિફિકલ સ્વયંસેવકો ઊભા કરી, સ્ત્રીબાળકો સુદ્ધાં દેશને માટે માથું ઊંચકનારાઓની કત્લ ચલાવી. જેમની કત્લ યોગ્ય ન જણાઈ તે જેલમાં ગોંધાયા ને જેલ માટે જે ભયકર ગણાયાં તેમને દેશનિકાલ કરવામાં આવ્યાં. સીતમને કારણે આખો દેશ નિઃસ્તબ્ધ બની ગયો. ધબકતે હૈયે ફરી એ માતા ઇટલીને પ્રાર્થવા લાગ્યો—

*Italy, what of the night ?*

ને કારમા નિઃશબ્દના તળેથી એનો જવાબ આવતો,

Ah, Child, Child, it is long !

પણ એ નિઃસ્તબ્ધતામાં યે એક ઝીણો અવાજ

**માતા ઇટલી માટે ઘર કીર્તિ ને પત્ની સુદ્ધાંનું બલિદાન હોમનાર, ગરીબી બદનસીબી અને કારમી વિટંબણાઓ સહન કરનાર અને મોત સિવાય કશા બદલાની આશા ન રાખનાર એ જવાંમર્દની સરફરોશી આજે યે જગતની જુવાનીને શૂરને છાંટણે રંગે છે.**

સંભળાવો સતત ચાલુ રહ્યો હતો ને તે ઇટલીના અગ્રણી દેશભક્ત જિસેપ મૅઝિનીનો. ઇટલીની જુવાનીને તેણે થોક ને થોકબંધ પ્રાણવાન સાહિત્ય પીરસ્યું હતું. કાળી વિષાદભરી આંખો, ભવ્ય લલાટ, વિશાળ ભવાં ને કમનીય રીતભાત સાથે જબાન ઉપર અજબ કાબૂ ધરાવતો આઝાદીનો એ ફકીર ચિંતક હતો, સંત હતો ને ઇટલીની નવી પેઢીનો પયગંબર હતો.

એની મથામણે ઘેરેઘેર આઝાદીની ઝંખા જગાવી દીધી હતી. માર્સેલ્સમાં રહી મા-ભોમની આરાધના કરતો એ દેશભક્ત બાળક જેટલો જ અહંકારથી પર હતો. ઇટલીએ તેના હૃદયનો એટલો કબજો મેળવેલો કે આખી જિંદગી તે અપરિણીત રહેલો. પોતાના સિદ્ધાંતો તેણે કદી સ્ખલિત કર્યા નથી. પણ એ સિદ્ધાંતોના વાચનારને ઇટલીમાં તો કેદ યા ફાંસીને યોગ્ય જ ગણવામાં આવતો હતો.

કપ્તાન ગૅરીબાલ્ડીએ આવા એ વતનપરસ્તની પહેલી મુલાકાત પોતાની માર્સેલ્સની સફર દરમિયાન લીધી. બંનેના જીવન જુદાં હતાં, શિક્ષણ જુદું હતું, પણ આખરી ધ્યેય તો એક જ હતું. એક દુબળો, પાતળો છતાં આંખોમાં અગ્નિજ્વાલાભર્યો, બીજો દરિયાની છાતી ખૂંદી અડીખમ પહાડની દૃઢતા ને તાકાતભર્યો. પહેલાના આદર્શોએ બીજાની તાકાતમાં જાણે પ્રાણ પૂર્યો.

એ દિવસે મૅઝિનીને આજીવન સાથ આપવાની ગૅરીબાલ્ડીએ કબુલાત આપી. સિંહે સિંહને તુર્ત પારખી લીધો ને ગૅરીબાલ્ડીને તેણે એ જ વખતે જીનોઆ રવાના કર્યો, કારણ બળવાની બધી પૂર્વતૈયારી ત્યાં સંપૂર્ણતાએ પહોંચી હતી. વહાણનો સુકાની દેશનું સુકાન સંભાળવા પાછો ફર્યો.

પણ ઇટલીની દુર્ભાગ્યપરંપરા હજુ પૂરી નહોતી થઈ. સ્વાતંત્ર્યની દેવીનું ખપ્પર હજુ યે કદાચ ઊણું રહ્યું હશે, એટલે બધી મજબૂત તૈયારી છતાં એ બળવો પણ નિષ્ફળ ગયો. અનેક મરાયા ને અસંખ્ય જેલોમાં પુરાયા. જુવાન ઇટલીને જન્મ આપનાર પ્રેરણા પાનાર મૅઝિનીને ત્યાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. એ



સ્વિટ્ઝર્લૅન્ડ ગયો, પરંતુ ત્યાંની સરકારે પણ એને સંઘરવાની ના પાડતાં આખરે એણે ઇંગ્લંડનું શરણ લીધું.

બળવામાં ગૅરીબાલ્ડીએ આગળપડતો ભાગ લીધો હતો, પણ એનું એ સદ્‌ભાગ્ય હતું કે તેને કોઇએ ઓળખેલો નહિ; ને એનો લાભ લેવા તે વેશ પલટાવી નાસી છૂટ્યો. જંગલો અને પહાડો પસાર કરતો ને તરીને નદીઓ પાર કરતો તે નાસ્યે જતો હતો, પણ આને બળવાના એ સુકાનધારીની બાતમી સત્તાધીશોથી છૂપી ન રહી શકી. તરત તેની પાછળ જાસુસો દોડાવવામાં આવ્યા ને તેનું માથું કાપી લાવનારને જબરું ઇનામ આપવાની જાહેરાત કરવામાં આવી.

રસ્તામાં પોતાની જાતને છુપાવવા બનતી સાવચેતી રાખતો રખડતો રખડતો ગૅરીબાલ્ડી દસ દિવસે માર્સેલ્સ પહોંચ્યો. અઢાર કલાક થયાં ખોરાક અને નિદ્રાથી વંચિત રહેલો એ ત્યાંની શેરીઓમાં આથડવા લાગ્યો. ફરતાં ફરતાં અચાનક એક છાપું તેના હાથમાં આવ્યું. એ વાંચતાં તેમાં પોતાને ઇટલીનો ગદ્દારવિદ્રોહી ગણી પકડી લેવાનો હુકમ છપાયેલો જોયો.

દેશમાંથી મોત પાછળ પડ્યું હતું, અહીં તેના માટે કેદખાનું રાહ જોતું હતું; છતાં ગૅરીબાલ્ડીએ હિંમત રાખી. પોતાનું નામ બદલાવી તેણે જિસેપ પેન રાખ્યું ને તકની રાહ જોવા લાગ્યો. એ તક પણ મળી ગઈ ને આબાદ રીતે છટકી, રાયો દ જાનેરો પહોંચતાં ૧૮૩૬માં તે દક્ષિણ અમેરિકા ઊપડી ગયો.

તેના ત્યાં પહોંચવા બાદ નવ જ મહિને બ્રાઝીલની પોર્ટુગીઝ સત્તા સામે બળવો ફાટી નીકળ્યો. રાયો ગ્રાન્ડ ડો સુલના પ્રાંતે પોતાને પ્રજાસત્તાક જાહેર કર્યું ને યુદ્ધની શરૂઆત થઇ. ગૅરીબાલ્ડીએ એ યુદ્ધમાં પોતાના અનેક દેશવાસીઓને કેદમાં પડતા ને કપાઇ જતા જોયા અને તેના ચિત્તની શાંતિ ઊડી ગઇ.

ખાનગી સૈનિક તરીકે કામ બજાવવાની તેણે પરવાનગી મેળવી ને એક મછવો તૈયાર કર્યો. પોતાના આદર્શ મૅઝિનીનું એ મછવાને તેણે નામ આપ્યું ને અંદર હથિયાર વગેરે ભરી, બાર ખલાસીઓ સાથે બ્રાઝિલની શાહી સત્તા સામે લડવા તે મેદાને પડ્યો.

અનેક વખત એ ઘાયલ થયો, માંદો યે પડ્યો, પણ પોતાની કર્તવ્યનિષ્ઠાને એણે જરા યે મોળી પડવા ન દીધી. પ્રજાસત્તાક પ્રાંતને આવી દમદાર્યાથી એણે આપેલા

સાથેનો લીધે તેની નામના ચોગેર ફેલાઈ ગઈ. શાહી સત્તા પણ હવે તેને ખૂબ ભયંકર ગણવા લાગી.

આખરે મૉન્ટીવીડિયોમાં તે કેદ પકડાયો. ત્યાંથી ત્રીજે જ દિવસે એ તો નાસી છૂટ્યો, પણ તેની જાણ વહેલી થઈ જતા તે પાછો પકડાઈ ગયો. ત્યાંના અધિકારીએ આ વખતે તેને જમીનથી છ ફૂટ અધ્ધર લટકાવ્યો, સાથીઓનાં નામ આપી દેવા તેને કોરડાના ચાબુકથી ફટકારવામાં આવ્યો, પાણી વગર તરફડાવવામાં આવ્યો ને બીજા પણ ઘણા ત્રાસો વરસાવવામાં આવ્યાં પણ છેવટ સુધી તેણે ઇનકાર જ કર્યો.

માંડ માંડ એક મિત્રની લાગવગથી તે આ જેલમાંથી છૂટ્યો. પોતાને રસ્તે જતાં એક ખેડૂતને ત્યાં એ કૉફી પીવા રોકાયો. એ ખેડૂતની એકની એક પુત્રી આનીટા ગૅરીબાલ્ડી પર ખૂબ મુગ્ધ બનેલી. આજે એને નજરે જોયો ત્યારે તો તેના હર્ષનો પાર ન રહ્યો. ખેડૂત તોખમની આનીટા, ગૅરીબાલ્ડી જેટલી જ આદર્શપ્રિય, ખડતલ ને સાદગી હતી. બંનેને એકબીજા વગર રહેવી મુશ્કેલ જણાઈ અને તે પિછાણી, એ પૂર્ણ કરવા બંને લગ્નગાંઠથી જોડાઈ ગયાં.



કાળી વિષાદભરી આંખો, ભવ્ય લલાટ, નિરાશ ભર્યાં અને કમનીય રીતભાત સાથે જબાન પર અજબ કાબૂ ધરાવતો આઝાદીનો ફકીર એ મૅઝિની ચિંતક હતો, સંત હતો, અને ઇટલીની નવી પેઢીનો પયગંબર હતો.

ઇટલીનો સ્વાતંત્ર્યદ્રષ્ટા ભાવનાભક્ત મૅઝિની

અને એના આદર્શદર્શનમાંથી પ્રેરણા ઝીલી એ સ્વાતંત્ર્યભાવનાને જેણે પોતાના શૌર્યરંગે રંગીને મૂર્તિમન્ત કરી તે અપ્રતિમ **વીર ગૅરીબાલ્ડી**

બંનેનાં શિક્ષણ જુદાં હતાં, જીવન જુદું હતું. એક દૂબળો, પાતળો છતાં આંખોમાં અપૂર્વ જ્વાલાભર્યો; બીજો દરિયાની છાતી ખૂંદી બનેલો અડીખમ પહાડની દૃઢતા ને તાકતભર્યો. સિદ્ધે સિદ્ધને તુર્ત માપી લીધો ને પહેલાના આનર્શે બીજાની તાકતમાં જાણે પ્રાણ પૂર્યો.

એક જ જાતનો પોશાક, એક જ જાતની ખંડક અને એને જ જાતના આદર્શો સદિન એ જોડું ત્યાંથી ભાગી નીકળ્યું. મૉન્ટીવીડિયો આવી ગૅરીબાલ્ડીએ ક્યાંક નોકરી કરવા ઇરાદો કર્યો. પણ ત્યાં તો યુરોપના આરીઝની જુલ્મગાર સત્તા સામે બળવાની આગ જાગી ઊઠી. સ્વાતંત્ર્યના દરેક પ્રયાસને હમદર્દીથી જોતા ગૅરીબાલ્ડીએ તરત તેમાં ઝંપલાવી દીધું. પોતાની ઇટાલિયન ટુકડી ઊભી કરી, ને બળવાના અંત સુધી એકનિષ્ઠાથી સાથ ચાલુ રાખ્યો.

બળવાની પરિસમાપ્તિ થતાં અધિકારીઓ તેને માનઅકરામથી નવાજવાની તૈયારીઓ ચલાવવા લાગ્યા, પણ ગૅરીબાલ્ડીએ સંભળાવી દીધું કે 'અમે જે કંઈ કર્યું છે તે પૈસા કે માન માટે નહિ, પણ સંતમ માનવતાથી પ્રેરાઈને જ કર્યું છે. મને અંત સાથે જ ખુશ કરવો હોય તો મારા પરદેશ માટે હું થાઉં ત્યારે અહીંથી છૂટો થઈ શકું એવી મારી માગણી ગ્રાહ્ય રાખો!'

# સિંહની સહચરી

**આ**ફ્રિકાની રાતોની મઘમઘતી કાળાશ, કાંટાળી વાડો વચ્ચે પવનથી થનગનતું તાપણું અને પાળેલાં પશુઓને તેમના કાળા પાલકોની ગંધ, એ વાડ પાછળ જ આંટા મારતાં બે પ્રાણીઓની નજર અને નાકને ભરી દેતાં હતા.

જરખ અને શિયાળવાંએ પણ એ ગંધ પારખી હતી ને એને લઈને મળનારી ભાવિ ઉજાણી માટે આનંદની ચીસો પાડવા માંડયાં હતા. જિરાફોનું ટોળું થોડે એ દૂર ગંધથી બીને પસાર થઈ ગયુ, પણ આ બે પ્રાણીઓ તો તે તરફ બેદરકાર જ રહ્યા. એમની નજર તો વાડ વચ્ચે ઊભેલાં માંસલ શરીરો પર જ ચોંટી રહી હતી.

અત્યાર સુધી તાપણાથી તેઓ બીના રહ્યાં હતા. પણ સિંહ જ્યારે ભૂખ્યો થાય છે ત્યારે કોની પરવા રાખે છે ? એણે ને એની સહચરીએ ત્રણચાર આંટા તો એ વાડની આસપાસ માર્યા, પણ પછી સિંહથી ન રહેવાયુ. એણે જોરથી ગર્જના કરી અને જંગલના બધા અવાજોને દબાવી દેતી એ હવાને કંપાવી રહી

વાડમાંના બધાં જાનવરોને ગંધ તો પહોંચી જ હતી. આ અવાજ થયો એટલે એક ખૂણામા બધાં તરત ભરાઇ ગયાં ને બરાડા પાડવા લાગ્યા. 'હૈદ, હૈદ' કરતા મુગાતી રખેવાળો તેમને વચ્ચે લાવવા પ્રયાસ કરવા લાગ્યા. ત્યા તો જડબા ફાડી, લહેરાતી કેશવાળી સાથે સિંહ પહોળે પંજે વાડમા ઠેકી પડ્યો. પંજાના એક જ ઘાએ તેણે ગરદન ચીરી નાખી ને એક ઢોર નીચે પડ્યું.



તરત રખેવાળો ભાલા સાથે તેના પર તૂટી પડ્યા. મુગાતી બચ્ચો જન્મે ત્યારથી જ લડાયક ખમીરનો હોય છે. પહેલા ઘાએ સિંહના ખભા પર સહેજ અસર કરી. બીજો ઘા તે ચુકાવી ગયો ને ત્રીજા ભાલાનું પાનું દાંતથી મરડી નાખ્યું. એક શૂરવીર દેખાતો જુવાન વધુ આગળ આવ્યો. સિંહે પહેલાથી યે વધુ જોરથી ગર્જના કરી ને એના પંજાનો એક જ ઘા એ જુવાનને જિંદગીભર લુલો બનાવવા પૂરતો થઇ પડ્યો.

પણ ભાલાના ઘા એટલા વધ્યા કે સિંહ એ બધાનો સામટો સામનો કરવા અશક્ત બન્યો. થોડી વારમાં તેનું શરીર વીંધાઇને ચાળણી જેવું બની ગયું. છેવટની એક ભયંકર ત્રાડ પાડી તે જમીન પર ઉથલી પડ્યો ને વનરાજની અદાથી જ મોતનું શરણ લીધું.

**આ** યુદ્ધ ટૂંકું છતા તુમુલ હતુ. એટલે જ ઉશ્કેરાએલા મુગાતીઓને વાડ બહાર રહેલી સિંહણનો ખ્યાલ નહોતો રહ્યો. પણ બીજાં પ્રાણીઓ કરતાં સિંહણ સિંહની સવિશેષ અર્થમાં અર્ધાંગના હોય છે એટલે સિંહની છેલ્લી ત્રાડ સાથે તો એ વાડમાં કૂદી આવી.

હવે ? મુગાતી પાસે ભાલો એકએક જ હોય છે ને એ તો બધાએ સિંહ પર વાપરી નાખેલા. ફાટી આંખે એ સિંહણ તરફ જોઇ રહ્યા. વેર લેવાની સિંહણની તત્પરતા સ્પષ્ટ હતી, ક્રોધથી ધ્રૂજતો તેનો પંજો વીંઝાયો ને એક મુગાતીના ગાત્ર રમી ગયા. એ પત્યું કે બીજા એકની એરણ જેવી છાતીમાથી લોચો કાઢી નાખ્યો. એમ ને એમ બધાયનો અંત એ આણી દેત, પણ ત્યા તેને પોતાનાં એકલવાયાં બચ્ચાં સાંભર્યાં. તેને થયુ કે વેરનો બદલો પણ બરાબર લેવાયો હતો એટલે વધુ કરવું છોડી દઇ તેણે શરીર સંકોર્યું ને બીજી જ પળે વાડ કૂદી ગઇ.

એ જ વખતે એક સાહસી જુવાને સિંહની લાશમાં પરોવાએલો એક ભાલો ખેંચી કાઢ્યો ને નાસતી સિંહણની પીઠ પકડી. લાગ ફાવતાં નેમ સાધી એણે જોરથી ભાલો ફેંક્યો. સિંહણે ગળું તો બચાવી લીધું, પણ એનો ખભો આખો ચીરાઇ ગયો. થોડી વાર એના મગજમાં ચક્કર આવ્યા, પણ ત્યા બીજા મુગાતીઓની



કલાકો સુધી પરસેવો ઉતાર્યા બાદ મળેલો મીઠો કોળિયો સિંહણને ઝડપતી જોવા જરખો બીલકુલ તૈયાર ન હતા

એ ફીફિયારી એને કાને પડી, એટલે અસહ્ય વેદના છતાં યે પગ પર વિશ્વાસ મૂકી પોતાનો અને પાછો પકડનારાઓની વચ્ચે અંધારાનો પડદો વધારતી એ નાસી છૂટી.

જ્યારે વધુ નાસવાની જરૂર ન જણાય, ત્યારે એક ગીચ ઝાડીમાં જઈ સુરક્ષિત સ્થાને એ બેઠી ને ઘા ચાટવા લાગી. વળી તેને બચ્ચાં સાંભર્યાં. ભળભાંખળું યે થવા આવ્યું હતું એટલે એ બોડ તરફ ઊપડી.

રસ્તે જ જિરાફનું એક ટોળું પડખે થઈને પસાર થતું જોયું. આખું ટોળું તેણે પસાર થવા દીધું. છેક છેલ્લી રહેલી માદા પર તેણે પેંતરો અજમાવ્યો, પણ ખભાના ઘાએ એ પેંતરો નિષ્ફળ બનાવ્યો ને ઊલટું માદાની ખરીઓની ઝડી ટપોટપ તેના ડીલે પડવા માંડી. ત્યાં સુધીમાં તો આખું ટોળું તેને ફરી વળ્યું. એમની લાતોમાંથી માંડ તેણે છુટકારો મેળવ્યો.

રસ્તે એક હરણ તેણે નજરાવ્યું, પણ એ યે છટકી ગયું, કારણ પવનની ગંધ તેને વહેલી પહોંચી ગઈ. એમ ને એમ સવાર પડી ગઈ. હજી બચ્ચાં માટે તેણે કંઈ ખાજ મેળવ્યું ન હતું. શરીર પણ કળતું હતું. એક્ની ઝાડી પાસે એ શ્વાસ ખાવા બેઠી. તેના નસકોરાં ફૂલતાં હતાં, પણ આંખની કીકીઓ હજુ કાળા પથ્થર જેવી જ સ્થિર હતી.

દૂરથી પસાર થતું જિરાફનું એક બીજું ટોળું તેની નજરે ચડ્યું. પોતાની નજીકમાંથી જ એ પસાર થવાનું ધારતી એ બેસી રહી, પણ ટોળું તો દૂર ને દૂર ચાલ્યું ગયું. એટલામાં સામેથી ધૂળના ગોટા ઊડતા દેખાયા. ચોક્કસ એ મુસાફીઓ જ દોરડે પાણી પાવા આવતા હતા. એમના ટોળે હતાં પણ સ્વાદુ અને હૃષ્ટપુષ્ટ. તેને લાલચ તો થઈ આવી, પણ તરત ભાલાનાં ચમકતાં પાનાં તેને યાદ આવ્યાં. થયેલો ઘા પણ એને ઓછો નહોતો સાંભરતો; એટલે હળવેક રહીને એ કાંટાળી ઝાડીમાં સરી ગઈ ને બચ્ચાં પાસે જવા ઊપડી.

ત્યાં કિસ્મતે ભૂલાવ્યું હોય એવું લાગ્યું અને વિચિત્ર છતાં સુંદર વળાંકદાર શીંગડાવાળું એક હરણું તેની સામે જ નાસતું આવી અટક્યું. એને જોતાં જ તેના બધા વિચારો દબી ગયા. જખમનું દર્દ એ ભૂલી ગઈ અને અંગેઅંગનું ઝનૂન સાથરી એ કૂદી. એ જ પળે હરણના શરીરમાં ફાચર જેમ તેની દાઢ પેસી ગઈ.


સિહણ નવેશગાંથી પાણી પીવા મડી. બચ્ચાંએ તેનુ અનુકરણ કર્યું.

સાવ પરવારી નહોતું ગયું. તેમ એ દેખાતી એટલી બધી થાકી પણ નહોતી ગઇ જરખોની એ ધૃષ્ટતામાં તેને ચોકખો માનભંગ લાગ્યો. ને વનના સમ્રાટ્ની સહચરી એ અપમાન કેમ સાંખી શકે?

જ્વાળામુખીના પેટમાંથી ઓચિંતો લાવા જેમ ઊડી નીકળે તેમ ક્રોધના ભભૂકા સાથે સિહણ ઉછળી નીકળી. ઝડપી વંટોળિયા જેમ થોડી પળોમાં તો એ આખા ટોળામાં ફરી વળી ને પાછી શિકાર સમાલવા આવી ઊભી રહી. જરખોમાંના કેટલાક તો ફરી કદિ કોઇ સિહણ સામે ન થવાની પ્રતિજ્ઞા લઇ ચાલતા થયા ને કેટલાક પોતાનાં જખમો ચાટતા દૂર જઇ ઊભા. અપમાનનો બદલો સિંહણને સંતોષી રહ્યો.

પણ એ હરણની પાછળ તો જરખોનું આખું ટોળું પડેલું. સિંહણે અધવચ્ચેથી પડાવેલો શિકાર એમનાથી સહન થાય તેમ ન હતુ. ટોળામાંનું દરેક જણ માનતુ કે શિકારનો હક્ક પોતાનો જ હતો. એમની લુચ્ચી આંખોમા સિંહણનો જખ્મ તરત દેખાઇ આવ્યો ને એનામા રોજ જેટલી તાકાત ન રહી હોવાનું પણ એ કળી ગયા. પછી તો એ ભૂલે જ શાના? એના માર્ગ અવરોધી બધા તેને ફરતુ કુંડાળું વળી ગયા.

સિંહણના મો પર કશો ફેરફાર ન જણાયો. એણે શો નિશ્ચય કર્યો હશે એ તો કોણ જાણે, પણ પૂછડીના પછડાટા સાથે ફાટતા જ્વાળામુખી જેવી તેની ગર્જના જાણે સંભળાવી રહી હતી 'હટો, હટો, માર્ગ કરો.'

પણ એની કોણ દરકાર કરે એમ હતુ? જરખોનો જ એ શિકાર હતો. એ માટે ક્યાંથીક્યાંથી એ શ્વાસભેર દોડ્યા આવ્યા હતા? એના પાછળ એમણે કલાકોથી પરસેવો ઉતારેલો ને, હવે છેવટ મીઠો કોળિયો આ સિંહણ ગ્રસી જાય? એટલા બધા પરિશ્રમનું ફળ સિંહણને તેઓ કોઇ રીતે ભોગવવા દે તેમ ન હતું. ખુદ સિંહણનો પણ ટોટો પીસતાં એ પાછી પાની કરે તેમ ન હતાં.

ઊભેલા આખા યે ટોળામાં જાણે મૂંગો હુકમ ફરી વળ્યો. સઘળા યે સમજૂતી પર આવી ગયા હોય તેમ ભવિષ્યની કામગીરી માટે તૈયાર બની ઊભા. પણ ખરી રીતે તો એમણે દિશાભૂલ જ કરી હતી. સિંહણ ગમે તેટલી ઘવાએલી હતી છતાં તેનું બળ હજુ



## ભાનુ સમ

• અજની •

જીવનપ્રભાતે અમિત ઉમંગે,
તેજ પ્રકાશિત અંગેઅંગે,
નવલ પ્રભાભર કોમલ રંગે,
ભાનુ સમ ઉગજે.
ગગનગુંબજે ફાળ ભરંતા,
કર્તવ્યાગ્નિ જ્વાળ ઝરંતા,
મધ્યાહ્ને એ તેજેવંતા.
ભાનુ સમ તપજે.
સાયંકાળે ગૌરવશાળી,
જીવન સફળતા હૈયે ધારી,
સમદષ્ટા સમ રહી અવિકારી,
ભાનુ સમ શમજે.

'અજ્ઞાત'


પૂરતી તૈયારી અને સાવચેતી સાથે એ ઓરિક્સ હરણ પર તે કૂદી.

સિંહણ પણ સાવ કોરી નહોતી રહી. તેના ગળા, ખભા ને પીઠ પર ઉઝરડા પડ્યા હતા ને તેમાંથી લોહી નીતરતું હતું. ફરીવાર આવા ને આવા જખમો થાય તો તેની રહીસહી શક્તિ પણ ચાલી જાય એમ હતું. ને ઘવાયેલા પ્રાણીએ તો જંગલમાં નજરે ન ચડવું જ મુનાસિબ છે.

પણ સિંહણને એ જગા છોડવી દુષ્કર હતી. બાકી રહેલા જરખોની સંખ્યા ઘણું ઘટી ગઈ હતી, છતાં મુરાદ ગોળી નહોતી પડી. શિકારની માલિકીનો આખરી તોડ લાવવા જ જાણે એ કટિબદ્ધ થયા હતા.

ને આ વખતે બળ કરતાં કળથી કામ લેવાનો તેમણે ઇરાદો કર્યો હતો. એક જણ સિંહણ સામે ધસે. સિંહણ તેના પર વળે એટલે પાછળથી બીજો આવી પહોંચે. બીજા પછી ત્રીજો. વારંવારના એ ઉઝરડા, બચકાં ને ઘાથી નિર્બળ થતી સિંહણ હવે હિંમત હારવા લાગી.

તેની પાછળ જ ગીચ ઝાડી આવેલી હતી જેમાં તેનાં વહાલસોયાં બચ્ચાં ભૂખ્યાં આળોટતાં હતાં. તેણે કોઈ રીતે ત્યાં પહોંચવાનો મક્કમ નિરધાર કર્યો. રસ્તો લાંબો ન હતો, પણ છટકવું અઘરું હતું: કેમકે જેવી તે પીઠ ફેરવે એવું જ જરખોનું આખું ટોળું તને પીંખી નાખવા તૂટી પડે એમ હતું.

ફરી એક વાર તે કૂદી—પહેલાં કરતાં બમણાં ઝનૂનથી; બજાવી શકાય એટલી કામગીરી બજાવી, ટોળું એકઠું થાય ત્યાં સુધીમાં તો શિકારને ઘસડતી એ ઝાડી સુધી જઈ પહોંચી. પાછું ટોળું એકઠું થાય ત્યાં સુધીમાં તો ખેરના એક ઝાડને પીઠ દઈ તે લડવા તૈયાર થઈ ઊભી. તેને પોતાને હવે હિંમત આવી ગઈ હતી ને બચ્ચાંના સ્મરણે ઝનૂન પણ પુષ્કળ વ્યાપી ગયું હતું. હવે કોઈની તાકાત નહોતી કે તેની સામે મોરચો માંડી શકે. તેની આંખો હવે ફરી ગઈ હતી. જરખો પણ કંઈ નદ્દન બેવકૂફ નહોતા. સહજવૃત્તિથી તેઓ પણ મામલો પામી ગયા. સિંહણને ફરી કૂદવાની જરૂર પડે તે પહેલાં તો તેઓ ગચ્છંતિ કરી ગયા. સિંહણે એક 'હાશ' ખેંચી અને લથડાતી છતાં સજ્જડ જડબે શિકારને ઘસડતી એ બોડમાં પહોંચી. થોડી વાર બચ્ચાં જોડે ગેલ કરી, તેમને ખવડાવી એણે રાતનો ઉજાગરો ઉતારવા આંખો મીંચી અને બચ્ચાં હરણની ઉજાણી પાછળ મંડ્યાં.

દિવસ ચડ્યો ત્યાંસુધીમાં તેણે ઊંઘ ખેંચી કાઢી ને પછી બચ્ચાંને લઈ ઊપડી. તેનું ગળું બળતું હતું. એટલે પાણીના નવેરા તરફ એ વળી. થોડોક જ રસ્તો કાપ્યો હશે ત્યાં જરખોનું એક ટોળું સામે આવી લાગ્યું. તેનું જખમોથી ભરપૂર ડીલ અને લથડતા પગ ભાળી તેઓ તેની પાછળ પડ્યા. મોતની પ્રતિછાયા જાણે પહેલેથી જ પડી જતી હોય તેમ ગીધો પણ ઉપર લટકવા મંડ્યાં.

સિંહણે જરખોએ પકડેલા પીછાનો હેતુ પરખી લીધો હતો, પણ સ્વભાવસહજ ગૌરવ અને બેદરકારીથી એણે ચાલ્યે જ રાખ્યું. જરખોને લાગ્યું કે સિંહણ હજુ સાવ નહોતી પરવારી એટલે તેની વધુ પૂંઠ પકડવી માંડી વાળી. સિંહણ પણ દમામભેર નવેરા સુધી જઈ પહોંચી ને પાણી પીવા મંડી. બચ્ચાંએ પણ તેનું અનુકરણ કર્યું.

લાંબો વખત સુધી તે ત્યાં ને ત્યાં પડી રહી. ઘડીકમાં જખમો ચાટતી ને ઘડીકમાં પાણી પીતી. અવારનવાર એકાદ હરણું પણ નાસતું તેની નજરે પડતું. તે [illegible]

યત્ન કરતી, પણ તેના સુકકાલ બનેલા શરીરમાં ચેટ લેવા જેવો દમ રહ્યો ન હતો. શું શિકારી જીવનનો અંત આવ્યો? એને પોતાનો જ ધ્રાસકો પડ્યો. વ્યથાભરી આંખે એ બચ્ચાં સામે જોઇ રહી.

પણ એ સ્થિતિ ઝાઝો વખત ન ટકી. તેના કાન સરવા બન્યા. હવા સુંઘી જોઇ પણ તે કશી બાતમી ન આપી શકી. છતાં એની તૈયારી નિષ્પ્રયોજન તો ન હતી. દૂરદૂરથી એક આકાર આગળ વધી રહ્યો હતો. થોડી વારમાં જ સ્પષ્ટ થયું કે કોઇ પ્રાણી તેના તરફ આવી રહ્યું હતું.

પહેલાં તો એ આવતા પ્રાણીની ઝડપ બહુ જ જણાતી હતી, પણ હળવે હળવે તે ઘટતી ગઇ. ગીમોસાના ઝાડવા વચ્ચે આવી એ એકિક્સ હરણું અટક્યું ને માથું નમાવી ઊભું રહ્યું. ઝાડવાં પાછળથી સિંહણ અને બચ્ચાં પણ તેને અનિમિષ જોઇ રહ્યાં. હરણે એક કંપારી ખાધી ને પછી શાંત ઊભું રહ્યું. લાગતું હતું કે એ ઘવાયને નાઠું હોવું જોઇએ.

સિંહણ હળવે રહીને આગળ વધી. બચ્ચાં એની પાછળ થયાં. હરણને મારવો હતો એ એક વાત હતી ને એને નાસતા દઇને મારવું એ જુદી વાત હતી, એટલે એ ખૂબ સાવચેતીથી આગળ સરતી ગઇ. વળી એનાં જખમો પણ હજુ સાલતા હતા ને આ હરણનાં અણીદાર શીંગડાનો વધુ એક પણ જખમ ખાવા તે નારાજ હતી.

આટલી તૈયારી અને સાવચેતી પછી હરણું મરે જ શાનું? લોહી અને માંસની ગંધ આવતાં બચ્ચાં પણ આગળ દોડી આવ્યાં. સારા પરિવારે પેટ ભરી ખાધું અને પછી બચ્ચાંને ગોદમાં સમાવતી સિંહની એ સહચરીએ આરામથી પથારી કરી.

(અંગ્રેજી ઉપરથી) 'રેનિન'

---

અનિવાર્ય સંજોગોને લીધે તંત્રીના જાપાનના પ્રવાસનો 'મારી નજરે' નો હપતો આ અંકમાં આપી શકાયો નથી; આવતા અંકથી તે નિયત સ્થાને ફરી ચાલુ થશે.

---

# ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

ફોટો-ચિત્રનો વિષય અગાઉથી વિચારી તેની શોધમાં ભટકી ચિત્ર મેળવવું એ ચિત્રસર્જનની એક રીત છે. એકાગ્રતા, વેધક દૃષ્ટિ અને તકનો ઉપયોગ એ તેના આવશ્યક અંગો છે. પરંતુ કૅમેરા ખભે લટકાવી કોઇપણ ચોક્કસ લક્ષ્ય વિના ફરતાં ઊર્મિ જગાવતો એકાદ વિષય નજરે પડતાં તેને તાત્કાલિક ઝડપીને પણ ચિત્રસર્જન થઇ શકે છે. દરેક વ્યક્તિ પોતાને અનુકૂળ પદ્ધતિ ગ્રહણ કરે છે. કોઈપણ રીતે, ચિત્ર એ ચિત્રકારની રસવૃત્તિનું જ પ્રતિબિંબ હોય છે. ચિત્રસર્જન કૅમેરા નથી કરતો પણ તેનો વાપરનાર જ કરે છે.

ભાઇ ડી બી. ખોપકરના ફોટોચિત્ર 'નમતા પહોરે' સીમમાંથી ઘર તરફ વળતું ગામના નેળીઆમાંથી પસાર થતું ઢોરાંનું ટોળું નમતા પહોરનું અચ્છું વાતાવરણ રજુ કરે છે. ખભે લાકડી ટેકવી ઢોરાને ઘર તરફ વાળતો તેનો પાલક તેમજ બાળકને કેડમાં તેડી સાથે ચાલતી સ્ત્રી એ ચિત્રના આકર્ષણમાં ઉમેરો કરે છે. પ્રિન્ટિંગ અને ટ્રિમિંગ સારાં છે. ચિત્રના ચારે ખૂણે વિષયનો વર્ણ–tone–કુદરતી રીતે જ કાળો હોવાથી ચિત્રકેન્દ્ર પર જોનારનું ધ્યાન સ્થિર થાય છે.

'કુમાર'ની હરીફાઇમાં વહેરણીઆના ફોટોગ્રાફ અગાઉ આવેલા છે. પરંતુ ભાઇ કનુ રાવત વહેરણીઆનું ચિત્ર ઉપજાવવામાં ઠીક સફળ થયા છે. વહેરાતું બીમ તથા પાછળ આડું પડેલું બીમ બંને ઉલટાસુલટી દિશામાં પડેલાં હોવાથી એક પ્રકારની રૂચિકર રચના ચિત્રમાં આપોઆપ બને છે. બૅકગ્રાઉન્ડ પણ વિષયને અનુરૂપ જ છે. પરંતુ ચિત્રમાં ક્રિયાનો અભાવ હોવાથી ચિત્રનું અરધુ આકર્ષણ મારું જાય છે.

ભાઇ નરેન્દ્ર જસાણી (ભાવનગર)નું ફોટોચિત્ર 'જીવન-દાન' વિચારપૂર્વક પાડેલું જણાય છે. અને પાણી પાનારનાં હાથ સિવાયનાં બીજાં અંગો બુદ્ધિપૂર્વક જ ચિત્રમાંથી કમી કરેલાં હોય તો પ્રશસનીય ગણાય. પાનાર અને પીનારના હાથ, પાણીની ધાર અને પીનારની મુદ્રા એ આ ચિત્રનાં આકર્ષક અંગો છે. ફોકસિંગ સહેજ ખામીવાળું છે અને નામ ખોટી રીતે ભારે પડતું છે.

પરિણામ.—પહેલું ઇનામ: 'નમતા પહોરે' ભાઇ ડી બી ખોપકર (અમદાવાદ); બીજું ઇનામ 'વહેરણીઆ' કનુ રાવત (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'જીવનદાન' ભાઇ નરેન્દ્ર જસાણી (ભાવનગર). નોંધપાત્ર: ગુણ પ્રમાણેના ક્રમમાં: 'ફરતા રામ' ભાઇ પ્રાણલાલ પટેલ (અમદાવાદ); 'ઓમનિદ્રા' ભાઇ એમ. એસ. પથરાવાળા (અમદાવાદ); 'ગલી-By-way' ભાઇ ઝેડ. એમ. કાદરી (અમદાવાદ). બલવન્ત ભટ્ટ

# દવા અને ખોરાક



દુનિયામાં આજે મોટા ભાગના લોકો એવું માનનારા છે કે દવા અને આરોગ્ય વચ્ચે ગાઢો સંબંધ છે. આજે આરોગ્ય જાળવવા, બીમારીઓ અટકાવવા અને રોગો મટાડવા માટે ઘણે ભાગે દવાનો જ ઉપયોગ થાય છે. રોગોની ચિકિત્સા કરનારા તેમજ દવાનો ઉપયોગ કરનારા વૈદકની અનેક દેશી, વિદેશી, પ્રાચીન અને અર્વાચીન પદ્ધતિઓ છે. આ બધી પદ્ધતિઓ ઘણી બાબતોમાં એકબીજીથી જુદી પડે છે અને કેટલીક બાબતોમાં તો પરસ્પરવિરોધી પણ છે; પરંતુ એક બાબત ઉપર તો સૌ એકમત છે કે દવાથી આરોગ્ય મેળવી શકાય છે.

કોઈ માણસને કાંઈ પણ રોગ કે માંદગી ન હોય, છતાં યે એને જો પોતાની તંદુરસ્તી સંતોષકારક લાગતી ન હોય તો જરૂર એ કોઈ 'ટૉનિક' લેવાનો. આ આરોગ્યને 'જાળવનારી' દવા.

શીતળા, કૉલેરા, પ્લેગ કે ટાઇફૉઇડ જેવા રોગોના વાવર (epidemic) ચાલતા હોય ત્યારે આ રોગની વિરોધી રસી ઘણા લોકો પોતાના દેહમાં દાખલ કરાવે છે. આ રોગ 'અટકાવનારી' દવા.

આજ સુધી દવાઓ ત્રણ માર્ગે લેવાતી: મોં, નાક અને ચામડી વાટે. હવે આ જમાનામાં દવાઓ આપવા માટે એક નવો રસ્તો ઉમેરાયો છે અને તે લોહી વાટે. ઇન્જેક્શન વાટે દવા આપવાથી, દવા પરબારી લોહીમાં જઈને તેની તાત્કાલિક અસર થાય છે. એટલા માટે જ આજકાલ આ પદ્ધતિ બહોળો ફેલાવો પામી છે.

દવાઓને આપણે ત્રણ વિભાગમાં વહેંચી શકીએ: ખનીજ, વનસ્પતિજન્ય અને પ્રાણીજ.

પારો, સોમલ વગેરે ખનીજ દવાઓ છે; ક્વિનાઇન, સ્ટ્રિકનીન એ બધી વનસ્પતિજન્ય દવાઓ છે; અને જુદાંજુદાં જનાવરોનાં પાચકરસ એ પ્રાણીજ દવાઓ છે.

આ થઈ મોટા ભાગના લોકોની વાત. પણ એ ઉપરાંત બીજો પણ એવો એક વર્ગ છે કે જે એક યા બીજા કારણને લઈને દવાઓ ઉપરની પોતાની બધી શ્રદ્ધા ગુમાવી બેઠો છે. એ લોકો એમ માને છે કે દવાઓ રોગોને 'અટકાવતી' કે 'મટાડતી' નથી. તેઓ તો એટલી હદ સુધી કહે છે કે બધી દવાઓ નિરુપયોગી જ છે, એટલું જ નહિ પણ ઘણી તો નુકસાનકારક અને ઝેરીલી છે!

સો વર્ષ ઉપર આવા વિચારો ધરાવનાર મુઠ્ઠીભર માણસો હતા. આજે, આ પ્રકારના વિચારો ધરાવતા જુદાજુદા દેશના લોકોની સંખ્યા દસ કરોડ ઉપર છે. દર સાલ આ સૈન્યમાં લાખો નવા સૈનિકોની ભરતી થતી જ જાય છે. અજાયબ થવા જેવું તો એ છે કે જેમને પોતાની પ્રૅક્ટિસમાં પળિયાં આવ્યાં છે એવા અનેક શાણા, ઠરેલ અને નામાંકિત દાક્તરો પણ આ ચળવળના આગેવાનોમાં છે. આ લોકોએ પોતાની બધી યે શ્રદ્ધા હવે ખોરાક ઉપર કેન્દ્રસ્થ કરી છે.

કેટલાક લોકો એવા હોય છે કે જે ખોરાક અને દવા બંનેમાં આસ્થા મૂકે છે; એનું કારણ એટલું જ હોય છે કે તેમણે એકેનો ઊંડો અભ્યાસ કર્યો હોતો નથી.

ખોરાક અને દવા એ બંને પ્રકાશ અને અંધકાર જેટલી પરસ્પરવિરોધી વસ્તુઓ છે. એક આવે એટલે બીજીને ખસવું જ પડે. આજ સુધી આ બંનેની બહુ ઓછી વ્યાખ્યાઓ થઈ છે. ખોરાકની મારી વ્યાખ્યા એ છે કે શરીરમાં ગમે તે રસ્તે લેતાં શરીરને કાંઈક પણ લાભ કરે તે ખોરાક. જ્યારે શરીરમાં ગમે તે રસ્તે લેતાં શરીરને કાંઈક પણ નુકસાન કરે તે દવા.

'પચે એ જ ખોરાક' એવી જો આપણે ખોરાકની વ્યાખ્યા બાંધીએ તો માણસ એવો ખોરાક ખાઈને થોડાંક અઠવાડીઆંથી વધુ જીવી જ શકે નહિ! આપણા ખોરાકમાં કૂચો એ ઘણું જ આવશ્યક તત્ત્વ છે. છતાં યે આ તત્ત્વ પચતું નથી; એ માત્ર આંતરડાંને કામ આપે છે. એ જ રીતે ખનીજ તેલ (Mineral oil)

એ ખોરાકની વસ્તુ નથી; છતાં એ આંતરડાં સુંવાળાં રાખી કબજિયાતથી પીડાતા માણસોને મદદ કરે છે. એટલા માટે એને પણ ખોરાક તરીકે માનવામાં વાંધો નથી.

આપણા સામાન્ય જીવનમાં ખોરાક અને દવા એ બંનેને જુદા પાડનારી લીટી દોરતાં ઘણી વખત મુસીબત નડે છે. કેમિસ્ટો અને ડ્રૂગિસ્ટો દવાઓ સાથે ખોરાકો પણ રાખતા હોય છે. ગાંધીઓ પણ સાદી વનસ્પતિઓ અને ખોરાકો સાથે દવાઓ રાખે છે. કૉડલીવર ઑઇલ એ દવા નથી, પણ ખોરાક છે; જ્યારે સેકેરીન એ ખોરાક નથી પણ દવા છે.

શ્રદ્ધાળુ ઔષધ-ઉપાસકો એમ ધારે છે કે દવાઓ શરીર ઉપર અસર કરે છે. ઉલટપક્ષે જેમને ઓસડ ઉપર શ્રદ્ધા નથી તેઓ કહે છે કે દવાઓ શરીર ઉપર અસર કરે છે એ ખોટી માન્યતા છે. ખરું તો એ છે કે શરીર દવાઓ ઉપર અસર કરે છે!

ઘણાને આ વાક્ય વિચિત્ર લાગશે. કોઇને એમાં શબ્દછળ પણ જણાય!

એક જમાનો એવો હતો કે જ્યારે લોકો માનતા કે સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરે છે! હવે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ કે પૃથ્વી જ સૂર્યની આસપાસ ફરે છે, અને સૂર્ય પૃથ્વીની આજુબાજુ ફરે છે એ તો માત્ર દૃષ્ટિભ્રમ હતો. એ જ રીતે દવાઓ શરીર ઉપર અસર કરે છે, એ પણ એક બુદ્ધિભ્રમ છે! બાપડી નિર્જીવ દવાઓ સજીવ શરીર ઉપર શી રીતે અસર કરી શકે?

તો પછી આપણે એ જોવું પડશે કે શરીર દવાઓ ઉપર કેવી રીતે અને શા માટે અસર કરે છે.

આપણા શરીરના નાનામા નાના કોષથી માંડીને મોટામાં મોટા અસ્થિ સુધી, જીવનનું નિયમન કરતી એક બુદ્ધિ કાર્ય કરી રહી છે. એને આપણે 'કુદરત'ને નામે ઓળખીએ છીએ. એ કુદરત, આપણને નીરોગી રાખવા ચોવીસે કલાક સતત પરિશ્રમ કર્યા જ કરે છે.

હવે, જ્યારે જીવનને નુકસાનકર્તા કે આરોગ્યનો નાશ કરનાર એવો કોઇ પણ પદાર્થ આપણે શરીરમાં લઇએ, ત્યારે એને બહાર ફેંકી દેવા કુદરત કટિબદ્ધ થાય છે.

આંખમાં જો ધૂળ કે કણું પડે તો તરત જ એમાં પાણી છૂટે છે. શા માટે? એ કચરો આંખમાંથી નીકળી જઇ શકે એટલા માટે.

આગગાડીમાં મોટા ભાગના દવાઓ વેચનારા પોતાની પાસે કોઇ નામીચા પર્વતની અજાયબ જડીબુટ્ટીઓમાંથી બનાવેલો, એક અતિશય ગુણકારી સુરમો રાખે છે. આ સુરમો જેવી આંખોમાં આંજે તેવી આંખોમાંથી પાણી દદડે છે! ખરીદનારને સુરમાના ચમત્કારિક ગુણો માટે ખાત્રી થઇ પોતાનાં નાણાં વસુલ થયાનો સંતોષ થાય છે; કારણકે એનાથી આંખની ગરમી નીકળી ગઇ! ખરી રીતે તો ગરમી નીકળતી નથી કે ઠંડી પેસતી નથી; પણ સુરમાનું ઝેર નાજુક આંખને ઇજા ન કરે એટલા માટે કુદરત એને આંખના પાણીથી ધોઇ નાખે છે. સુરમો આંખ ઉપર અસર નથી કરતો, પણ આંખ સુરમા ઉપર અસર કરે છે!

પણ આવી રીતે વારંવાર થાય તો? આંખમાંની એ પાણી છોડનારી રસોત્પાદક ગ્રંથીઓ (tear glands) થાકીને છેવટે હતાશ થઇ જાય. દરેક વખત આવી રીતે થવાથી જીવનશક્તિનો મિથ્યા વ્યય થાય; અને જે અવયવનો આવી રીતે દુરુપયોગ થયા જ કરે એ ધીમેધીમે નિરુપયોગી બની જાય. રેલવે-એન્જિનના ડ્રાઇવરોની આંખો વારંવાર ધૂળ, કાંકરી અને કચરો પડવાથી નઠોર થાય છે; એમની આંખની ઉપરનું પડ જાડું અને સખત થતું જાય છે અને એમની જોવાની શક્તિ ધીરેધીરે ઘટતી જાય છે.

કબજિયાત મટાડવા વપરાતી, નેપાળાથી માંડીને કૅલોમેલ સુધીની, જુલાબની હજારો દવાઓ આવી જ અસર કરે છે. દવાને નામે અપાતું એ ઝેર જો શરીરમાં રહે તો શરીરને નુકસાન કરે, એટલા માટે કુદરત એને જેમ બને તેમ જલદી શરીરની બહાર ફેંકી દે છે. કોઇ પણ સખત જુલાબની બે કે ત્રણ ગોળી લીધી હોય અને સાથે ચાંગળું પાણી પણ પીધું ન હોય, તોપણ શરીરમાંથી બશેરથી ત્રણશેર પાણી નીકળી જાય છે. આ પાણી ક્યાંથી આવ્યું? એ લોહીમાંથી જ ખેંચાઇ આવ્યું હોય છે. જે રીતે આંખમાથી પાણી ઝરે છે, એ જ રીતે આંતરડાંમાંથી પણ પાણી છૂટે છે.

શરીરના આ કીમતી જીવનરસ (serum of blood)ને આવી રીતે વેડફી મારવાથી એ આખરે જતાં ધીમેધીમે ઓછો ઝરે છે. આવે વખતે વાપરનારને લાગે છે કે દવા ધારી અસર કરતી નથી, એટલે એ તેની માત્રા (ડોઝ) વધારે છે. છેવટે એક વખત એવો

આવે છે કે એ દવા ગમે તેટલી માત્રામાં લેતાં પણ જોઈએ એવી અસર કરતી નથી, એટલે દવા બદલવાની ફરજ પડે છે. અને આવી રીતે અનેક દવાઓ બદલ્યા બાદ છેવટે આંતરડા એવાં જક્કી થઈ જાય છે કે એ દવામાત્રને દાદ દેતાં નથી! આવે વખતે આપણે કહીએ છીએ કે 'દવા કોઠે પડી!' મોટા ભાગના લોકો માને છે એ પ્રમાણે જો દવા ખરેખર શરીર પર અસર કરતી હોત, તો જે દવાની અમુક માત્રાથી શરૂઆતમાં સહેલાઈથી દસ્ત થતો, એ જ દવાની અનેકગણી માત્રા, એના એ માણસ પર અમુક વખત પછી શા માટે કાર્યસાધક નથી નીવડતી?

આખો જન્મારો કબજિયાતની દવાઓ ખાધા અને પીધા કરી હોય, અને છેવટે કબજિયાતથી જ ઉત્પન્ન થએલા કોઈ રોગથી જેનું મરણ થયું હોય એવા કોઈ માણસનું શરીર જ્યારે સર્જન ચીરે છે ત્યારે એનાં આંતરડાં અંદરથી શીંગડાં જેવાં સખત થઇ ગએલાં માલૂમ પડે છે. જીભ જેવાં સુંવાળાં આંતરડાં શીંગડાં જેવાં સખત થયાં હશે ત્યાં સુધીમાં એમના ઉપર શું શું નહિ વીત્યું હોય?

આ જ રીતે જુદાજુદા રોગો પર અપાતી જુદીજુદી દવાઓ ઉપર, શરીર જ જુદીજુદી અસરો કરે છે અને પરિણામે તે ઘસાતું ને પાયમાલ થતું જાય છે. શહેનશાહ સાતમા એડવર્ડનો દાક્તર સર ફ્રેડરિક ટ્રીવ્સ તો કહેતો કે દવાઓથી જેટલાં માણસો મરે છે એટલાં રોગોથી મરતાં નથી!

દવાઓ સામે બીજો વાંધો તો એ છે કે તેઓ દુઃખને છૂંદી નાખે છે. તન્દુરસ્ત અને અક્ષમસ્ત લોકોને પોતાનાં શરીર સંબંધે બહુ ઓછું ભાન હોય છે. જેના પેટમાં કાયમ ચૂંકાતું હોય એને, પોતાને હોજરી હોવાનો ખ્યાલ દરરોજ રહ્યા કરે છે. દરેક દુઃખ, પછી તે પેટની ચૂંક, માથાનો દુખાવો કે કમ્મરનો સસકો હોય, એનો ચોક્કસ અર્થ છે. દુઃખ એ કુદરતની લાલ બત્તી છે. એ દર્શાવે છે કે શરીરમાં કંઈક બગડયું છે; ત્યાં સમારકામની જરૂર છે. હવે, એ દુઃખનું કારણ શોધી કાઢી એને દૂર કરવાને બદલે, જો આપણે દુઃખને જ દુઃખ માની એને કચડી નાખીએ, તો પેલું કારણ સલામત રહીને શરીરમાં વધુ અવ્યવસ્થા થાય છે, અને ઘણી વખત નાની ફરિયાદમાંથી મોટો રોગ ઉત્પન્ન થાય છે. દુઃખ મારનારી મોટા ભાગની દવાઓના ચાલુ વાપરને પરિણામે, જ્ઞાનતંતુઓ બુઠ્ઠા થઇ શરીરના અંદરની પરિસ્થિતિના આપણને સાચા સમાચાર આપતા નથી. બ્રોમાઇડ, ઍસ્પીરીન વગેરે આ પ્રકારની દવાઓ છે.

દવાઓ સામે ત્રીજો વાંધો એ છે દાક્તર, કૅમ્પાઉન્ડર, કેમિસ્ટ, ડ્રગિસ્ટ, નર્સ કે પછી ઘરના કોઇ માણસની ગફલતની બેવડી માત્રા કે બીજી જ દવા જો અપાઇ જાય તો એનાં પરિણામો બહુ જ માઠાં આવે છે અને ઘણી વખત તો બાપડો દર્દી જાન ગુમાવે છે. આપણને ખ્યાલ હોય છે એના કરતાં આવા દાખલા ઘણા વધારે પ્રમાણમાં બની રહ્યા છે. આવે વખતે વધારે કાળજી રાખવાની જે સલાહ અપાય છે તે ઠીક છે, પણ જો આવા ભયંકર ઝેરો વિના ચલાવી શકીએ તો વાંધો ખરો?

એમની સામે ચોથો વાંધો એ છે કે મોટા ભાગની દવાઓ, જેવી કે દારૂ, કૅફીન, નિકોટીન, બ્રોમાઇડ, અનેક દેશી વિદેશી રેચક ઔષધો વગેરે ટેવ લાગુ પાડે છે, માણસને પોતાના ગુલામ બનાવે છે. અને છેલ્લો વાંધો એમની સામે એ છે કે એ બહુ જ ખર્ચાળ છે. તોલાના એક રૂપિયાથી માંડીને પચીસ હજાર રૂપિયા સુધી પણ દવાના આપવા પડે છે રેડિયમ જેવી દવાઓ તો એથી પણ મોંઘી હોય છે.

વળી, દવાઓની સારવાર એના નિષ્ણાત પાસે, એટલે કે જેણે અમુક પદ્ધતિનો અભ્યાસ કરીને અમુક ઉપાધિ મેળવી હોય એની પાસે જ લેવી પડે છે. ઊંટવૈદ પાસેથી લઇએ તો જીવ ગુમાવવો પડે! જ્યારે ખોરાક વિષે તો ગમે તે માણસ જાતે અભ્યાસ કરી, પોતાના ખોરાકમાં જોઇતા ફેરફારો કરી, પોતાની તન્દુરસ્તી સુધારી શકે છે.

આ પાંચ ઉપરાંત બીજા પણ અનેક વાંધાઓ છે. પણ આટલું જે લખાયું છે, એ પેલા દસ કરોડ માણસોનું દૃષ્ટિબિંદુ સમજવામાં મદદગાર થઇ પડશે.

દવાઓ વાપરવાની ટેવ સારી તો નથી જ, છતાં તંદુરસ્તી માટે જો એ વાપરવાનો તમારો આગ્રહ જ હોય તો, દવાને ખોરાક બનાવવાને બદલે ખોરાકને દવા બનાવો!

કેવી રીતે, તે ફરી કોઇ વાર.

રમણલાલ એન્જિનીઅર

# ગયો મહિનો (માર્ચ) . . . અને એની પ્રતિભા

**તા. ૩** મુંબાઈના પ્રસિદ્ધ દૈનિક ઑબ્ઝર્વર ક્રૉનિકલનો જન્મ—ઇ. ૧૯૧૩ ● ● નેપાળી જનરલ ચંદ્રશેખર ઉપાધ્યાયે જનરલ ઑક્ટરલોની સાથે સંધિ કરી જેથી કાઠમંડુમાં રેસિડન્ટ રાખવાની છૂટ અને દાર્જીલિંગ તથા સીમલા સહિતનો પ્રદેશ બ્રિટિશોને મળ્યો—ઇ. ૧૮૧૬.

**તા. ૯** અંગ્રેજો સાથે કૉલકરાર કરી ટીપુ સુલતાને અરધું મહૈસુર તેમને આપી દીધું—ઇ. ૧૭૯૨.

**તા. ૧૦** વડોદરાના શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડનો જન્મ—ઈ. ૧૮૬૩.

**તા. ૧૧** હિંદના ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ પર રાજા નંદકુમારે લાંચલેવાનો આરોપ મૂક્યો.

**તા. ૧૨** રશિયામાં રાજક્રાંતિ—ઇ. ૧૯૧૭. ● ● સાબરમતીના આશ્રમેથી હિંદસ્વાતંત્ર્ય અર્થે મહાત્મા ગાંધીજીએ દાંડીની ઐતિહાસિક કૂચ આદરી—ઇ.૧૯૩૦.

**તા.૧૩** શ્રી રમણભાઇ નીલકંઠ-જન્મ—ઇ.૧૮૬૮.

**તા.૧૪** 'સાપેક્ષવાદ'ના સિદ્ધાંતથી વિજ્ઞાનજગતમાં ઉહાપોહ મચાવનાર જર્મન વિજ્ઞાની આઇન્સ્ટાઇનનો જન્મ—ઇ.૧૮૭૯ ● ● મહમદ ઘોરીનું અવસાન—ઇ. ૧૨૦૬.

**તા. ૧૫** હિંદમાં હથીઆરબંધી તથા દેશી છાપાં સંબંધીના કાયદાનો અમલ શરૂ થયો—ઇ. ૧૮૭૮.

**તા. ૨૧** ગુજરાતના મસ્ત કવિ બાલાશંકર ઉલ્લાસરામનું અવસાન-ઇ.૧૮૯૮.

**તા. ૨૪** લાહોર કાવતરા કેસને અંગે શ્રી ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવની ત્રિપુટીને ફાંસી અપાઈ-ઇ.૧૯૩૧ ● ● ભારત પરના અંગ્રેજ વર્ચસ્વ ઉપર પ્રાણવાન પુસ્તકો લખનાર મેજર વામનદાસ વસુનો જન્મ—ઇ. ૧૮૬૭.

**તા. ૨૫** કવીશ્વર દલપતરામ વિદેહ થયા—ઇ. ૧૮૯૮. ● ● કાનપુરમાં ભયંકર કોમી રમખાણ, જેમાં પંડિત ગણેશશંકરજી વિદ્યાર્થી શહીદ થયા—ઇ ૧૯૩૧

**તા. ૨૮** પેશ્વાઇના સ્તંભ સમા નાના ફડનવીસનું અવસાન—ઇ ૧૮૦૦ ● ● બાળલગ્ન ઉપર પ્રતિબંધ મૂકતું શારદા બિલ અમલમાં મૂકાયું—ઇ. ૧૯૩૦.

**તા. ૨૯** દક્ષિણ ધ્રુવની શોધે ઊપડેલા કૅપ્ટન સ્કૉટ પોતાની આખી ટોળી સાથે ત્યાંના બરફોમાં ગારણ થયો—ઇ. ૧૯૧૨ (તેની ડાયરીમાં છેલ્લી એ તારીખ મળી હતી.) ● ● અંગ્રેજોએ પંજાબ સર કર્યું—ઇ. ૧૮૪૯.



આ માસની વિભૂતિ
શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

**તા. ૧૮મી** માર્ચ એ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનો જન્મ દિવસ.ઇ.૧૮૬૩માં, મહારાજા ખંડેરાવ જ્યારે વડોદરાની ગાદીએ હતા ત્યારે ખાનદેશના એક ગામડાના એક ગોવાળને ત્યાં એમનો જન્મ થયો.

ઈ. ૧૮૭૫ ખંડેરાવ પછી ગાદીએ આવેલા એમના ભાઇ મલ્હારરાવને સરકારે ગાદીએથી ઉઠાડી મૂકતાં રાજમાતા ચીમનાબાઇએ ત્રણ ભાઇઓમાંથી સયાજીરાવની ગાદીવારસ તરીકે પસંદગી કરી એટલે રાજા સર ટી. માધવરાવના હાથ નીચે તેમને શિક્ષણ માટે મૂકવામાં આવ્યા. રાજાના પ્રબળ વ્યક્તિત્વે સયાજીરાવના ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

ઈ. ૧૮૭૭ યુરોપની પહેલી સફર.

ઇ.૧૮૮૦તાંજોરની રાજકન્યા સાથે લગ્ન.

ઇ. ૧૮૮૧ રાજ્યસગામ અર્પણ થયું, ૨૮મી ડિસેમ્બર.

ઇ. ૧૯૦૨ મહાસભામાં હાજરી આપી ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

ઇ. ૧૯૦૪ ઇન્ડીઅન સોશિયલ કૉન્ફરન્સના પ્રમુખ નીમાયા. પ્રમુખપદેથી ભાષણ આપતાં એમણે જણાવેલું કે, 'પશ્ચિમને આપણી ફિલસૂફી શીખવી તેનું વિજ્ઞાન આપણે અપનાવીએ એથી મહાન કોઈ કાર્ય નથી'

ઇ. ૧૯૧૬ હિંદના રાજાઓની કૉન્ફરન્સમાં ભાગ લઇ હિંદ રાજકારણમાં રાજાઓનો સાથ હોવાની હિમાયત કરી.

ઈ. ૧૯૩૬ રાજપદે આવ્યે તા. ૨૭મી મેના રોજ સાઠ વર્ષ પૂરા થતાં આખા રાજ્યે મણિમહોત્સવ ઊજવ્યો.

વીસમી સદી શરૂ થયા પહેલાં સ્વામી દયાનંદના ઉદ્ગારે હિંદમાં જે જે વિભૂતિઓને જન્મ આપ્યો તેમાંના મહારાજા સયાજીરાવ એક છે. પશ્ચિમમાં ફરી, ત્યાંની પ્રજાએ સાધેલો ઔદ્યોગિક અને શિક્ષણાત્મક વિકાસ તેમણે જોયો ને પ્રગતિનાં એ મુખ્ય બી એમણે પોતાની ભૂમિમાં પણ વાવ્યાં. વડોદરાની પ્રજાને નવા યુગને ઘટતી તાલીમ આપવા તેમણે ખૂબ કર્યું છે. આદર્શ રાજવી તરીકે હિંદના રાજાઓની હરોળમાં તેમને પહેલા મૂકી શકાય, પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી એમના ઉત્સાહનાં પાણી વળતાં થયાં હોય એમ જણાય છે.



# માધુકરી

### યુગદૃષ્ટા

મોંઘી સ્વાતંત્ર્યદૃષ્ટિ કદમ કદમના પ્રેમકુન્માદ જાગે,
ફૂટે ભૂખ્યા, દબાયા, પતિત, દલિત, સૌ મુક્તિઆશે ઉમંગે.
પીવાએલાં જનોની સુરાગ કથની શબ્દનો દેહ માગે,
પ્રેમે, શૌર્યે મનના હૃદયસ્પંદનનું મૂક સંગીત જાગે.
એને વીણા ભરી। જગતક્ષ વદતા, વિશ્વમાંગલ્ય ગાતા,
જ્યાં હો ત્યાંથી ધનાગે અવતર કવિ! ઓ' મુક્તિમાતુ વધાવા.—ઉમાશંકર જોશી

## પંજાબના વાણિજ્યશિરોમણિ લાલા હરકિસનલાલ

••• ગઈ તા. ૧૨મી ફેબ્રુઆરીના રાતે પંજાબના ઉદ્યોગ-જગતના નેપોલિયન કહેવાતા એ વીર નરનું અવસાન થયું જેના માટે કોઈ પણ દેશ, જાતિ અને સમાજ અભિમાન લઈ શકે એવી અમોલ વિભૂતિ સમા એ હતા મનુષ્યને મહાન બનાવનારી પ્રધાન શક્તિ સાહસ છે, અને એમણે તો એ શક્તિ જીવનમાં વણી દીધી હતી. લાલા હરકિસનલાલનો જન્મ ડેરા ઇસ્માઇલખાં મુકામે



૧૮૬૪ના એપ્રિલની ૧૩મી તારીખે થયો હતો. એમના પિતાનું નામ છેલારામ વિના લક્ષ્મીવાન હતા એટલે હરકિસનલાલનું શિક્ષણ સંપૂર્ણ બનાવવા ખૂબ કાળજી રખાઈ હતી. લાહોરની ગવર્નમેન્ટ કૉલેજમાં થોડું શિક્ષણ લીધા પછી તે ઇંગ્લંડ ઊપડ્યા ને ત્યાં કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં જોડાયા. પછી બૅરિસ્ટર થયા ને ૧૮૯૩ના મેની ત્રીજીએ પાછા લાહોર આવ્યા.

એ વર્ષે મહાસભાનું અધિવેશન લાહોરમાં ભરાવાનું હતું ને દાદાભાઈ નવરોજજી તેના અધ્યક્ષ ચુંટાયા હતા. હરકિસનલાલને એ મહાસભાના મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા. ત્યારથી એમણે લાહોરમાં રહેવું શરૂ કર્યું

બૅરિસ્ટરી પસાર કરી હોવા છતાં એમનું ચિત્ત એમાં ન ચોંટ્યું. બેચાર વર્ષ રહી એમણે વકીલાત કરવી છોડી દીધી અને ઔદ્યોગિક જીવન તરફ વળ્યા. તે વખતના નવશિક્ષિતોની પેઠે સરકારને વિનતિઓ કરવામાં જ એમની સ્વદેશભક્તિ નહોતી સમાઈ જતી. જુદાજુદા માર્ગે પરદેશ જતા પૈસાનો ધોધ વાળી, તેને દેશબંધુઓની ઉપજીવિકામાં પરિવર્તિત કરવો એ જ એમને મન ખરી સ્વદેશભક્તિ-દેશનું ખરું રાજકારણ -હતું એ આદર્શને તેઓ આજીવન વળગી રહ્યા

સૌથી પહેલી તો પંજાબમાં એમણે પીપલ્સ બૅંક ખોલી એથી એમની ખ્યાતિ ખૂબ થઈ કારણકે એ કાળે યુરોપીઅન સિવાય એ ધંધો થઈ જ ન શકે એવો સામાન્ય લોકમત હતો. એ પછી ભારત ઇન્સ્યોરન્સ કંપની તથા લોટ-લાકડાંની અનેક મીલો, જીનો વગેરે એમણે ઊભી કરી પંજાબના વાણિજ્ય વ્યવસાયની ઉન્નતિ કરવામાં એમના જેટલો કોઈનો ફાળો નથી

કરોડો રૂપિયા કમાઈ, પંજાબના વ્યવસાયજગતના નેપોલિયન બનેલા હરકિસનલાલનો ભાગ્યસૂર્ય જ્યાં મધ્યાહ્ન પર આવ્યો ત્યાં જ પ્રતિપક્ષીઓના કારસ્તાનથી એમની કીર્તિદા

તો ચમત્કાર થયો કે કરમાએલો હિંદુ ધર્મ સજીવન થયો ?

ઇતિહાસના એ કોયડાનો ઉત્તર શોધવાને નવયુગના આદિની, હિંદ અને ગુજરાતની ઇતિહાસપ્રશસ્ત કેટલીક સાલો વિચારી જોઇએ.

૧૮૪૮માં શીખવિગ્રહ પૂરો થયો ને સિન્ધુનદ સુધીનો ભારત રાતા રંગે રંગાયો. આરકોટના ઘેરા પછી એક સો વર્ષે હિંદ હારી ગયું.

એ પછી હિંદમાં તાર આવ્યા, ટપાલ આવી, આગગાડી આવી. લોક આગગાડીના ત્યારે ગીત ગાતું કે, 'ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડી રે આવી.'

એ જ સાલમાં અમદાવાદમાં દલપતશિષ્ય ને મિત્ર ફારબસે ગુજરાત વર્નાક્યુલર સોસાએટી સ્થાપી; એ જ સાલમાં મુંબાઈમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ; એ જ સાલમા ગુજરાતે નવયુગ બેઠો

૧૮૫૭: ઇતિહાસનવેશો એને બળવાની સાલ કહે છે; હું એને સારસ્વત દૃષ્ટિએ શારદાપીઠની સાલ કહું છું; કારણ કે Pen is mightier than sword બળવાની ઉથલપાથલથી શારદાપીઠોની ઉથલપાથલ અતિ મહાન છે ૧૮૫૭માં બળવો થયો એ જ સાલમા કલકત્તા, મદ્રાસ, મુંબાઇની શારદાપીઠો સ્થપાઇ; બળવો ક્ષણિક હતો. શારદાપીઠો ચિરંજીવ છે

૧૮૫૪માં વુડનો ડિસ્પાચ ૧૮૫૫માં કેળવણી ખાતા સ્થપાયાં. ૧૮૫૭માં શારદાપીઠો સ્થપાઇ. એ શારદાપીઠોએ શાંતિથી ક્રાંતિ કીધી અને કરે છે.

એ પછીની ઇતિહાસપ્રખ્યાત સાલ છે ૧૮૭૫. એ સાલમાં વડોદરામા રાજ્યપલટો થયો અને મહારાજા સયાજીરાવ ગાયકવાડ ગાદીએ આવ્યા; અને એ જ સાલમા મુંબાઈમા આર્યસમાજની સ્થાપના થઇ. પછી પશ્ચિમ પૂજતી પ્રજા પૂર્વ પૂજતી થઇ.

એવામાં થીઓસૉફિકલ સોસાએટીની સ્થાપના થઇ થીઓસૉફીએ પૂર્વ પશ્ચિમની સંસ્કૃતિઓની તુલના કીધી ને કહ્યું કે, પૂર્વની સંસ્કૃતિ અધ્યાત્મવાદી છે; પશ્ચિમની સંસ્કૃતિ જડવાદી છે

એવામાં બ્રહ્માનંદ કેશવચંદ્ર સેન હિંદભરમા ઘૂમ્યા; ઇંગ્લંડ જઇને ત્યા 'East and West'નું પ્રખ્યાત વ્યાખ્યાન આપ્યું; એમના શિષ્ય શ્રી પ્રતાપચન્દ્ર મઝુમદારે 'The Oriental Christ'નો ગ્રન્થ લખ્યો ન વાચ્યો હોય તો એ મહાગ્રન્થ વાચશો. એણે હિંદની ખ્રિસ્તભાવનામા પલટો કીધો.

એવામાં પં મૅક્સમૂલરે ઋગ્વેદનું અંગ્રેજી ભાષાંતર કીધું. Sacred Books of the East છપાવા માંડી. યુરોપના દેશ દેશમા પૌર્વાત્ય કૉંગ્રેસો ભરાવા માંડી 'What India Can Teach Us'નો ગ્રન્થ પ મૅક્સમૂલરે લખ્યો. એવામાં પરમહંસ રામકૃષ્ણ થયા, જેમના શિષ્યે શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં હિંદુ ધર્મનો ડંકો વગાડ્યો.

એવામાં ત્યારના પ્રિન્સ ઑવ વેલ્સ હિંદયાત્રાએ આવ્યા. એવામાં કૈસરે હિંદનો દિલ્હી દરબાર ભરાયો અને એ રાજપ્રકરણી દરબાર વચ્ચે એક સંન્યાસીએ ઓંકારનો ઝંડો રોપ્યો, દિલ્હીના મયદાનમાં, પાંડવોની રાજધાનીમાં. એ સંન્યાસી તે મહર્ષિ દયાનંદ સરસ્વતી, પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી પછી હિંદુ ધર્મ Static મટી Dynamic થયો. દયાનન્દ અને વિવેકાનન્દ આપણા નવયુગના હિંદુ ધર્મના મહાન Dynamic Forces હતા. પછી પશ્ચિમ પૂજતી પ્રજા પૂર્વ પૂજતી થઇ.

પણ ધર્મના Dynamics સાત્વિક હોયં, રાજસ કે તામસ ન હોય. ખ્રિસ્તને વધસ્તંભે ચડાવ્યો, માથે કાંટાનો મુગટ પહેરાવ્યો, પણ ઈશુ ખ્રિસ્ત તો એટલું જ વદ્યા, 'Father 'forgive them; for they know not what they do'

સ્વામીનારાયણ ગુજરાતે આવ્યા. ક્યાંક ઉરાળા પડ્યા, ક્યાંક ટૂંબાળા પડ્યા, સહુ સહ્યા. અમદાવાદમાં પેસવા ન દીધા તો પછી આવીશું કહી પાછા ગયા, અને પાછા આવ્યા ત્યારે મહેલ અધિકું મંદિર બાંધ્યું

અને મહર્ષિ દયાનંદ! સમશેર ઉગામી વધેરવા આવનારને મસ્તક ધર્યું. મહારાણાજીએ ધરાવેલી એકલિંગજીની મહન્તાઈ ન સ્વીકારી. ઝેર દેનારને જીવતદાન દીધું પેશ્વાની પાટનગરીમાં સ્વામીજી ગયા ત્યારે એક ગધેડા ઉપર ભગવું વસ્ત્ર નાખી સરઘસ કાઢ્યું હતું એ જ પૂના આજ સ્વામીજીની જયંતી ઊજવે છે.

દયાનંદની ધાર્મિક *Dynamics* સાત્વિક હતી; કારણ કે સ્વામીજીના નવજન્મો નદીઆરે થયા હતા. સ્વામી દયાનંદ સરિતશુદ્ધ હતા.

સ્વામીજીનો જન્મ થયો ડેમીને કાઠે; સંન્યસ્ત જન્મ થયો નર્મદાજીને કાઠે; મેધાજન્મ થયો જમનાજીને કાઠે—જ્યા શ્રી કૃષ્ણચંદ્ર જન્મ્યા હતા ત્યાં મથુરાનગરીમાં, શ્રી વિરજાનંદ સ્વામીના મઠમાં. મહર્ષિ સરિતશુદ્ધ હતા. સરિતાના સમ જળસાત્વિક ને અખંડ પ્રવાહી હતા.

મહર્ષિએ શું શું કીધું ? એનો ઉત્તર આર્યસમાજનો ઇતિહાસ આપશે. હું તો સૂત્ર ઉચ્ચારું છું કે મહર્ષિ દયાનંદે કરમાએલા હિંદુ ધર્મને સંજીવની છાંટી સજીવન કીધો. મહર્ષિએ ઉત્થાપનાના ચોઘડીઆં વગાડ્યાં. હિંદુ ધર્મનું પુનરુત્થાન કીધું. હિંદુ ધર્મનાં બારણાં ફરીથી ઉઘાડ્યાં, પણ જગતને માટે. પછી ડૉ. ફર્ક્યુસન, જયરામ ફર્ક્યુસન થઇ શક્યા. તે પૂર્વે? ૧૮૬૨ પછી એ ઐતિહાસિક ચમત્કાર થયો.

પછી હિંદુ ધર્મની ઋતુ પલટાઈ. પાન ઊતરી નવપલ્લવ પ્રગટ્યા, ત્યારથી હિંદુ ધર્મની નવવસંત બેઠી. પુણ્યશ્લોક સ્વામી દયાનંદે હિંદુ ધર્મનુ આંબાવાડિયું મ્હોરાવ્યું ડૉ. જયરામ ફર્ક્યુસન કહે છે કે 'Hinduism is a Living Religion.' ગુજરાત અને હિંદનો ઇતિહાસ કહે છે કે, કરસનદાસ ને ફર્ક્યુસનની વચ્ચે ૧૮૬૨ પછી મહર્ષિ દયાનંદ થયા. દયાનંદે હિંદુ ધર્મને સંજીવની છાંટીને સજીવન કીધો.

## કુલુ

***બ્રિટિશ હિંદમાંનાં હિમાલયનો 'કુલુ વેલી' એ સર્વ-સુંદર પ્રદેશ ગણાયો છે. હિંદમાં જન્મેલા અને આયાત થએલા બધા ધર્મોની અસર તેના પહાડી રહેનારાઓ પર થઈ છે ને એને લઈને એના રહેવાસીઓમાં અ-સમંજસ છતાં રંગભર્યું જે વૈવિધ્ય ખીલ્યું છે તેનું આ ટૂંકું બયાન પણ રસભર્યું લાગશે.

તા. ૨૬-૧૦-૩૬.

ગઈકાલથી અહીં દશેરાનો મોટો મેળો ભરાએલ છે. નાવીન્ય તરીકે એ જોવા જેવો ખરો. એ વખતે આ તરફના પહાડી ગામોના અને બીજા અસંખ્ય લોકો એકઠા થાય છે. મેળો સાત દિવસ ચાલે છે અને અહીં વપરાતી અને થતી બધી વસ્તુઓનું બજાર ભરાય છે. અહીંના માણસોની પ્રસન્નતા અને સંતોષનો અહીં જ પૂરતો ખ્યાલ આવે. અહીંના રીત-રિવાજો અને રથયાત્રા વગેરે ધાર્મિક ક્રિયાઓ અને ધર્મઘેલછા પણ જોવામાં ગમ્મત આવે.

તમે જાણતા હશો તેમ અહીંનું સૃષ્ટિસૌંદર્ય તો અનુપમ કહેવાય. હિંદના આ બધા ભાગો જોવા જેવા તો ખરા જ. અહીંના માણસો પણ સૌંદર્યમાં ઊતરે એવા નથી. ઘણા જ ભલા અને શ્રદ્ધાળુ હોય છે. પણ અફસોસની વાત એ છે કે અજ્ઞાનમાં સબડતા એ લોકોમાં મેદાનમાંથી આવતા માણસોના સહવાસે કેટલીક અનુચિત બદીઓ ઘૂસી ગએલ છે; જોકે એકાંત ખૂણામાં આવેલ ગામો બચી જવા પામ્યાં હશે. હિંદુ ધર્મના ઉદ્ધાર માટે અને ગ્રામઉદ્યોગની ખીલવણી અર્થે અહીં પહાડોમાં રાષ્ટ્રસેવકો માટે બહોળું કાર્યક્ષેત્ર છે. ખરેખર અહીંના માણસોની આંતરિક ભાવના ઉચ્ચ છે. તેમની પાસે હસ્તકળા છે. એમના સિદ્ધહસ્ત કૌશલ્યના નમૂના પણ જરૂર જોવા મળે. પણ અજ્ઞાન અને ગરીબીને કારણે તેમના ઉદ્યોગો વિનાશને પંથે જઈ રહ્યા છે. હિંદના કલ્પવૃક્ષ જેવા હિમાલયમાં આટલી ગરીબીનું શું કારણ હશે, ભલા? અહીંના ગ્રામસમાજને ઉપલક નજરે જોતાં યે આ બધું જણાઈ આવે છે.

મુખ્યત્વે અહીંનાં ઘેટાં, ઊન ને ઊનની વસ્તુઓ વખણાય છે. એ ઘેટાં ઉનાળે હિમાલયની ઉત્તરે આવેલ લાહોલ, ચારકંદ વગેરેના મેદાનોમાં ચરે છે. તેઓ રૂટાંગ પાસને માર્ગે આવે જાય છે. અહીંનાં સફરજન તો કહે છે કે દુનિયામાં બધે મશહૂર છે. એની ઘણી જાતો થાય છે અને બધામાં એક પ્રકારની સર્વસાધારણ સૌરભ હોય છે, જે હિંદના બીજા ભાગોમાં થતાં સફરજનોમાં ઘણુંખરું માલૂમ નથી પડતી. અમે એ સફરજન રોજ પેટભરી ખાઈએ છીએ.

કુલુ ને કાંગરા વેલી અંગ્રેજીમાં 'ધી વૅલી ઑવ ગૉડ્ઝ' કહેવાય છે; અને સાચે અહીં જ્યાં જુઓ ત્યાં ઠેરઠેર ક્ષીરગંગા જેવી નદી વહી રહી હોય અને તેને કિનારે હિંદુ ધર્મની સનાતનતા સૂચવતું એકાદ સુંદર પુરાણું દેવાલય શોભી રહ્યું હોય.



ડાબી બાજુ • કુલુની ઉચ્ચ કોમની એક યુવતી
જમણી બાજુ • દશેરાના મેળાની રથયાત્રા

જુદાજુદા દેવાલયનો ઘાટ પણ જુદો જુદો હોય છે. અને તે સકારણ છે. અહીંનો ધર્મ નાગપૂજામાંથી ક્રાંત થતો આજની સ્થિતિએ પહોંચ્યો છે ને તેના ઘડતરમાં હિંદુ, બૌદ્ધ, મુસલમાન અને શીખ બધા ધર્મો ભાગ ભજવી ગયા છે. અત્યારે પણ ઘણાં મંદિરોમાં નાગ અને બૌદ્ધ ધર્મના પ્રતીકો સૂચવતી કોતરણીઓ મળી આવે છે.

કુલુના દશેરાના મેળામાં ત્યાંના બધા જ પહાડી ગામોના માણસો, પોતપોતાના ઇષ્ટ દેવતાઓ સહિત એકઠા થાય છે. ઘણુંખરું તેમાં ભગવાન શંકરની મૂર્તિઓ હોય છે જે તેઓ પાલખીમાં લાવે છે. મુખ્ય દેવતા રામચંદ્રજીને ગણવામાં આવે છે. કુલુના રામમંદિરમાંથી તેમને રથમાં પધરાવવામાં આવે છે અને રથયાત્રા દ્વારા મેળા વચ્ચે લઈ જઈ ત્યાં સાત દિવસ માટે એક મોટા મંડપમાં તેમની સ્થાપના કરવામાં આવે છે. ચોતરફના પહાડમાં આવેલા બધા જ પહાડી ગામોના દેવાલયોમાંથી એકેએક દેવદેવીઓને ત્યાં રામચંદ્રજીના દર્શનાર્થે લાવવામાં આવે છે-નથી આવતા માત્ર વસિષ્ઠ જેવા રામચંદ્રજીના ગુરુ.

મેળામાં કેટલાક મોટા માણસો પોતાના તંબૂઓ લગાવી રહે છે. સાંજે ત્યાં કચેરી કે બેઠક હોય છે; સ્ત્રીઓ પણ તેમાં હોય છે. તે વખતે ત્યાં માણસો લૌકિક એટલે તેમનો દેશી નાચ કરે છે. વચ્ચે વાજીંત્રોવાળા બેસે કે ઊભા રહે અને તેને ફરતા નાચનારાઓ, ફૂલો અને મનાલપિચ્છની કલગી લગાવી નાચતા ઘૂમે. કોઈ કોઈ ખુલ્લી તરવાર કે એવાજ કોઈ બીજા હથીઆરનો પણ ઉપયોગ કરે છે.

ઘણી કોમની બાઈઓ મેળામાં છૂટથી ભાગ લે છે અને પૂરતો આનંદ અનુભવે છે. કહે છે કે આ તરફના પહાડીઓ પોતાની કમાણી આ મેળામાં વેડફે છે. પણ ખરી રીતે આ જ સમૂહમાં આનંદ કરવાનો એમનો સમય કે એક માત્ર મોકો મળી શકાય નહિ તો એમને તો એમના દસ વીસ ઘરના ગામડાના એકાંતમાં કામની ઋતુમાં ઉત્સાહથી કામ કરતા રહેવાનું કે શીઆળે એમાંને ગરીબીની બેડીમાં

જકડાઇ પોતાના દરિદ્ર ઘરમાં ગોંધાઇ રહેવાનું. તેમનાં સગપણ પણ દહેરા વખતે થતા લાગ્યા.

હિમાલય પારના લાહોલ અને યારકંદ જેવા પહાડી ઈલાકાઓમાંથી ઘેટાં અને બકરાંના ટોળાં શિયાળે કુલુ અને કાંગરામાં ચરવા આવે છે સ્ત્રીઓ અને નાના બાળકો પણ એ પરિભ્રમણમાં આખાં કુટુંબ અને સ્થાવર મિલ્કત સાથે ફરે છે.

ઘેટાં કે બકરાંની પીઠ પર પણ ઊન કે એવો જ કોઈ બીજો બોજ લાદવામાં આવે છે એ કામ માટે, ખચ્ચરોનો પણ પુષ્કળ ઉપયોગ થાય છે. માણસો પણ બોજ ઉપાડે છે જ્યાં તેઓ પડાવ નાખે છે ત્યાં નાની રાવટીઓનાં ઘર બનાવી રહે છે સાથે તેમના દેવતાઓ અને ધર્મગુરુ (લામા જેવા) પણ હોય છે. સંગના સાથેના એક બે જાતના નાના મોટા કુતરાઓ બહુ વફાદાર અને વિશિષ્ટ ખાસીયતના હોય છે એ માણસો ખુશમિજાજી અને મસ્ત દેખાયા.

અહીંનું મનાલીનુ મંદિર ખાસ જોવા જેવું ગણાય ત્રિલોકનાથનુ મંદિર બાંધનાર પ્રખ્યાત શિલ્પીએ એ બાંધેલું અહીંના ઇતિહાસ વિષે કશું બહાર નથી આવ્યુ એમ કહીએ તો ચાલે જો કે સાતમી સદીમાં ચીના મુસાફર હુએનસંગે અહીંની મુલાકાત લીધેલી, પણ પ્રમાણબદ્ધ ઇતિહાસ તો પંદરમી સદીમાં શુદ્ધસિંહના રાજ્યારોહણથી જ શરૂ થાય છે

૧૮૬૪માં જ્યારે પહેલો શીખવિગ્રહ પૂરો થયો ત્યારે જલંધર દોઆબ સાથે આ પ્રદેશ પણ બ્રિટિશોને કબજે ગયો અને લાહોલ તથા સ્પિટી સાથે કુલુ પણ કાંગરા વેલીની એક તહેસીલ બની ગયું.

કુલુને બ્રિટિશ હિમાલયનો સર્વસુંદર પ્રદેશ ગણવામાં આવ્યો છે. બ્યાસ ને પાર્વતી નદીનાં મીઠાં પાણીનો સ્વાદ તો જીવનભર યાદ રહે. મણિકર્ણ, વસિષ્ઠ વગેરે આપણા તાપસોનું તપસ્થાન જોતા હિંદના ગૌરવનો, અને બરફની નદી, બરફના પહાડો, ઊના પાણીના ઝરણો, ધોધ, વિવિધ વનસ્પતિ વગેરે નિસર્ગશ્રીના અવનવા રંગો ને અંગો જોતા સહેજે હિંદની ભવ્યતાનો સંપૂર્ણ ખ્યાલ આવે છે.

—રામસિંહજી કા રાઠોડ

## ચરોતર ચિત્રકળા પ્રદર્શન પ્રસંગે

તમારા પ્રદર્શનમાં મેં બહુ સુંદર ચિત્રોનો સંગ્રહ જોયો છે. ચિત્ર શબ્દનો અર્થ કરીએ તો ચિત્ત+ર=ચિત્તને રમાડનાર, એટલે ચિત્તને આનંદ આપે તે ચિત્ર એમ અર્થ થઈ શકે છે. ચિત્રકળાનાં અનેક અંગો છે. કયુ અંગ વધારે સુંદર છે અને કયું નથી તેનો નિર્ણય પ્રેક્ષક ઉપર આધાર રાખે છે પરંતુ તમે બધાએ દોરેલા ચિત્રો મને અનેક રીતે સુંદર લાગ્યાં છે, અને તેથી આજે મને ખરેખર ખૂબ આનંદ થયો છે.

ચિત્રકળા એ નવા જમાનાની આધુનિક કળા નથી પરંતુ જૂના વખતની અતિપ્રચલિત કળા છે. રામાયણમાં પણ ચિત્રોની વાત આવે છે. આપણા પૂર્વજો પણ મકાનોની દીવાલો ઉપર ચિત્રો દોરાવતા, કારણ કે ચિત્ર એ નાના મોટા તમામનું મન રંજન કરી શકે છે. ચિત્રકળાનો વિકાસ અને મનુષ્ય જાતિનો વિકાસ એ બંને પરસ્પરાવલંબી વસ્તુઓ છે. એકના વિકાસની સાથે બીજાનો વિકાસ જરૂર થાય છે. ચિત્ર એ મનુષ્યના વિકાસને વ્યક્ત કરવાનું સાધન છે ઘણા યે શહેરોમાં હજુ પણ ચિત્રોના એટલા બધા સુંદર નમૂના જોવામાં આવે છે કે તેમની પૂજા કરવાનું ને તેમની આગળ શિર નમાવવાનું સ્વાભાવિક મન થઇ જાય.

ચિત્રકળા પ્રદર્શનમાં રંગોળીનો વિભાગ રાખીને તમે તાલુકાની બ્હેનો આગળ એક સુંદર વસ્તુ રજૂ કરી છે. મને તો કલ્પના પણ નહોતી કે ચરોતરમાં આટલી સુંદર રંગોળી પુરાતી હશે હું હમણાં જ મુંબાઈના પ્રદર્શનમાં રંગોળીવિભાગ જોઈ આવ્યો છું અને હું ગમગરી સાથે કહી શકું છું કે અહીંનું રંગોળી કામ ત્યાંના કરતાં પણ સુંદર છે. આવા સુંદર નમૂનાના ફોટોગ્રાફ પાડી વર્તમાનપત્રોને મોકલી આપી આપણે બતાવી આપવું જોઇએ કે ચરોતર એ અગાઉની જેમ કળાવિહોણો શુષ્ક પ્રદેશ નથી રંગોળી એ સ્ત્રીકળાવર્ગનું એક સુંદર અને આકર્ષક સાધન છે રંગોળી ચિત્રો વગેરે મનુષ્યના આત્માના સૌંદર્યનાં પ્રતિબિંબ છે એટલે કે ચિત્રકાર કે રંગોળીકારનો આત્મા જેટલા પ્રમાણમાં સુંદર હોય, પવિત્ર હોય તેટલા પ્રમાણમાં તે પોતાના ચિત્રમાં કે રંગોળીમાં સૌંદર્ય—આકર્ષણ લાવી શકે છે સુંદર ચિત્રો પ્રેક્ષકોના હૃદયમાં પણ એક જાતનું પવિત્ર વાતાવરણ ઉત્પન્ન કરે છે. એટલે જ સુંદર ચિત્રોની આવશ્યકતા ઘણીજ મહત્ત્વની છે. તેથી હું તમને બધાને વિનતિ કરું છું કે પાણીની પરબો કે જ્ઞાનની પરબો વસાવો છો તેમ તમે બધા પોતપોતાના મકાનની અંદર અને બહાર સુંદર ચિત્રો દોરાવીને ચિત્રકળાની પરબ મંડાવજો, જેથી કરીને જતાઆવતા યાત્રિકો પણ તે ચિત્રોનાં દર્શનથી પોતાનું મન વધારે વિમલ બનાવી શકે અસલના વખતમાં મોટા મકાનોની દીવાલો ઉપર જે સુંદર ચિત્રકામ થતું તેમાં આ જ હેતુ હોવો જોઇએ.

વળી કોઇ એમ ન માને કે ચિત્ર એ મનને આનંદ આપવા માટેનું સાધન માત્ર છે. ચિત્રમાં તો આખી મનુષ્યજાતિનો ઇતિહાસ સમાએલો છે. ચિત્રકળાની પ્રગતિથી મનુષ્યજાતિની પ્રગતિનું માપ નીકળી શકે છે, એટલું જ નહિ પણ ચિત્રો એ દરેક જમાનાના સંસ્કાર અને સંસ્કૃતિનું સમપ્રદર્શન છે ચિત્રકારનો પોતાનો ઇતિહાસ પણ તેનાં પોતાના ચિત્રો જોવાથી કલ્પી શકાય. આ સ્થળે મારે ચિત્રકારોને—કળાના ઉપાસકોને—એક વાત જણાવવાની રહે છે કે કળા માત્ર પવિત્ર છે, દૈવી છે, પૂજ્ય છે; એટલે કોઇ પણ કારણે કળાના પવિત્ર નામને કલંક લાગે તેવું કોઇ પણ કાર્ય ગમે તેવાં પ્રલોભનોથી લલચાઇને પણ કદી ન જ કરશો. કળાના ઉપાસકે સદાય પવિત્ર રહેવાની જરૂર છે. ચિત્રકાર પોતે ભલે ચમર ન હોય,



પેટલાદ મહાલ કેળવણી મંડળ તરફથી ચિત્રપ્રદર્શન તથા સાથિયા રંગપૂરણીના હરીફાઈ દરસાલ યોજવામાં આવે છે. આથી જનતામાં ચિત્રકળા માટે અભિરુચિ ઉત્તેજન પામે છે. આ વખતનું પ્રદર્શન નાર ગામે ભરવામાં આવ્યું હતું એ વખતે મહાલના ઊગતા ચિત્રકારો ભાઈ રમણલાલ પંડ્યા, ભાઈ સોની અને ચિત્રવિદ્યાર્થીઓ અને બ્હેનોના ડીઝાઈનો પ્રદર્શનનાં વિશેષ આકર્ષણો બન્યાં હતાં. ખાસ કરીને મિ. મઝમુદાર અને મિ. રાનડેની રંગોળીઓના પ્રકારમાં ઉત્કૃષ્ટ નમૂના રજૂ થયા હતા. ઉપર • પ્રદર્શન તથા રંગોળીનાં દશ્યો સાથે એ પ્રસંગના મહેમાનો રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ અને પેટલાદના દાનવીર શેઠશ્રી તથા ર. મ. રા., શ્રીમાન છોટાભાઈ તથા ચિત્રગુરુઓ શ્રી રામભાઈ અને ભીખાભાઈ નજરે પડે છે

પણ તેની કૃતિઓ અમર છે એટલે ચિત્રકારની હયાતી બાદ પણ તેનાં ચિત્રો ભાવિ પ્રજાને ઊંચે ચડાવવામાં કે નીચે ઉતારવામાં અગત્યનો ભાગ ભજવવાનાં છે. માટે ચિત્રકળા પવિત્ર છે એવા ઉચ્ચ આશયથી પીંછીને હાથ અડકાડજો. ચિત્રનો મહિમા નાનોસૂનો નથી આપણાં પુરાણોમાં વિષ્ણુપુરાણમાં તો એક સ્થળે એમ લખ્યું છે કે ચિત્ર વિનાનું ઘર સ્મશાન સમાન છે. ઘરમાં સારાં પુસ્તકોની જેટલી જરૂર છે તેટલી જ સુંદર ચિત્રોની જરૂર પણ છે. મને ખરેખર અહીં આવવાથી આજે ખૂબ આનંદ થયો છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ આર્યસંસ્કૃતિના ઉદ્ધાર અર્થે અનેક ગુરુકુલો સ્થાપ્યા છે, તેમ ભાઈ રામભાઈએ આવી યોજનાઓ કરીને અને તે દ્વારા ઊગતા કળાધરોને પ્રોત્સાહન આપીને જેટલા જેટલા ચિત્રકારો તૈયાર કર્યા છે તે બધા એક રીતે કળાનાં ધામ છે, ચિત્રકળાનાં ગુરુકુલો છે એમાંથી અનેક થઈ સમસ્ત ચરોતરમાં કળાનું વાતાવરણ જામે અને આખા પ્રદેશની ઉન્નતિ કરે એવી મારી અંતઃકરણની અભિલાષા છે.

આ ઉદ્દેશ પાર પાડવા માટે ચિત્રકારોએ એટલું તો સદાય લક્ષમાં રાખવું જોઈશે કે તેમણે સમાજથી વિખુટા પડીને પોતાના પ્રિય વિષયમાં રચ્યાપચ્યા રહેવાથી તેઓ ધારે તે સ્થળે નહિ પહોંચી શકે. સમાજમાં રહીને લોકોમાં કળા માટે આદરભાવ ઉત્પન્ન કરો, કળાની સુવાસ સમાજને અંધારે ખૂણે પણ પહોંચાડો અને તેમ કરીને સમાજને પણ તમારી સાથે લઈને ઊંચે ઊઠો. અખૂટ ધીરજ અને અવિરત શ્રમ રૂપી બે પાંખના બળે હરકોઈ ચિત્રકાર સમાજને સાથે લઈને ઊડી શકશે પરંતુ એટલું યાદ રાખજો કે કળા ઉકરડા પર ન જ શોભે ઇષ્ટદેવનું આવાહન પવિત્ર સ્થળે પવિત્ર વાતાવરણમાં જ થાય છે, તેમ કળાદેવીનું સ્થળ સુંદર પવિત્ર અને સુગંધીમય હોવું જોઈએ રંગોળીથી સુશોભિત, સુગંધીથી ભરપૂર અને શુદ્ધ વાતાવરણ કળાનું પોષક છે, માટે જેમ કળા પવિત્ર છે તેમ તેનું સ્થાન પણ પવિત્ર રાખજો. આ કળાની દિવ્ય પ્રસાદી સમસ્ત ચરોતરમાં ખૂબ પ્રસરો એવી મારી આશિષ સાથે તમે બધાએ મારું કહેવું શાંતિથી અને ધીરજથી સાંભળ્યું તે બદલ આભાર માનું છું અને ચરોતરના એક ખૂણામાં મંગેશ કરાની આવું સુંદર કામ જોવાની જે તક આપી તે બદલ કાર્યકર્તાઓ તરફ મારું ઋણ વ્યક્ત કરું છું.

— રવિશંકર મ. રાવળ

ફ્રાન્સના શહેનશાહ સોળમા લુઇ પાસે એક સ્ત્રી ફરિયાદ લઇ જતાં તેણે જવાબ આપ્યો, 'મને તારી ફરિયાદ સાંભળવાની ફુરસદ નથી' 'ત્યારે તને રાજા રહેવાની યે ફુરસદ નહિ મળે' કહેતી પેલી સ્ત્રી ચાલી ગઇ. ને એમ જ બન્યું. ફ્રેન્ચ રાજક્રાન્તિમાં આ લુઇનો આખા કુટુંબ સહિત વધ થયો.

ꕥ

અનેકાર્થી શબ્દઃ **મોંકડી**=માંકડની માદા; ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો કકડો; ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઇ; ભૂરી ભેંસ; મોંકડીફૂકડી; ચામડીનો એક રોગ.

ꕥ

ગણિત ગમ્મત

$$૨૦૨૫ = ૨૦ + ૨૫ = ૪૫^{૨}$$

$$૩૦૨૫ = ૩૦ + ૨૫ = ૫૫^{૨}$$

$$૯૮૦૧ = ૯૮ + ૦૧ = ૯૯^{૨}$$

આવી બીજી સંખ્યાઓ પણ શોધતા મળી આવે. (મ ના. ખત્રી)

ꕥ

કહેવતોના અર્થ 'પાઘડી ભેંસ ચાવી ગઇ' છતો ધસારો સહન કરતા યે કામમાં ભલીવાર ન નીવડે ત્યારે આ કહેવત બોલાય છે. એની ઉત્પત્તિ કથા આવી છેઃ કોઇ એક જણે કેસનો ફેંસલો પોતાના લાભમાં કરવા, અધિકારીને પાઘડીની લાંચ આપી. સામેના પક્ષવાળાને એની ખબર પડતાં તે જઈ અધિકારીને ભેંસ આપી આવ્યો, એટલે ફેંસલો યે તેના લાભમાં થયો. પાઘડીવાળાએ અધિકારીને ઠપકો આપ્યો, 'સાહેબ, પાઘડીની તો શરમ રાખવી હતી?' ત્યારે અધિકારીએ ઉપરનો જવાબ આપ્યો કે, 'પાઘડી ભેંસ ચાવી ગઇ'

ꕥ

તમાકુમાં નિકોટીન નામનું ઝેર આવે છે એ તો જાણો છો ને? ફ્રાન્સમાં પહેલવહેલી તમાકુ લાવનાર જીન નિકોટના નામ પરથી એ નામ પડ્યું છે. ત્રણ શેર તમાકુમાં એનું પ્રમાણ અધોળનું હોય છે. સોમલથી પણ એ કાતિલ હોઈ એનાં બે જ ટીપાંથી કૂતરું મરી જાય છે.

ચાનાં પાંદડાં એક કલાક સુધી પાણીમાં ઉકળવા દીધા પછી એક શીશીમાં ભરી લેજો. વાર્નિશવાળું ફર્નિચર, કાચનાં બારીબારણાં, આયના વગેરે સાફ કરવા માટે એ એક ઉત્તમ મસાલો બની રહેશે.

ꕥ

ઘણા સમય સુધી પાણીમાં પડ્યા રહેલા હાથને એમ ને એમ લૂછી નાખવા કરતાં ચપટી મીઠા વડે ચોળી પછી લૂછજો. જોજો કેવા મુલાયમ રહે છે.

ꕥ

વિમાનમાં ઊડનારા પહેલા મુસાફરો કોણ હતા તે જાણો છો? એક ઘેટું, એક કૂકડો અને એક બતક. ઇ.સ.૧૭૮૩ ના સપ્ટેંબરની ૧૯મીએ એ વર્સાઇલ્સ મુકામે ઊડેલા.

ꕥ

જર્મનીનો એક હજામ પોતાની આખી જિંદગી સુધી ત્યાંના વરરાજાઓની હજામત મફત કરી આપતો હતો.

લાપલાંડમાં સ્ત્રી પુરુષ બંનેનો પોષાક એકસરખો હોય છે.

ꕥ

ખાટા થઇ ગએલા દૂધથી આરસપહાણ બહુ સરસ રીતે સાફ થાય છે.

ꕥ

બંગાળ નાગપુર રેલવેના કુલ ટ્રાફીકનો ત્રીજો ભાગ એકલા તાતાના કારખાનાનો જ હોય છે.

ꕥ

હિંદમાં માતૃભાષામાં લખી વાંચી શકનારાની સંખ્યામાં છેલ્લાં દસ વર્ષમાં માત્ર એક ટકાનો વધારો થયો છે. હજુ આપણા ૯૨ ટકા ભાઇઓ તો નિરક્ષર જ રહ્યા છે. એમને સાક્ષર બનાવવા હોય, તો આજની પ્રગતિના માપે તો તે માટે હજુ ૯૨૦ વર્ષ જોઇએ!

ꕥ

કાનખજૂરાના આપણે સો પગ ગણીએ છીએ, પણ વસ્તુતઃ તેમ નથી મેક્સિકોમાં મોટા કાનખજૂરાના પણ હજુ વધુમાં વધુ બેતાળીસ પગ માલુમ પડ્યા છે.




ઉઘાડી આડખીલી રૂપ રાસ દેશનો વધ કરી ઇટલીએ હવે તો હબસીનિયા સાફ હજમ કર્યું છે, પણ તે માટે વસ્તીના વધારાનું તેનું બહાનું તો ગૌણ છે. ખરી રીતે તો નકશામાં ઉપર બતાવેલી એની સમૃદ્ધિના લોભે જ ઇટલીએ એ હજમ કર્યું છે.




## બાવીસ વાર્તાઓ

દસ મર્માળા હાસ્યની અને
બાર મત્ત પ્રણયની

. . .

ગુજરાતના શરૂઆતના નવલિકાલેખકોમાં
જે મોખરામાં પ્રકાશ્યા તે
'મલયાનિલ'ની એ કૃતિઓ

. . .

રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ ને
સ્વ. ત્રિભુવન પટેલનાં ચિત્રો સાથે, સુંદર રૂપરંગમાં
કીમત બે રૂપિયા · પોસ્ટેજ જુદું

# ગોવાલણી અને બીજી વાતો

મળવાનાં ઠેકાણાં : કુમાર કાર્યાલય અમદાવાદ
આર. આર. શેઠની કંપની · પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઇ-૨




ફોટો-હરીફાઈનું પરિણામ
ઉપર: 'અમારો મોતીઓ'-ભાઈ હિમતરામ મહેતા (કરાચી), નોંધપાત્ર. નીચે: 'બીધેલું'-ભાઈ કસ્તુર શાહ અમદાવાદ, બીજું ઈનામ.


# નવચેતન

એપ્રિલ : ૩૬ના અંકથી દર માસે
૧૦૮ પાનાંનું વાંચન તેમજ
અનેક ચિત્રો આપે છે

**આ નવા, દળદાર ને આકર્ષક**
**'નવચેતન'ના જરૂર ગ્રાહક બનો**

વાર્ષિક રૂ. ૬।= હિંદ બહાર રૂ. ૮।।
છૂટક રૂા. ૦।।।

**'નવચેતન' ઑફિસ**
૨૫ પોલોક સ્ટ્રીટ, કલકત્તા

# ગુજરાતી પ્રકાશનોમાં અપૂર્વ

¶ આમાં અતિશયોક્તિ નથી. આ અગાઉ ગુજરાતી સાહિત્યમાં અજંતાની કલા પર એક પણ સ્વતંત્ર પુસ્તક પ્રકટ થયું નથી. રવિશંકરરાવળ જેવાનેહાથે અજંતાની કલાપર એકેએક મુદ્દાની ચર્ચા કરતો, વિગતથી લખાએલો વિસ્તૃત પરિચયલેખ, અને કાકાસાહેબ કાલેલકરની કલમમાંથી આવેલી અજંતા-કલમના એક ઉત્કૃષ્ટ ચિત્રની પિછાન એ એની લેખનસામગ્રી છે.

¶ અને ચિત્રોથી તો એ, ભરચક છે. નવ ત્રિરંગી ચિત્રો એનાં પાનાંઓને રંગમય કરી દે છે; આર્ટ પેપર પર છાપેલાં સોળ પાનાં ભરીને અનેક એકરંગી આલેખનો, ફોટોગ્રાફો વગેરેની સમૃદ્ધ સામગ્રી એમાં સભર ભરી છે; અને પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોની કલાત્મક છાંટ, મન પર અજંતાના વાતાવરણના સંસ્કાર ફોરી રહે છે.

¶ ખરેજ, કલાત્મક પ્રકાશનોમાં એ અનન્ય છે.

દોઢ રૂપિયાની કીમતમાં, અજંતા ઉપર, આટલી સમૃદ્ધ સામગ્રીવાળું એક પણ પ્રકાશન આજ લગી બહાર પડ્યું નથી.

કીમત રૂા. ૧-૮-૦;
રજિસ્ટ્રેશન સાથે પોસ્ટેજ ૦-૫-૦.

## અજંતાના કલામંડપો



કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ

# કુમાર



આવતી
કાલનાં
નાગરિકોનું
માસિક


વર્ષ તેરમું · અંક પાંચમો

વૈશાખ · ૧૯૯૩

તંત્રી · રવિશંકર રાવળ   સંપાદક · બચુભાઈ રાવત

**અંક ૧૬૧મો**

# નવો કોડાક બાન્ટમ સ્પેશિયલ



કોડાક 'બાન્ટમ' સ્પેશિયલ એ મીનીએચર કેમેરાના ડિઝાઇનમાં એક નવો જ ઘાટ છે અને જાત-પસંદગીના કોઇ ઉમદા સાધન જેવાં જ એનાં દેખાવ, સ્પર્શ અને ગૌરવ છે. અસાધારણ 'અઘરાં' ચિત્રો પાડવા, વીજળીવેગી ઝડપી ક્રિયા ઝડપવા અને મામૂલી પ્રકાર-વાળાં ચિત્રોને ઉઠાવ આપવા માટે આ એક આદર્શ કૅમેરા છે.

એનું બેવડું રેન્જ ફાઈન્ડર, સૂક્ષ્માતિસૂક્ષ્મ ચિત્રોમાં પણ સોયની આણી જેવી એવી તો બારીક વિગતો આપે છે કે જેમાંથી સર્વોત્તમ એન્લાર્જમેન્ટો નીપજાવી શકાય.

## આ એની વિશિષ્ટતાઓ છે

- ચિત્રો લેવામાં ગોળાઈ ને રંગ બાબતનો સહેજ પણ અવકાશ ન રાખવા દેતી સર્વોત્કૃષ્ટ બનાવટ પ્રમાણે બનાવાએલો નવો કોડાક ઍનાસ્ટિગ્મૅટ 'એક્ટાર' f/2.0 સુપર લેન્સ
- દુષ્પ્રાપ્ય પ્રકાશ અથવા ઝડપી ક્રિયાઓ સામે પણ પૂરો અવકાશ આપતા, 1 થી 1/500 સેકંડ સુધીની નવ ઝડપના આંક સહિતનું 'કૉમ્પુર'—રૅપિડ શટર.
- ફોકસ અને રેંજ બંને એકીસાથે સાધતું, સ્પ્લિટ ફીલ્ડ, લશ્કરી ઢબનું બેવડુ રેંજ ફાઈન્ડર. ફિલ્મના આપમેળે થતા કેન્દ્રીકરણની કરામત દરેક એક્સ્પોઝર વખતે ફિલ્મને બરાબર કેન્દ્રમાં લાવી મૂકે છે.
- યંત્રમાં ઢાળેલા એલ્યુમિનિયમના ઓખા-વાળો સ્ટેઈનલેસ પોલાદના ફિટિંગ્સ સાથેનો આ 'બાન્ટમ' સ્પેશિયલ તમારી હથેળીથી યે નાનો છે.

કીમત રૂ. ૩૯૦

૮ એક્સ્પોઝરવાળી 'પૅનૅટૉમિક' અથવા 'સુપર એક્સ' ફિલ્મના દરેકના રોલના ૧૧ આના

**પૂર્ણરંગી 'સ્ટિલ્સ'**

દરેકચિત્ર લેવાની રસાળ ઢબ તરીકે અથવા તો એમ ને એમ જોવા માટે, કોડાક 'બૅન્ટમ' સ્પેશિયલમાં ભરેલી નવી 'કોડાક્રોમ' ફિલ્મ (તાજેતરમાં આવવાની છે તે) ભરતાં, રંગોની ભભકભરી પારદર્શકતા તમે નિહાળી શકશો



કોડાક લિમિટેડ
(ઇંગ્લાંડમાં ઇન્કૉર્પોરેટ થએ...)
મુંબાઈ • કલક...
લાહોર • મદ્રા...

# એક વૈવિધ્યપૂર્ણ મીનીએચર કૅમે

# મંજૂષા

પરદેશી વસ્તુઓનાં પ્રદર્શન ? હા. હિન્દમાં એવાં પ્રદર્શનો ભરી, એમાંના મોટા ભાગની જે વસ્તુઓ આપણો કારીગરવર્ગ પણ સહજ શ્રમ અને અલ્પ મૂડીથી બનાવી શકે એથી તેને પરિચિત બનાવવાની આપણી મોટામાં મોટી જરૂર અને પ્રાથમિક ફરજ છે; જ્યારે તેને બદલે આપણા સાંપ્રદાયિક ઘેલછાપણાએ તો 'પરદેશી' નામ સાથે જ એક અદમ્ય સૂગ આપણા માનસમાં ભરી દીધી છે. એ વૃત્તિનો મર્મ અને એના ઉતારની આગવી તર્કશ્રેણી 'પરદેશી વસ્તુઓનું પ્રદર્શન'માં રજૂ થઈ હોઈ, આપણી અનેક ભ્રામક કલ્પનાઓનું એ નિરસન કરનારી જણાશે. ❏ જીવનચરિત્ર આ વખતે તુર્કીના તારણહાર આતાતુર્ક કમાલનું જ થાય છે. મુસોલિનીની ચાણાક્ય બુદ્ધિ અને નીડરતા, હિટલરનાં શિસ્ત અને કલ્પ, તથા સીઝરનાં દેશદાઝ અને મહત્ત્વાકાંક્ષા એના એકલામાં સમન્વિત બન્યાં છે. એ તાતાર જવાંમર્દની વતનપરસ્તી એનું આખું જીવન વાંચ્યા વિના નહિ સમજાય. ❏ વિખ્યાત ચિત્રકાર એફ. મટાનિયાએ પોતાની પીંછી અને કલમે જગતભરના ઇતિહાસપ્રસંગોને જીવતા કરતી જે એક લેખમાળા ચાલુ કરી છે તેમાંનો એક પ્રસંગ તે આ અંકમાંનો 'ચવિત્રાંગાજ ચિતારો' ❏ 'અનારોગ્યનાં બે કારણો'માં એનાં બે કારણોનો જ માત્ર ઊહાપોહ નથી, જગતભરના રોગોનું અત્યારે સ્વીકૃત એવું એકમાત્ર વૈજ્ઞાનિક નિદાન પણ તેમાં દર્શાવવામાં આવ્યું છે; જ્યારે 'દીવાસળી'માં માનવસંસ્કૃતિના આરંભથી તે આજ દિવસ સુધીનો એનો ક્રમવિકાસ આલેખાયો છે. ❏ 'હિંદી મહાસાગરને પેલે પાર' છાપનાર લેખક આ વખતે 'જીવનના પરોઢ'માં નવા જ રંગો આલેખે છે; જ્યારે 'મારી સફર'ના સ્વાભિમાની લેખક પ્રકૃતિનો વધુ ને વધુ સહારો મેળવતા જાય છે. ❏ 'લઘુલિપિ' આ અંક સાથે સંપૂર્ણ થાય છે. એમાં રસ લેનારાઓ માટે આગળ અભ્યાસ વિષેની નોંધ એ પ્રકરણને મથાળે આપેલી છે. ❏ બીજા બધા ચાલુ વિભાગો પણ અંકમાં આવી જાય છે. બાકી ત્યારે આ મંજૂષાનો એક જ ખૂણો બાકી રહ્યો ને તે 'માધુકરી'નો. પણ તે તો તમે જાતે જ જોઈ વળશો.






મુદ્રક - બચુભાઈ રાવત: [illegible] અને પ્રકાશક - રવિશંકર રાવળ: કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશના ૧૨ શિ.; છ માસિક લવાજમ રૂ. ૩: છૂટક નકલના ૧૦ આના. મુંબાઈના એજન્ટો - આર. આર. શેઠની કંપની, અને શ્રી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; જાહેર ખબરના સોલ એજન્ટ નવાબ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ

કુમારમાંનાં સર્વ લખાણો ચિત્રો અને ફોટો કૉપીરાઈટથી રક્ષિત છે.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મ

નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સો કોઈ એનું સેવન કરી શકે.

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કીમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
ગવાલીઆ ટેંક રોડ... 

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**

અમદાવાદના એજન્ટ - ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી છે તો ચોક્કસ જણાવશો.

# No. 4711 Rhinegold

## Eau de Cologne * Perfume

"રાહિનગોલ્ડ" પર્ફ્યુમ એની દિલચશ્પ આહ્‌લાદકતાથી મુગ્ધ બનાવી દે છે. "રાહિનગોલ્ડ" કોલનવૉટરમાં તેની પોતાની પ્રશંસનીય, મનમોહક ફોરમ ઉપરાંત "૪૭૧૧"નાં કોલનવૉટરનો તાજપભર્યો પુટ પણ આપવામાં આવ્યો છે.



વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન,
તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કીમત**
પા રતલના પોટનો રૂ.
અરધા રતલના પોટના
એક રતલના પોટના રૂ.

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.** જુના

દુકાન:
મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ-ભોગીલાલ બ્રધર્સ-ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવશો.

# №4711 Rhinegold

## Eau de Cologne * Perfume

"રાહિનગોલ્ડ" પર્ફ્યુમ એની દિલચસ્પ આહ્લાદકતાથી મુગ્ધ બનાવી દે છે. "રાહિનગોલ્ડ" કોલનવૉટરમાં તેની પોતાની પ્રશંસનીય મનમોહક ફોરમ ઉપરાંત "૪૭૧૧"નાં કોલનવૉટરનો તાજપભર્યો પુટ પણ આપવામાં આવ્યો છે.



# લગનગાળો આવ્યો



લગ્ન પ્રસંગની ભેટ માટેનાં પેલાં લોકવિખ્યાત આલ્બમો યાદ છે ને?

## મંગલાષ્ટક

ત્રીજી આવૃત્તિ

## જીવનમંગલ

બીજી આવૃત્તિ

હમણાં જ બંનેની નવી આવૃત્તિઓ બહાર પડી છે.

કીમત દરેકની સવા રૂપિયો • પોસ્ટેજ જુદું

કુમાર કાર્યાલય • રાયપુર • અમદાવાદ



# સસ્તી કીમતે

## બાળકોને ઉપયોગી પુસ્તકો

['કુમાર' માસિકના જે વાંચકો આ પાનું ફાડી મોકલશે તેમને જ આ સસ્તા દરનો લાભ મળશે. એક નકલથી વધારે મળશે નહિ.]

| મૂળ કીમત | | લેવાની કીમત |
|---|---|---|
| ૨-૦-૦ | એડીસનનું જીવનચરિત્ર | ૧-૦-૦ |
| ૧-૦-૦ | મેઝીનીના લેખો | ૦-૧૦-૦ |
| ૦-૧૨-૦ | ગોપાળકૃષ્ણ ગોખલે | ૦-૬-૦ |
| ૨-૮-૦ | ઐતિહાસિક કથામંજરી | ૧-૧૨-૦ |
| ૨-૦-૦ | કથામંજરી ભા. ૧ | ૧-૬-૦ |
| ૨-૦-૦ | કથામંજરી ભા. ૩ | ૧-૬-૦ |
| ૦-૮-૦ | કપુર મંજરી | ૦-૪-૦ |
| ૩-૦-૦ | ગુલામો વેપાર ભા. ૧-૨ | ૨-૦-૦ |
| ૧-૮-૦ | નીતિવચન (પાકું) | ૧-૦-૦ |
| ૧-૦-૦ | જીવન સુધારણાનો સન્માર્ગ ભા. ૧-૨ સાથે | ૦-૧૦-૦ |
| ૧-૪-૦ | પ્રવાસીના પત્રો | ૦-૧૨-૦ |
| ૦-૧૦-૦ | પૃથ્વીરાજ ચહુઆણ | ૦-૫-૦ |
| ૦-૧૨-૦ | યૌવનનાં સ્મરણો | ૦-૬-૦ |
| ૧-૪-૦ | સ્વામી વિવેકાનંદ (નાટક) | ૦-૧૦-૦ |
| ૫-૮-૦ | શબ્દાર્થ ચિંતામણી | ૪-૦-૦ |
| ૨-૦-૦ | સોલંકીયુગની કીર્તિકથાઓ | ૧-૮-૦ |
| ૧-૮-૦ | જ્યોત્સ્ના (ભોગીન્દ્રરાવ) | ૧-૨-૦ |
| ૨-૮-૦ | તરલા ( ,, ) | ૧-૧૪-૦ |
| ૨-૮-૦ | રંગિણ (સચિત્ર મૌલિક નવલકથા) | ૨-૦-૦ |
| ૧-૦-૦ | નાગમતી (સચિત્ર) | ૦-૧૨-૦ |
| ૫-૦-૦ | કલાપીનો કેકારવ | ૪-૬-૦ |
| ૩-૦-૦ | કલાપીની પત્રધારા (૧૩૫ પત્રો) | ૨-૪-૦ |
| ૪-૦-૦ | કલાપી આલ્બમ | ૨-૮-૦ |
| ૨-૦-૦ | પોંખણાં (દુર્ગેશ) | ૧-૮-૦ |
| ૨-૦-૦ | સ્વરાજ્ય અને સંસ્કૃતિ | ૧-૮-૦ |
| ૪-૦-૦ | અરેબીયન નાઇટ્સ (રામાનંદ ચેટરજી) | ૩-૪-૦ |
| ૧-૪-૦ | મેવાડપતન (નાટક) | ૧-૦-૦ |
| ૨-૦-૦ | હાસ્યમંદિર (રમણભાઇ) | ૧-૧૦-૦ |
| ૨-૦-૦ | હાસ્ય કથામંજરી ભા. ૧ | ૧-૮-૦ |
| ૨-૦-૦ | હાસ્ય કથામંજરી ભા. ૨ | ૧-૮-૦ |

[તમામ જાતનાં ગુજરાતી પુસ્તકો માટે મોટું સૂચિપત્ર મેળવવા બે આનાની ટીકીટ મોકલો]

**જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ**

જીવનલાલ ઍન્ડ સન્સ ૧૨૮ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ-૨

# તમે કદી




# ની ફિલ્મો વાપરી છે?

# ના!

તો આજે જ એક વાપરી ખાતરી કરો, તેની ૨૮° શાઇનર (૪૪૦૦ H. & D.) અલ્ટ્રા-ફાસ્ટ અને પૅન્ક્રોમૅટિક ફિલ્મની ઝાઇસના લેન્સની માફક એના પણ હરીફો નથી.








ઝાઇસના લેન્સ તો આજે જગવિખ્યાત થઈ પડ્યા છે. ગુણ, શક્તિ અને બનાવટમાં સર્વોત્તમ છતાં કીમતમાં કિફાયત એ એનું ખરું કારણ છે. એ જ રીતે ઝાઇસની ફિલ્મો આજે શિખાઉ, ધંધાદારી અને ઍમૅચ્યુઅરોમાં દિનપ્રતિદિન પ્રશંસા પામતી જાય છે. એની ૨૮° શાઇનર (૪૪૦૦ H. & D.) ફાસ્ટ અલ્ટ્રા અને પૅન્ક્રોમૅટિક ફિલ્મ તેના ગુણધર્મમાં સર્વોત્તમ છતાં પણ કીમતમાં બજારમાં મળતી બીજી ફિલ્મોના ભાવે જ મળે છે

ફોટોગ્રાફીનો સામાન વેચનારા બધા વેપારીઓને ત્યાંથી મળશે અથવા નીચે બતાવેલ સ્થળેથી જાતે જ ખરીદ કરો




## ઍડેર દત્ત
### ઍન્ડ કંપની લિમિટેડ

એમ્પાયરી હાઉસ - ફીરોઝશાહ મહેતા રોડ, ફોર્ટ; ૫, ડિક્સન હાઉસ, ડેલહાઉસી સ્કેવર; કર્મસી મૅન્શન - માઉન્ટ રોડ
મુંબાઈ કલકત્તા મદ્રાસ

# ડૉ. રવિશંકર ગણેશજી અંજારીઆકૃત પુસ્તકો

૧૯૩૭ના માર્ચ આખર સુધીમાં ખરીદનારને નીચે-
ની ખાસ ઘટાડેલી કીમતે આપવામાં આવશે.

| | મૂળ કીમત | ઘટાડેલી કીમત |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ્ય | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૩ વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી | ૧-૮-૦ | ૦-૮-૦ |
| ૪ વહુને શિખામણ | ૧-૦-૦ | ૦-૫-૦ |
| *૫ આદર્શ જીવન | ૧-૦-૦ | |
| *૬ હિંદના હિતનો ઉદ્દેશ | ૧-૦-૦ | |
| ૭ હઠયોગ | ૧-૪-૦ | ૦-૭-૦ |
| *૮ શતશ્લોકી | ૦-૧-૦ | |
| *૯ આરોગ્ય દીવાવલી | ૦-૧-૦ | |
| કુલ કીમત રૂ. | ૯-૧૪-૦ | |

*આ પુસ્તકો છુટક મળી શકશે નહિ. આખા સેટમાં જ આપશે.

પોસ્ટેજ ખર્ચ અલગ

નવ પુસ્તકોના આખા સેટની મૂળ કીમત
રૂ. ૯-૧૪-૦ થાય છે તે રૂ. ૩-૪-૦ મળશે.

ઉપરનાં પુસ્તકો મુંબાઈ તેમ જ અમદાવાદમાં નીચે જણાવેલા ઠેકાણે-
થી મળી શકશે. પરંતુ મુંબાઈમાં ઘટાડેલી કીમત ઉપર રૂપીએ
૦-૨-૬ અને અમદાવાદમાં રૂપીએ ૦-૧-૬ ખર્ચ જોગું વધુ લેવાશે.

**આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઈ-૨.**
**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ · અમદાવાદ**

---

દરેક સાર્વજનિક પુસ્તકાલયમાં અને દરેક સંસ્કારી. ગૃહમાં ખાસ
રાખવા જેવાં રૂચિક, બોધક, ઉપકારક અને મનુષ્યજીવનને માર્ગદર્શક
થાય તેવાં શિષ્ટ વાચન માટે પસંદગી પામેલાં ઉત્તમ કોટિનાં પુસ્તકો:

| | મૂળ કીમત | લેવાની કીમત |
|---|---|---|
| ૧ શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૨ વીર ગાર્ફિલ્ડ | ૧-૮-૦ | ૧-૦-૦ |
| ૩ બેન્જામિન ફ્રૅન્કલિન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૪ બુકર ટી. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ | ૧-૦-૦ |
| ૫ ફોરમ પુસ્તક ૧-૨ | ૧-૧૩-૦ | ૧-૦-૦ |
| ૬ ટોમસ એલ્વા એડીસન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૭ અપંગની પ્રતિભા (હેલન કેલરની આત્મકથા) | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૮ જગતના સિતારા | ૦-૮-૦ | ૦-૭-૦ |
| ૯ અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧-૮-૦ | ૧-૪-૦ |
| ૧૦ ગાંધીજીની આત્મકથા ભા. ૧-૨ | ૧-૦-૦ | ૧-૦-૦ |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદું.

લખો

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા-વડોદરા**





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર : 'ઘેરી આઈ બદરી'–કુ. ઉષા ઠાકોર (મુંબાઈ); પહેલું ઈનામ

નીચે : 'સાયા'–ભાઈ ચંદુલાલ શાહ (અમદાવાદ); ત્રીજું ઈનામ



# સુવર્ણભૂમિ!

ઇ. ૧૮૮૧ થી ૧૯૩૧ સુધીમાં આપણા દેશમાં દસ કરોડની વસતિ વધી છે. આમ, પાંત્રીસ કરોડની બનેલી આપણી વસતિની વાર્ષિક ખોરાકી નવ કરોડ ટન ગણાય; પણ તેને બદલે ઉત્પન્ન તો માત્ર છ થી સાત કરોડ ટન જ રહી છે. આપણા દેશના એકત્રીસ કરોડ લોકોની વાર્ષિક આવક પચાસ રૂપિયાથી યે ઓછી છે. દસ કરોડને રોજના બે આનાથી યે ઓછી આવક છે ને ચાર કરોડ તો તદ્દન બેકાર છે.

બે ટંક પૂરું ખાવાનું યે ન પામતા હોય એવા તો અઠ્યાસી ટકા લોકો આપણા દેશમાં છે. અને છતાં યે પોણા કરોડ બાવાઓ ગૂમડા પેઠે આપણા ઉપર જ આપણે નભાવી રહ્યા છીએ.

નિરક્ષરતાનો તો આ જાણે માનીતો દેશ છે. લાખે એક જ માણસ ઉચ્ચ શિક્ષણ મેળવી શકે છે; જનતાના બાણુ ટકા નિરક્ષર છે; અંત્યજોમાં સેંકડે માત્ર એક જ ટકો શિક્ષણ મેળવે છે.

જગતની વસતિનો સત્તર ટકા ભાગ આપણો દેશ ધરાવે છે, છતાં એની મૂડી તો જગતના પાંચ જ ટકા જેટલી છે.

વર્તમાનપત્રોનું પ્રમાણ આપણા દેશમાં એકસઠ હજારે એકનું આવે છે, જ્યારે અમેરિકામાં ૫૭૦૦એ. એની સરખામણીમાં ઊતરીએ તો આપણા દેશમાં ૩૧૫ વિશ્વવિદ્યાલયો જોઈએ, જેને બદલે માત્ર ૧૮ જ છે. ને તે યે મોટાભાગે સરકાર હસ્તક. પચાસ લાખ લોકો તો આપણા દેશમાં માત્ર ક્ષયના રોગથી પીડાય છે. ચાળીસ લાખ તાવથી મરે છે, જેમાં વીસ લાખ મૅલેરીઆનો ભોગ હોય છે. કૉલેરા, ઇન્ફ્લુએન્ઝા, રક્તપિત્ત વગેરેના દરદીઓનો કશ હિસાબ જ નથી. છતાં દુર્ભાગ્ય એ છે કે એ રોગીઓમાં સેંકડે એક જ ટકો વૈદકીય સારવાર મેળવવા જેવી સ્થિતિમાં છે.

ચા, કોલસા જૂટ ને કેરોસીનનો તો આપણો બધો જ વેપાર યુરોપિયનોના હાથમાં છે. સ્ટીમર કંપનીઓમાં યે એંશી ટકા એમને હસ્તક છે અને બાકીનો પરદેશો સાથેના વેપારનો યે ઘણોખરો કબજો એમના હાથમાં છે.

બધો કાચો માલ આપણો દેશ પેદા કરી શકે છે, છતાં મોટાં યંત્રોથી માંડી રબરનાં નાનાં રમકડાં સુધીની બધી બનાવટો પરદેશથી જ આયાત થયા કરે છે.

પાશ્ચાત્ય દેશોમાં અત્યારે 'સિવિલ' અને 'મિલિટરી' જીવન જુદું નથી રહ્યું, ત્યારે આપણા દેશમાં જુઓ તો હજારે નવસો નવાણુ જણ લડાઇ તો શું, પણ લશ્કરી જીવનથી યે વાકેફ નથી રહ્યા.

આપણે લડી શકીએ કે નહિ એ જુદી વાત છે, પણ આપણા પર આક્રમણ થતાં એનો સામનો કરવા પૂરતા યે સંજોગો આપણા હાથમાં નથી. સર ફિલિપ ચેટવૂડના કહેલા પ્રમાણે બ્રિટિશ કાફલો આપણી કુમકે આવે તો જ આપણું રક્ષણ થઇ શકે તેમ છે.

અને આ બધું છતાં યે, જેનો દેશજન પોતાને ભોગવવી જોઇતી આયુનો ત્રીજો ભાગ જ ભોગવી મરતો જાય છે, જેનો ખેડુત દસ અબજના દેવામાં ડૂબેલો છે ને જેનામાં રોગના જંતુઓથી માંડી પરદેશીઓના આક્રમણ સુધીની કશી વસ્તુસ્થિતિનો સામનો કરવાની તાકાત નથી એ આપણા દુર્ભાગી દેશને આપણે સુવર્ણભૂમિ ગણાવી રહ્યા છીએ!

અશોક હર્ષ



# પરદેશી વસ્તુઓનું

આપણી રાષ્ટ્રભાવના જાગ્રત કરવામાં પરદેશી વસ્તુઓએ જે અમૂલ્ય ફાળો આપ્યો છે તે લક્ષમાં લઈએ, તો એ વસ્તુઓની ખરીદી પાછળ હિંદે ખરચેલું અઢળક દ્રવ્ય કોઈ ઠેકાણે નિશાળોમાં આપવી પડેલી સખ્ત છતાં વાજબી ફી જેવું લાગે છે. એ વસ્તુઓએ આણેલી બેકારીનો ડંખ દરેક હિંદીને એકસરખો ચમક આપે છે; અને તેથી એ વસ્તુઓ તરફનો હિંદી માનસનો પ્રત્યાઘાત લંકાથી હિમાલય સુધીની હિંદની ધોરી નસોમાં એક અવિરત અતૂટ મોજા રૂપે વહે છે.

ખાદીનો સ્ટૉલ જોવા જતી વખતે બધા જોનારાની દૃષ્ટિ એક જ દૃશ્ય જોતી નથી હોતી. કોઈ તેમાં ગ્રામ-જીવનનું દર્શન કરે છે તો કોઈને એના તાણાવાણામાં રાષ્ટ્રીય એકતા સંકળાતી લાગે છે; કોઈને એમાં ગરીબની રોટીના દર્દનો ધીમો ચિત્કાર સંભળાય છે, તો કોઈને તે એકવીસમી સદીના વ્યવસ્થિત યંત્રમય સમાજવાદ તરફ ધસતી માનવતાને મોઢેથી પકડી પાછે પગે અઢારમી સદી તરફ ધકેલવાના એક તરંગી માણસના પ્રયાસનું જર્જરિત ખંડિયેર માત્ર લાગે છે. કોઈ તેના તરફ સંતોષની લાગણીથી જુએ છે, કોઈ તેને ભક્તિની નજરે નિહાળે છે અને કોઈ પોતાને જ પામર લાગતા એ દૃશ્ય તરફ જ્ઞાનની ખુમારીથી હસે છે. એ વખતે હિંદી એ હિંદી નથી હોતો, પણ એકાદ સિદ્ધાંતવાદી હોય છે; અને તેથી એના સિદ્ધાંત સાથે એ વસ્તુનો જે રીતે સુમેળ કે કુમેળ થતો હોય એના પરથી એની દૃષ્ટિનું કેન્દ્ર સ્થિર થાય છે.

પણ જાપાનીઝ નૉવેલ્ટી, ફ્રેંચ ટૉઇલેટ કે જર્મન કારીગરીના સ્ટોર જોતી વખતે બધા વિચાર કરી શકતા જોનારાઓના મગજમાં ચક્રો એક જ સંવાદી ગતિએ ફરવા માંડે છે; અને એ બધા ચક્રોમાંથી એક જ ધ્વનિ ઊઠે છે: 'દેશની લૂંટ!' એ વખતે રાષ્ટ્રીય ઉત્કર્ષ માટેના સિદ્ધાંતોમાંના બધા વિરોધ એ એકધારા પંચમ સૂરમાં લય પામી જાય છે, કેમકે વિચારની સૃષ્ટિમાં વિરોધ સંભવી શકે, પણ જીવનની જરૂરિયાતો પૂરતા તો આપણે બધા એક જ સૃષ્ટિમાં રહીએ છીએ. અને એમાં યે રોટીનો વિકટ પ્રશ્ન બધાને એકસરખો મૂંઝવી રહ્યો હોય ત્યારે એ પ્રશ્નનું સંતોષકારક સમાધાન લાવવામાં આ વસ્તુઓ નડતરરૂપ છે એટલું સાદું ભાન આપણી એ પ્રાથમિક જરૂરિયાતની દૃષ્ટિએ જ એ વસ્તુઓને જોવા આપણને પ્રેરે છે

છતાં શા માટે આપણા એ મહામૂલા ગુરુઓ પાસેથી બધું જ્ઞાન સંપાદન કરી લેવાનું આપણને નહિ સૂઝતું હોય? શા માટે આવી મોંઘી કીમતે મળેલા અનુભવને ચાવીચાવીને રગેરગે પચાવવા જેટલી કુશ[illegible] આપણે કરી નહિ શકતા હોઈએ? શા માટે રાષ્ટ્રીય ઐક્ય જમાવવાના આ અપ્રતિમ સાધનનો સંપૂર્ણ ઉપયોગ કરવાની કલા આપણે બનતી ઉતાવળે હાથ નહિ કરતા હોઈએ?

એનું સાદું કારણ આપણું સાંપ્રદાયિક વેવલાપણું. જે સંકુચિત દૃષ્ટિએ હિંદુને પરદેશગમન કરતાં રોકી એની સૃષ્ટિને નાના વર્તુળમાં મર્યાદિત કરી દીધી છે, જે આભડછેટની બીકે હિંદી પ્રગતિની લગામને જીવનોડ તંગ રાખી છે, એવી જ કોઈ ધૂની મલિન ભાવનાએ આપણા આજના દેશસેવકમાં,—અંગારાથી દાઝેલાની કલ્પનામાં એ અંગારાની આસપાસ પથરાઈ જાય એવી કોઈ ગ્રંથીઓનું જાળું, બધી પરદેશી વસ્તુની આસપાસ ફેલાવી દીધું છે. આપણો આજનો દેશસેવક પરદેશી વસ્તુનો સ્પર્શ કરતાં અભડાય છે, એના અસ્તિત્વમાં રસ લેતાં શરમાય છે, એ સંબંધી વિશેષ વિચાર કરતાં અચકાય છે. પરદેશની વસ્તુમાંની કોઈ બેજોડ કારીગરી જોતાં તે તેના પર સહૃદયતાપૂર્વક મુગ્ધ થઈ નથી શકતો; એની કલાભાવના 'પરદેશી' એ શબ્દની અદમ્ય સૂગ આગળ બહેર મારી ગઈ હોય છે. તેને ઊલટો તેનો કંટાળો આવે છે કે તેના

# પ્રદર્શન

*બેકારીના પ્રશ્નની એક જુદી જ બાજુ છેડતા આ લેખમાં જણાવેલા વિચારો પ્રથમ નજરે તો સ્થાપિત સ્વદેશી દૃષ્ટિબિંદુનો વિરોધ કરતા જણાશે. પણ લેખકે દેશના દારિદ્ર્ય અને બેકારી સામે ઊંડી દેશદાઝથી એ રજૂ કર્યા છે તેની ખાત્રી થયા વિના નહિ રહે. આજકાલ હજારો તરુણોને આપણી શિક્ષણશાળાઓ જીવનની કશી પણ વિચારણા કે ક્રિયાત્મક તાલીમ આપ્યા વિના રઝળતા છોડી દે છે. તેમના માટે આ વિચારો એક નવી ઉત્તેજના (tonic) થઈ પડશે. અમે ઇચ્છીએ છીએ કે આ દિશામાં વધુ છણાવટ કરનારા સરળ સ્પષ્ટ શૈલીમાં લખાએલા ટૂંકા લેખો બીજા અનુભવીઓ અને વિચારકો આપે. સ્વાનુભવી દૃષ્ટાંતોની ખાસ જરૂર છે. પ્રામાણિક વિરોધને પણ 'કુમાર'માં આદર મળશે.—તંત્રી*

તરફ તિરસ્કાર છૂટે છે. એ વસ્તુઓ આપણી ગરીબની રહીસહી દોલત લૂંટી જાય છે એ હિસાબ બાદ કરીએ તો એ વસ્તુઓમાં માનવ હૃદયને સ્પર્શે એવું બીજું ઘણું તત્ત્વ હોય છે, અને એ દૃષ્ટિએ એના પર ઘડીભર રાચવામાં કે આફ્રીન થવામાં કાંઈ પાપ ચોંટી જતું નથી. પણ સાદાઈના આદર્શને છેલ્લામાં છેલ્લી કોટિ સુધી પહોંચાડવા મથતા એ દેશનેતાને તો પરદેશી કલાકૃતિઓનું એ બધું સૌન્દર્ય વેશ્યાના પ્રલોભનની માફક અનીતિમાન અને ઉત્તેજક લાગે છે, અને તેથી તે તેને ત્યાજ્ય કે અસ્પૃશ્ય ગણે છે.

આથી બન્યું છે એવું કે દેશોન્નતિ માટેના આપણા આખા કાર્યક્રમમાં પરદેશી વસ્તુઓ સંબંધે રસભરી વિચારણા કરવા માટે ક્યાંયે સ્થાન જ રહ્યું નથી. આપણે એમાં માત્ર એટલા પૂરતો જ રસ લઈએ છીએ કે અમુક એક વર્ષમાં, અમુક જાતની, અમુક કીમતની પરદેશી વસ્તુઓ હિંદમાં આવી. આપણા દેશનેતાઓ પોતાનાં ભાષણોમાં મૂકવા માટે આવા થોડા આંકડા,—બારા તો કાપડ, ચા, ખાંડ, કેરોસીન, રમકડાં વગેરેના—યાદ રાખી કે નોંધી લે છે. અને જાણે દુશ્મનની દોડતી મોટરનો નંબર લખી લીધો એટલે જગ જીત્યા એવા કોઈ ભાવે એ ડાયરીનું પાનું બંધ કરી 'હવે ઝખ મારે છે' એ ભાવમિશ્રિત ગુમાનથી તે એ વસ્તુઓ સામે પીઠ ફેરવે છે! અને એટલેથી જાણે દેશનેતાનો પરદેશી વસ્તુઓ સાથેનો સંબંધ પૂરો થાય છે.

અને પછી એ ડાયરીનો ઉપયોગ સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શનોની ઉદ્ઘાટનક્રિયાઓ વખતે થાય છે. હિંદ ગયે રવિવારે કેટલું આગળ વધ્યું અને આવતા રવિવાર સુધીમાં તેને કેટલું આગળ વધવાનું છે, એ વિષયની ગંભીર, અને જેને સમજવાનું છે તે ન સમજી શકે એવી ટૂંટ ચર્ચા વખતે એ આંકડા છૂટથી વંચાય છે. મંદિરમાં દેવદર્શન ખુલે એમ આ પ્રદર્શન ખુલે છે માણસો પોતે પહેલાં અનેક વખત છૂટીછૂટી જોઈ ચૂકેલા હોય એવી વસ્તુઓ ત્યાં એકસાથે મળેલી જોવા ઉમટે છે. ગામડાનો ખેડુત પોતાના પગમાં શોભી રહેલા એવા જ જોડાને પ્રદર્શનના રંગીન ઘોડા પર પણ સ્થાન પામેલા જોઈને આશ્ચર્યથી 'બાપુ!' કહી દિઙ્મૂઢ થાય છે; સવિતા બહેન પોતાના હાથે ભરાએલું વેલબુટ્ટાવાળું મખમલ પોતાના નામના લેબલ સહિત કાચવાળા કબાટમાં હારથી મૂકાએલું જોઈ ગર્વાય છે; અને પેન્સિલ કે બ્રશ, મીણબત્તી કે સાબુ, છરી કે બટન એવી બેચાર નાચીઝ વસ્તુઓ સમગ્ર હિંદની આવતી કાલની આશા હોય એવા ગર્વભર્યે સ્થાને હસતી પ્રેક્ષકોની હિંદીપણાની ભાવનાને ધીમો રોમહર્ષ ઉપજાવી રહે છે!

અને એ પંપાળેલી કલ્પના સહિત પ્રેક્ષક ઘેર જાય છે. પ્રદર્શન જોવામાં ગાળેલા સમયે તેની કલ્પનાને જ રમાડી છે; તેને વિચાર માટે ખાસ ખોરાક કાંઈ આપ્યો નથી હોતો. તેથી માથેથી એકાદ રાતનો અંધકાર પસાર થતાં એ પ્રદર્શનના દર્શનની અસર લુપ્ત થાય છે. એ પછી એ પ્રદર્શન પ્રજાની સ્મૃતિમાં કદાચ રહે તો કોઈ ઉપયોગી સંસ્થા તરીકે નહિ, પણ ભૂતકાળમાં જોએલા એક રસિક દૃશ્ય તરીકે; કેમકે એક પણ માણસના જીવનને એ પ્રદર્શન કોઈ નવી દિશા બતાવી શક્યું નથી હોતું. માલ બનાવનારાઓ એ પ્રદર્શનમાં પોતે બનાવતા હોય એ જાતના માલની કદાચ એકાદ બે જાત નો જોઈ શક્યા હોય, પણ તે તો તેઓ ધંધાદારી પ્રાઇસ લિસ્ટો પરથી પણ જોઈ શકે તેમ હોય છે. માલ વાપરનારાઓ પોતાની દૈનિક

જરૂરિયાતની વસ્તુઓને સ્વદેશની દિશામાં વાળવાની આછી પ્રેરણા એ પળના જોર નીચે કદાચ અનુભવે; પણ માલની વપરાશને પોતાની દિશામાં આકર્ષવા માટેનું આધુનિક સાધન જાહેરાત હોવાથી અને પરદેશી વસ્તુઓની જાહેરાતો વધુ પ્રબળ હોવાથી, પાછળથી અનેક જાહેરાતોના શોરબકોરમાં આ પ્રદર્શનની તતુડી ડૂબી જાય છે. આમ, આવું સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન બંને દૃષ્ટિએ નિષ્ફળ નીવડે છે: માલ બનાવનારના હિતની દૃષ્ટિએ, તેમ જ માલ વાપરનારને સ્વદેશી વાપરવાનું શીખવવાની દૃષ્ટિએ. ખરી રીતે સ્વદેશી વસ્તુઓનું 'પ્રદર્શન' જ માત્ર ન હોઈ શકે: એનો તો સાથોસાથ 'પ્રચાર' પણ હોવો જોઈએ અને કદાચ પ્રદર્શન હોય તો તે ક્ષણિક અસર ઉપજાવી અદૃશ્ય થાય એવું નહિ, પણ સંગ્રહસ્થાનના રૂપમાં સતત યાદ આપી શકે એવું.

પણ હવે તો, પ્રદર્શનોમાં બીજા ગમે તેટલા ફાયદા હોવા છતાં, તેણે એક અસભ્ય રોગ આપણા સમાજમાં ફેલાવ્યો છે તેની નોંધ લીધા વિના નહિ ચાલે. હિંદી માનસનું ઘડતર જ કાંઈ એવું થઈ ગયું છે કે જે કોઈ સામાજિક પ્રવૃત્તિમાં તે ઝંપલાવે તેમાં ધાર્મિક છટા વાળી દે. અને તેથી સ્વદેશી માટેના આપણા આગ્રહને આપણે ધાર્મિક રૂપ આપી દીધું છે. આમ, એ આખો વિષય બુદ્ધિને બદલે શ્રદ્ધાનો બની ગયો હોવાથી તેની સામે શબ્દ કાઢવો એ જંગલીપણું મનાય છે, અને તેના ગુણાવગુણની ચર્ચા નિરર્થક ગણાય છે. પરિણામ એ આવ્યું છે કે સ્વદેશી માલની કેટલીક દૂર કરી શકાય એવી અપૂર્ણતાઓને પણ આપણે વધાવી લઈએ છીએ. અને એ ક્રિયા જો એટલેથી જ અટકતી હોત તો તો કાંઈ ચિંતા ન હતી. પણ એની કાર્ય-કારણની સાંકળ જરા વધુ લાંબી થઈ આપણા કારીગર-વર્ગની જડતાને પોષી રહી છે. પોતે બનાવેલો માલ સ્વદેશી છે માટે તે ગમે તેવો હોય તો પણ વાપરવો જ જોઈએ, એ ભ્રામક માન્યતાએ આપણા કારીગરમાં ઓગણીસમી સદીના બ્રાહ્મણની નવી આવૃત્તિ રચવી શરૂ કરી છે. પોતાને દાન આપનારને સ્વર્ગનું વિમાન મળી જવાનું છે માટે પોતાની જાતની એ કલ્પિત સ્વર્ગ કરતાં પણ વધુ કીમતી માનનાર બ્રાહ્મણની માફક, આજનો કારીગર પણ, પોતાની કારીગરીથી સ્વરાજ્ય મળી જવાનું છે એ ભ્રમમાં પોતાને હિંદના હિતનું કેન્દ્ર માની બેસે છે અને પછી જો તેનું માનસ કાંઈ નરમ તત્ત્વોનું બન્યું હોય તો, ફૂલનો ગજરો આપી ચાર આનાની આશા રાખતા સુધરેલા ભિખારીની માફક, પોતાની સાદી કારીગરીની સારી એવી 'કદર' થાય, કે પોતાને 'ઉત્તેજન' મળે, એમ ખોટી ઓશીંગણ—આશાઓ સેવે છે. અને મગજ જરા કડક બંધાયેલું હોય, તો આઠ કલાકના દિવસમાં ચાર કલાક બીડી ફૂંકવામાં ગાળ્યા હોવા છતાં, સોફા કે લાકડાનું સાદું 'ફિટિંગ' કરી આપવા પૂરતી કારીગરીની કીમત સાત એમ એના પગાર જેટલી આંકે છે! અને આ બંને વસ્તુ અગત્યની છે તે—અગત્ય એટલા માટે કે તે બંને જાતનાં માનસ દેશની પ્રગતિમાં જુદીજુદી રીતે આડે આવે છે: પહેલું કારીગરોમાં ભિક્ષુકવૃત્તિ અને બેદરકારી જન્માવે છે, અને બીજું સ્વદેશી વસ્તુઓની કીમતમાં અસાધારણ વધારો કરી દે છે.

અને આ સિવાય એક બીજી દૃષ્ટિએ પણ આવા પ્રદર્શનો દેશની ઔદ્યોગિક પરિસ્થિતિ સુધારવાના પોતાના ધ્યેયથી ચ્યુત થાય છે. મર્યાદિત સંખ્યાની સ્વદેશી વસ્તુઓના દર્શનથી કદાચ કારીગરોમાં ઘરાકી કાંઈ વધે; પણ એથી તો ટૂંકા ધંધાઓ ઉપર અણગમતું આક્રમણ થાય છે; અને પરિણામે સંકુચિત મર્યાદાના સ્વદેશી ધંધાની સંખ્યામાં ફેર પડ્યા વગર કામ કરનારાની સંખ્યા વધવાથી હિંદમાં નવીન સર્જન થવાને બદલે જૂના સર્જનનું વિવિધ રીતે માત્ર પુનરાવર્તન જ થાય છે. આથી કદાચ કામ કરનારાઓ વધે તોપણ જૂના કામમાં જ ભાગ પડતો હોવાથી એ આખી રમત હિંદની અંદર જ રમાય છે. અને તેથી એકંદરે આપણી સંપત્તિમાં કાંઈ સંગીન ઉમેરો થતો નથી.

આપણે સીવણકામનો એક દાખલો લઈએ. જોકે સીવણકામ એ કાંઈ સ્વદેશી વસ્તુઓના પ્રદર્શનોમાં સામાન્યરીતે બહુ મહત્ત્વનો ભાગ ભજવતું નથી હોતું; પરંતુ આપણે જે સત્ય સમજવાનું છે તેનું એ આબાદ ઉદાહરણ પૂરું પાડે છે માટે જ તે પસંદ કર્યું છે. આપણે બહેનોને સીવણકામ શીખવવાની પ્રથા હમણાં હમણાં ચાલુ કરી છે. સીવણકામ એ છાપરાના છાંયા નીચે થઈ શકતું હોવાથી, તેમજ એ કામમાં જોઈતી

બુદ્ધિ, શક્તિ વગેરે દૃષ્ટિએ તે બહેનોને વધુમાં વધુ માફક આવે એવું હોવાથી, બહેનો જ એ કામમાં પોતાનો ઇજારો જાહેર કરે એ બધી દૃષ્ટિએ ઇચ્છવા-યોગ્ય છે. અને સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય આપવા માટેની આપણી આવતી સદીની યોજનામાં એ આબાદ રીતે બંધબેસતું પણ થાય છે. આ બધી વાત સાચી છે. અને બહેનોને સીવણકામ શીખવવાની યોજનાને આ દૃષ્ટિએ જ જોવાતી હોય તો તે સામે આપણને કાંઈ વાંધો લે ન જ હોય. પણ પોતાની પ્રવૃત્તિની સર્વવ્યાપી મહત્તા સમજાવવા માટે આવી યોજનાના ઉત્પાદકો એમ માની બેસે છે કે આ કાર્યક્રમથી તેઓ હિંદનું અર્થશાસ્ત્ર સુધારી રહ્યા છે. આ છેલ્લી વાત સાદા તર્કથી ખોટી ઠરે છે. સીવણકામ આ રીતે અત્યારે જેટલું જોઇએ તેટલું દરજી વર્ગ આપણને પૂરું પાડે છે. બહેનો એ કામ શીખે એથી આપણી એ કામ માટેની જરૂરિયાત વધવાની નથી. તેથી બહેનોને કામ તથા તેને અંગેની આવક જરૂર મળવાની, પણ એટલું કામ અને આવક અત્યારના દરજીના વર્ગમાંથી ઓછાં થવાનાં. પરિણામે દરજીઓનો તેના પરનો નિર્વાહ ઓછો થતા, તેઓ ક્રમેક્રમે બેકાર પડે, અને અત્યારે 'બહેનો' બેકાર છે તેને બદલે 'ભાઇઓ' થાય! આમ, એકંદરે તો બેકારી માત્ર વર્ગબદલો જ કરવાની. ફરીથી કહું કે બહેનોને સીવણકામ શીખવાની સામે આ જેહાદ નથી. આ ઉદાહરણનો તો આપણે અહીં માત્ર તર્કના હથિયાર તરીકે જ ઉપયોગ કર્યો છે. આપણે એ બધામાં જોવાનું એટલું જ છે કે આપણાં સ્વદેશી પ્રદર્શનોમાંની ઘણી વસ્તુઓને તર્કની આ શ્રેણી લાગુ પડી શકે તેમ હોય છે.

આથી સમજાશે કે દેશની આર્થિક ઉન્નતિનો માર્ગ દેશમાં બનતા કામને વીંખી મારવામાં નથી, પણ દેશમાં ન થતું હોય એવું કામ-જેના પર પરદેશી મજૂરી ચડતી હોય એવું કામ-દેશના કારીગરવર્ગના હાથમાં સોંપવામાં છે. અને આજે ભરાતાં સ્વદેશી વસ્તુ-ઓનાં પ્રદર્શન આ અર્થ કદાપિ સારી શકે તેમ નથી.

આ છેલ્લો ગણાવેલો અર્થ સાધવા માટે તો 'પરદેશી વસ્તુઓનાં પ્રદર્શન'—ખાસ તો હજુ સુધી દેશમાં ન બનતી હોય, છતાં બની શકે તેવી હોય એવી વસ્તુઓનાં—પ્રદર્શન થવાં જોઇએ.

હવે, આવાં પરદેશી વસ્તુઓનાં પ્રદર્શનોની જરૂરિ-યાત સમજ્યા પછી, તે કેવી રીતે યોજવાં જોઇએ તે નક્કી કરવા માટે, આપણે તેનાથી કયા કયા લાભ મેળવવા માગીએ છીએ તેની સ્પષ્ટ રૂપરેખા દોરવા પ્રયાસ કરીએ.

જોકે આપણો મુખ્ય હેતુ તો બેકાર હિંદીને રોજી મેળવવાના નવા માર્ગ બતાવવાનો છે; પણ એ બેકારની વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષીને આ હેતુ સાથે સંક-ળાનાં કેટલાંક નાના હિતોને પણ આપણે હિસાબમાં લેવા પડશે એટલે આ બધી પરિસ્થિતિનો સમપ્રદર્શી ખ્યાલ કરતાં, આવાં પ્રદર્શનોના પ્રસ્તારથી આપણે સાધવાના અર્થોની નીચે મુજબ વર્ગણી કરી શકાય.

(૧) હિંદમા બની શકે એવી જે વસ્તુઓ પરદેશથી આવતી હોય તે બનાવી તેનરફ કારીગરવર્ગનુ ધ્યાન ખેંચવું.

(૨) એ વસ્તુઓમા કયો કાચો માલ કામ લાગે છે તે બતાવવું.

(૩) આવી વસ્તુઓ બનાવવા માટેનો કાચો માલ હિંદમા ક્યાક્યા મળે છે ને મળી શકે ને જણાવવું.

(૪) અટપટી યાંત્રિક કે રસાયણિક ક્રિયામાંથી પસાર થતી વસ્તુઓના ઉદ્યોગ સંબંધે બનતી માહિતી પૂરી પાડવી.

(૫) એ વસ્તુઓ શા ભાવે પોસાય તથા શા ભાવે ખપે છે તે બતાવવું; તેમજ હિંદમાં એ માલ-ની કેટલી માગણી છે તે બતાવવું.

(૬) બની શકે ત્યાં મૂડી અને મજૂરીનો સંયોગ સાધવા યત્ન કરવો.

(૭) તે તે વસ્તુઓનાં વેચાણનાં ક્ષેત્રો સંબંધે પણ માહિતી આપવી, અથવા કારીગર અને વેપારીનો સંયોગ સાધી આપવો.

(૮) હિંદમા બનતો માલ જ્યાં જ્યાં પરદેશી માલ સામે હરીફાઇમાં ઊભો રહી ન શકતો હોય ત્યાં ત્યાં એની નબળાઇનાં કારણો બતાવવાં.

(૯) આપણા કારીગરવર્ગ સમક્ષ માલની સંપૂર્ણ-તાનો આદર્શ રજૂ કરવો. એક જ જાતનો માલ કેવાં જુદાજુદાં રૂપે દેખાડે છે તેનો આબેહૂબ ચિતાર આપવો.

હવે, આપણે આ બધી વિગતો વિષે કાંઇક વિસ્તારથી આવતા અંકમાં વિચાર કરીશું.

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ

## મુસોલિનીના ચાણાક્યબુદ્ધિ અને નીડરતા, હિટલરનાં શિસ્ત અને કડપ તથા સીઝરની દેશદાઝ ને મહત્ત્વાકાંક્ષાના બનેલા વતનપરસ્ત જવાંમર્દની જીવનકથા

મહાયુદ્ધનાં વિજેતાઓમાં મોખરે એવા અંગ્રેજો ને ફ્રેન્ચોએ આખા તુર્કીને ઓહિયાં કરવાની જ્યારે જાળ રચેલી, ને સુલતાન વહીદુદ્દીને લૉઇડ જ્યૉર્જના રમકડા બની તુર્કીને પાયદસ્તે પહોંચાડવા કેડ બાંધેલી, ત્યારે એના દૂરદૂરના ખૂણામાંથી એક વતનપરસ્તે અવાજ ઉઠાવ્યો, 'તુર્કી અમારૂં છે; સુલતાનનું નહિ. ને તે અમારૂં જ રહેવા દો, નહિતર ફરી યુદ્ધમાં ઊતરવા અમે તૈયાર છીએ.' અને એણે જ તુર્કીને બચાવ્યું. માત્ર બચાવ્યુ એટલું જ નહિ, તેને પુનર્જીવન આપ્યું. જગતના દેશોમાં તેની મહત્તા એણે પુનઃસ્થાપિત કરી. એકાદ બે નહિ પણ અનેક વર્ષોથી તુર્કીના પુનરુત્થાનના એણે સપનાં સેવેલા; અને એ સઘળાં એણે સિદ્ધ કર્યાં હોઈ, નવા તુર્કીના ઇતિહાસમાં એનુ નામ સુવર્ણાક્ષરે લખાયુ છે.

તુર્કીનો તારણહાર એ તાતાર જવાંમર્દ તે ગાઝી મુસ્તફા કમાલ પાશા, જેની ચિરંજીવ સેવાઓ યાદ લાવી તુર્ક પ્રજાસત્તાકે હાલમાં જ એને 'આતાતુર્ક' ના અકરામથી નવાજ્યો છે.

તાજા જ ગ્રીક સત્તા હેઠે આવેલા માસોનિકા પ્રાંતમા લાકડાના એક નાના સરખા વેપારીને ત્યાં ઈ. ૧૮૮૧મા એનો જન્મ. એના બાપ અલી રીઝાની ઇચ્છા એને વેપારમાં નાખવાની હતી. એની મા ઝુબેદાની ઇચ્છા એને મુલ્લા બનાવવાની હતી. પણ મુસ્તફાને એ બંનેમાંથી એકે ઇચ્છા ન હતી. ગ્રીક એફેન્ડીની શાળામા ભણતા કોઇ છોકરાને એણે ખૂબ માર્યો ને હુજાએ એને લાકડીથી ફટકાર્યો, ત્યારથી જ એના શિક્ષણનો અંત આવ્યો. બસ. એ જ દિવસે દસ વર્ષનો એ મુસ્તફા, પોતાના બાપના એક મિત્રની લાગવગથી લશ્કરી શાળામા જઇ નામ લખાવી આવ્યો. એની માએ એને સમજાવ્યો, એના બાપે એને ધમકાવ્યો, પણ તે એક ટળી બે ન થયો તે ન જ થયો. એના સહવિદ્યાર્થીઓએ પણ એને સમજાવવાની કોશિશ કરી જોઇ, પણ એણે તો ચોખ્ખોજવાબ આપી દીધોઃ 'મારે તમારા જેવા નથી રહેવું; મારે કંઇક જુદાજ થવું છે.'

પ્રાથમિક શિક્ષણ પૂરૂં કરી, સત્તરમે વર્ષે તે મોનાસ્તીરની સીનિયર લશ્કરી શાળામાં દાખલ થયો ત્યા મકદુનિયાના ફતેહ નામના વિદ્યાર્થીનો ભેટો થતા, એની પાસેથી તે ફ્રેન્ચ ભાષા શીખ્યો ને બંને સાથે બેસી વૉલ્ટેર, રૂસો તથા તુર્કીના રાષ્ટ્રકવિ કમાલની કવિતાઓ વાચતા ક્રાંતિ ને રાષ્ટ્રીયતાના આદોલનોમા અંગોળવા લાગ્યા અને હમીદી રાજતંત્રનો નાશ કરી પોતે ક્રાન્તિને ધપાવતા હોવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યા

તુર્કીની ગાદી પર, 'લાલ શિયાળ' તરીકે ઓળખાતો અબ્દુલ હમીદ ત્યારે સુલતાન ને ખલીફા હતો. એણે તુર્કીને જેટલું પાંગળું બનાવાય એટલુ બનાવી મૂક્યું હતુ. નવા વિચારપ્રવાહોને એ ઊગતા જ દબાવી દેતો. કોઇ પણ સુધારો આણવા સામે એ નકાર સુણાવી દેતો. આખું રાજ્ય એણે જાસુસી જાળથી છાઇ દીધેલું. ખ્રીસ્તીઓની એ કત્લ કરતો ને તુર્કોથી કેદખાના ભરતો. એનું તંત્ર વધુ ને વધુ સડતું જતુ હતુ, તુર્કી વધુ ને વધુ અંતકાળ નજીક પહોંચતુ હતુ. ને પરદેશી સત્તાઓ તો એ શબવત્ તુર્કીને ચૂંથવા માટે ટાંપીને જ બેઠી હતી.

આટલો સખત દોર છતાં કૉન્સ્ટાન્ટીનોપલથી દૂર પડેલા મોનાસ્તીરમાં તો ક્રાન્તિવાદી વિચારો ખૂબ આયાત થયા કરતા, ને જીવનના ફૂટતા પરોઢમાં જ મુસ્તફા એ બધું પચાવતો જતો. ક્રાન્તિવાદી બધી પ્રવૃત્તિઓમાં એ ભાગ લેતો, છતાં પોતાના અભ્યાસમાં એણે કદી સ્ખલન થવા નહોતુ દીધું. ગણિતનો તો એ ખાં લેખાતો ને એથી રીઝાઇને એક દિવસ એના શિક્ષકે એને 'કમાલ'નું નામ આપી દીધું ત્યારથી તે આજ દિવસ સુધી એ તખલ્લુસ એના નામ સાથે જોડાએલું જ રહ્યું છે.

ત્યાંથી પછી કૉન્સ્ટાન્ટીનોપલની યુદ્ધશાળામાં જોડાતા, પોતાના મર્દદિલીથી કમાલ વધુ આગળ આવ્યો. 'વતન' નામની એક ખાનગી ક્રાન્તિકારી સંસ્થા સ્થાપી, એક પત્ર એણે શરૂ કર્યું સુલતાનના તંત્રથી ત્રાસી ઊઠેલા લગભગ બધા અફસરો આથી એના તરફ સહાનુભૂતિ ધરાવવા લાગ્યા.

## યુરોપના માંદા માણસ જેવા ગણાતા તુર્કીનો એ તાતાર જવાંમર્દ તારણહાર છે



# આતાતુર્ક મુસ્તફા કમાલ

મિત્રો વિનાના, કુટુંબ વગરના એ એકાકી સરસુખ્ત્યારનું તુર્કી જ માત્ર કુટુંબ છે, અને તે જ્યાંસુધી પગભર ન થાય ત્યાંસુધી એ એને છેહ દેનાર નથી. એના કહેવા પ્રમાણે એ ત્યારે જ નિવૃત્ત થશે જ્યારે એના તુર્કીને કુરાનની યે જરૂર નહિ રહે ને કાર્લ માર્ક્સની યે નહિ.

સને ૧૯૦૫માં એ શાળામાંથી કૅપ્ટનની પદવી મળી ગઇ એટલે તો એણે રાજકારણમાં મોકળો ભાગ લેવા માંડ્યો. ત્રાસિત અફસરોની એમાં સહાય મળતી ગઇ. 'વતન'ના સભ્યો રાતોની રાતો ચર્ચામાં વીતાવવા લાગ્યા. સુલતાન અને તેના અણઘડ અમલદારોને એ તુચ્છકારતા, મસીદો અને યતીનસરાઇઓને એ ધિક્કારતા ને એકલા કુરાન પર જ નિર્ભર રહેલા કાનૂનોની પણ નફરત કરતા. ચર્ચાઓને અંતે સ્વેચ્છાચારી શાસનનો અંત લાવી લોકસંમત બંધારણીય સરકાર ઊભી કરવાના બધાએ સોગંદ ખાધા અને તુર્ક ઓરતને મદોં, મુલ્લાંઓ ને પર્દાપોશીમાંથી મુક્ત કરવાનો બધાએ નિશ્ચય કર્યો.

પણ સુલતાનની જાસુસી આંખથી આ પ્રવૃત્તિ અજાણમાં ન રહી ને એના ખબર કૉન્સ્ટાન્ટીનોપલ પહોંચ્યા. લશ્કરીખાતાના ઉપરી ઇસ્માઇલ હકી પાશા પર એ પ્રવૃત્તિ દાબી દેવાનો હુકમ આવ્યો.

હકી પાશાને કમાલની શક્તિની પૂરી કદર હતી. કોઇની ટીકા કે તાબેદારી સહન ન કરનાર એ જવાનમાં એણે નવા તુર્કીની આશા જોઈ હતી. એટલે માત્ર નામની ધમકી આપી એણે તેને દમિશ્કની ઘોડેસવાર ટુકડીમાં મોકલી આપ્યો.

પણ કમાલ પર ધમકી, લાલચ કે જેલ કશાની અસર થાય એમ ન હતું. અહીં આવી તે બીલટો બમણા જોરથી પ્રચાર કરવા લાગ્યો ને બૈરૂત, જાફા ને યરૂસાલેમમાં 'વતન'ની શાખાઓ સ્થાપી. સીરિયા કૉન્સ્ટાન્ટીનોપલથી દૂર આવેલું હોઇ તેની બધી પ્રવૃત્તિ અનિયંત્રિત ચાલવા લાગી. તેનામાં હવે યુવાનીના આવેગ સાથે ગણત્રી ને સ્થિર ચિંતન પણ આવ્યા હતાં.

કૉન્સ્ટાન્ટીનોપલ જેમ જ અહીં પણ બધા અમલદારો અસંતુષ્ટ હતા. કમાલે મકદુનિયાને પોતાની પ્રવૃત્તિના કેન્દ્ર તરીકે નક્કી કર્યું અને છૂપે વેશે સાલોનિકા ઊપડ્યો. ચાર માસ ત્યાં રહી ક્રાન્તિને તેણે પૂર વેગ આપ્યો, પણ સુલતાનના જાસુસોએ તેને ઓળખી લીધો ને તરત કૉન્સ્ટાન્ટીનોપલથી તેને પકડવાનો હુકમ છૂટ્યો. સાલોનિકાનો ગવર્નર જનરલ જમાલ 'વતન'નો સભ્ય હતો. તેણે કમાલને ચોરીછૂપીથી દમિશ્ક મોકલી આપ્યો ને કમાલ ત્યાં હોવાની

**એનામાં જે જોશ, જવાંમર્દી ને જાંનેસારી છે તે આજના કોઇ સરસુખ્ત્યારમાં નથી**

સુલતાનને ના લખી મોકલી. સીરિયાના મુરીદ ફ્રુરી-ને અહમદ બેએ પણ લખ્યું કે કમાલ અહીંથી ક્યાંય ગયો નથી ને પોતાનું કામ સંપૂર્ણ વફાદારીથી બજાવે છે. પોતાના જાસુસોએ થાપ ખાધી હોવાનું માની, સુલતાન અબ્દુલ હમીદે પોતાનું મન મનાવ્યું અને વફાદાર(!) કમાલ સીરિયન લશ્કરમાં 'ઍજ્યુટન્ટ ટુ ધ સ્ટાફ' નિમાયો.

ત્યા થોડો વખત રહી કમાલે પોતાની બદલી સાલોનિકા કરાવી. ક્રાન્તિના એ મુખ્ય મથકે રહી તે નવી ને નવી યોજનાઓ ઘડવા લાગ્યો. બીજા અફસરો સાથે મોડી રાત સુધી તે પોતાના ઘરમા ચર્ચાઓ ચલાવ્યે રાખતો. તેનો પિતા ત્યારે બિસ્તર-નશીન થએલો, પણ તેની મા ઝુબેદા ને તેની બહેન મકબુલાને તેની આ પ્રવૃત્તિ ગમી નહિ. તેના કાકા ને કાકીઓ પણ તેને તેમાથી વાળવા લાગ્યા. તુર્કી એ જ જેણે પોતાનુ સર્વસ્વ ગણ્યુ હતુ, તેનાથી તેને માટેના આ પ્રયાસોમા થતી આ દખલગીરી બરદાસ્ત ન થઇ શકી બીજી બાજુ મા-બેનના આસુ પણ એટલા જ અસહ્ય હતા. કમાલે વચલો માર્ગ લીધો. તેણે ઘર મૂકી દીધુ અને વાત્સલ્ય તથા આજ્ઞાંકિતતાની સહજ લાગણીઓમાથી અલિપ્ત રહેવા તેણે એકલ-વાયું જીવન સ્વીકાર્યું

અહીં તેને માલૂમ પડ્યું કે પોતે સ્થાપેલ 'વતન' કરતા યે 'ઐક્ય ને પ્રગતિ સમિતિ'એ લોકોમા મોટો પગપેસારો કર્યો હતો. એક દિવસ એ સમિતિમા તેને આમત્રણ અપાયુ ને સહકારની આશાએ કમાલ ત્યા ગયો તેણે જોયુ કે બધા 'યાંગ' ટુર્કીયનાની વાતોમા જ ગૂંચવાયા હતા. તેને એ ન ગમ્યું. તુર્ક તરીકે મગરૂબી લેનારની પહેલી ફરજ તુર્કીને મુક્ત કરવાની હતી એમ તે માનતો તેને સિદ્ધાંતો નહોતા જોઇતા, સિદ્ધાંતમય આચરણ જોઇતુ હતુ. એટલે તેમાના કોઇ તરફ તેને અનુરાગ ન ઊપજ્યો. 'કાં તો સમિતિને ગાડું કહ્યુ કરતી કરવી જોઇએ, યા તો મારે તેનાથી છૂટું થવું જોઇએ.' એ નજરે, બધા જાણે પોતાના શિષ્યો હોય એમ તે વર્તવા લાગ્યો. સ્પષ્ટ વક્તૃત્વવાળી તેની જબાન બધાને તીખી લાગવા માંડી ને સમિતિએ એથી પોતાના કારોબારી મંડળમાં તેને પ્રવેશવા ન દીધો. સ્વાભિમાની કમાલ તુર્ત તેમાંથી રાજીનામું આપી છૂટો થયો.

સારો દેશ જ્યા એકસરખી જ રીતે ધુંધવાઇ રહ્યો હોય, ત્યાં આગ ક્યાથી ફૂટશે એ કદી નક્કી ન કહી શકાય. તુર્કીમાં પણ એમ જ થયું. જેનાથી શાહ બેચેન હતો એ ક્રાંતિની આગ ઓચિંતી ફાટી નીકળી. દક્ષિણ મકદુનિયામાં નિયાઝીએ માથું ઊંચક્યું અને તે સાથે જ પૂર્વમા ઐક્ય અને પ્રગતિ સમિતિના પ્રધાન અનવરે બળવો જગાવ્યો. ઊકળી રહેલા એક પછી એક તુર્ક તેમા ભળતા ગયા. તેમનું લશ્કર કૉન્સ્ટાન્ટીનોપલમાં દાખલ થઇ ગયું ને સુલતાન નિરુપાય બન્યો. અન-વરને વડો પ્રધાન નીમી તેણે પાર્લામેન્ટરી શાસન ફરજિયાત દાખલ કર્યું.

અનવરે કૅબિનેટ રચી પણ કમાલને તેના ઉદ્દામ વિચારોને લઇ તેમાં સ્થાન ન આપ્યું. કમાલે કંઇ ઉહાપોહ ન કર્યો. પોતે જેના પર આધાર રાખી શકે એવા એકાદ જ્યાં સુધી હાથ ન આવે ત્યાં સુધી જુલિયસ સીઝર જેમ રાહ જોવાનું તેણે ગોગ્ય ધાર્યું તેને પૂરતી ખાત્રી હતી કે આ લોકોથી તુર્કીનો કંઇ શુક્કરવાર વળવાનો નથી.

અનવરને તેની તીખી જબાન ને તાબેદારીનો અભાવ નાપસંદ હતાં. આથી તેણે તેને ચાલુ સૈનિક જીવનમા ધકેલી દીધો. આ નિવૃત્તિનો લાભ લઇ, કમાલ નેપોલિયન અને મોલ્ટ્કેના યુદ્ધસાહિત્યનો અભ્યાસ કરવા લાગ્યો. જર્મનોએ એ વખતે બગદાદ રેલવે ખરીદી લીધી હતી. દેશદ્રોહી યહૂદી નાણાશાસ્ત્રી જાવિદે એ વેચી હતી ને બીજા હક્કો યે વેચવા તે તૈયાર હતો.

એવામાં ૧૯૧૨માં તુર્કી પર વળી નવી આફત આવી. બધાં બાલ્કન રાજ્યો એકીસામટા તુર્કી વિરુદ્ધ ઊઠી પડ્યા ને કૉન્સ્ટાન્ટીનોપલ રાખી બાકી બધું હવાલે કરી દેવાનુ તેમણે જણાવ્યું. કમાલના અભિ-પ્રાયો અનવરથી ઘણા વિરુદ્ધ એટલે તે અનવરથી દૂર જ રહેતો, પણ હવે અનવરને તેની જરૂર પડી તે ત્યારે ટ્રિપોલીમા ઇટાલિયનો સામે લડી રહ્યો હતો. અનવરે ઇટલિથી સુલેહ કરીને તેને મદદમાં બોલાવી લીધો. ગૅલીપોલીમાં બલ્ગેરિયનોની આગેકૂચ રોકવા કમાલે તનતોડ મહેનત લીધી ને અનવરે એડ્રિયાનોપલ બચાવ્યું; આખરે બાલ્કન રાજ્યો પાછા પડ્યાં.

લોકોએ અનવરને ગાઝી તરીકે વધાવી લીધો.

કમાલ લેફ્ટેનન્ટ કર્નલ બનાવાયો. અનવરની હવે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા જામી. તેણે લશ્કરની પુનર્વ્યવસ્થા કરવાનું કામ હાથ લીધું ને એ માટે તેણે જર્મન મિલિટરી મિશનની નીમણૂક કરી.

પરદેશીઓના હાથમાં લશ્કર મૂકી દેવામાં જેટલી મૂર્ખાઈ હતી એટલી જ તુર્કીની હીણપત હતી, તુર્કી તરફની બેશરમી હતી ને અનવરના હાથમાં સત્તા મૂકી નચિંત બનનારાઓની બેદરકારી હતી. મુસ્તફા કમાલે આનો સખ્ત વિરોધ કર્યો, પણ પરિણામ એ આવ્યું કે એ ઝેર બીજા અમલદારોમાં ન પ્રસરે એટલા ખાતર અનવરે તેને સૈનિક દૂત (Military Attache) તરીકે દૂર સોફીયા મોકલાવી દીધો.

ત્યાં તો ૧૯૧૪ની સાલ આવી ને જગવિખ્યાત મહાયુદ્ધ ફાટી નીકળ્યું. અનવરે જર્મનીનો પક્ષ લીધો. દૂર ગયેલા કમાલને આ બેવકૂફી ન ગમી, કારણ જર્મની જીતે તો તુર્કીને ચોક્કસ પોતાના ઉપગ્રહ જેવું બનાવી દેવાની વકી હતી ને હારે તો તો તુર્કી જેવી બરબાદી બીજા કોઈ દેશની નહોતી થવાની.

છતાં મહત્ત્વાકાંક્ષી કમાલે સૈનિક તરીકે તો યુદ્ધમાં જોડાવાની જ પોતાની ફરજ જોઈ. અનવરને તે માટે એણે તાર કર્યો, પણ કશો જવાબ ન મળ્યો. બીજો તાર કર્યો કે 'યુદ્ધમાં જવા જેટલી મારી લાયકાત તમને ન જણાતી હોય તો તેવું સાફસાફ જણાવો.' પણ તેનો યે કશો ઉત્તર ન આવ્યો.

૧૯૧૫ના જાન્યુઆરીની ચોથીએ સરીકામિશ ખાતે તુર્કીએ હાર ખાધી. અનવર ત્યારે કૉકેસસમાં રશિયનો સામે રોકાયો હતો. લશ્કર હક્કી પાશાના હાથમાં હતું. તેની નજર તરત કમાલ પર ગઈ. તેને અનવરની પસંદગી—નાપસંદગીની દરકાર ન હતી. તેને તો સુશક્ત કાર્યકર્તાઓ જોઈતા હતા. તેણે અનવરને હાવકાઈભરી કડકાઈથી લખ્યું ને આખરે અનવરે કમાલને પોતા પાસે બોલાવી લીધો.

જર્મન લશ્કરી સલાહકાર લીમાન ફૉન સૅંડાર્સ સાથે અનવર પોતાની છાવણીમાં બેઠો હતો. બીજા કેટલા યે જર્મનો ત્યાં હતા. કમાલ ત્યાં પહોંચ્યો. મિનિસ્ટ્રી ઑવ વૉરમાં આ જર્મનોની હાજરી તુર્કીના રાષ્ટ્રીયત્વને અપમાનકારક કહી કમાલ લીમાન ફૉન સૅંડાર્સને




એશિયાઈ તુર્કીમાં કમાલનો કાર્યપ્રદેશ બતાવતો નકશો

ખૂબ કડક જબાનથી છોલવા મંડી પડ્યો.

પણ સંપૂર્ણ જર્મન તોખમના સૅંડાર્સે આથી જરા યે માઠું ન લગાડ્યું. તેનો પોતાનો સ્વભાવ પણ એવો જ હતો ને એટલે કમાલ માટે ઊલટો તેનો આદર વધ્યો હતો. કાહિરો ને આથેન્સથી મળેલા ખબર મુજબ અંગ્રેજો ડાર્ડેનલ્સથી ગૅલીપોલી સર કરવા ઊતરવાના હતા ને પહેલી નજરે એ મથક બચાવવાનું હતું. સૅંડાર્સે તરત ૧૯મી ટુકડીનો કબજો કમાલને સોંપ્યો ને પોતાની સાથે તેને લઈ ગયો. બધાને ધિક્કારતા કમાલે જોયું કે આ જર્મન તો તેનામાં પૂર્ણ વિશ્વાસ મૂકે છે; પોતાને કશી ફરિયાદ કરવાની તક જ નથી આપતો, એટલે પોતાની યોજનાઓ પ્રમાણે કામ કરવાનો તેને બેવડો ઉત્સાહ આવ્યો.

ઑસ્ટ્રેલિયનોની એક ટુકડી આરિબુર્નુ ખાતે આવી પહોંચી હતી. જાસૂસોએ કમાલને આ સમાચારો આપ્યા અને તે સાથે જ ઉપરીઓના હુકમની રાહ જોયા વિના તેણે સૈન્યને કૂચ કરવાનો હુકમ આપી દીધો. ઑસ્ટ્રેલિયનો સામે આવી પહોંચતાં તો નેપોલિયનનો એ ઉપાસક શક્તિથી જાણે ગાંડો બન્યો. વરસતા ગોળાઓ વચ્ચે સીગારેટ ફૂંકતો એ લશ્કરને આગળ ને આગળ લેતો ગયો. ઘણી વખત તોપના ગોળા તેની છેક નજીક આવી પડતા ને ઊડેલી ધૂળથી એ આખો ઢંકાઈ જતો. એક ગોળી તેના કોટમાં વાગી ને ઘડિયાળ ફૂટી ગયું, પણ તેને કશી ઇજા ન થઈ એ વખતે એ પડત તો આખા તુર્કી લશ્કરના ટાંટિયા ભાંગી જાત. એક એની જ સ્ફૂર્તિ સૈન્યનો ઉત્સાહ ટકાવી રહી હતી. ને એ ઉત્સાહે તો તોપો ને બૅયોનેટોને યે નિષ્ક્રિય બનાવી મૂક્યાં. ચોનક બેરથી જ અંગ્રેજોને

પાછા હઠવું પડ્યું ને ૧૯૧૫ના ડિસેમ્બરમાં તો તેઓ આરિબુર્નુ ખાલી કરી ગયા.

ડાર્ડેનલ્સનો રક્ષક કમાલ પાયતખ્તમાં પાછો ફર્યો ત્યારે એકેએક તુર્ક મર્દ ને ઓરતે એનો અપૂર્વ સત્કાર કર્યો. હવે તે પાશા બન્યો. તેને કીર્તિ યે મળી ને માન પણ મળ્યું. રાજદ્વારીઓ હવે તેને સાંભળવા લાગ્યા; ને સાંભળનારા વધતા ગયા સુધી મૂગી રહેલી કમાલની વાચાળતા યે વધી.

લશ્કરની જર્મન કમાનગીરીનો હવે તે છડેચોક વિરોધ કરવા લાગ્યો: 'તુર્કનો કાબૂ તુર્કોના જ હાથમાં રહેવો જોઈએ જર્મનો રહે તો યે નોકરો તરીકે. અનવરે આ જર્મનોની મદદથી પોતાને સરમુખત્યાર જેવો બનાવી મૂક્યો છે, પણ એને ખબર નથી કે ક્યારે તેમના હાથનું એ રમકડું બની જશે.'

પરદેશખાતાના પ્રધાને આવા વક્તવ્યોથી કમાલને પોતાની ઑફિસમાં બોલાવ્યો અને કહ્યું, 'તમારા વિચારો જોડે બધાને જબરો મતભેદ છે ને લશ્કરનો પણ તમારા વિષેનો અભિપ્રાય ખરાબ છે.'

'તમારા કરતા લશ્કરને હું વધુ સારી રીતે પિછાનું છું.' કહેતો કમાલ હસતો ઑફિસમાંથી ચાલ્યો ગયો. ને આજ દિવસ સુધી પણ એ ત્યારે જ હસે છે, જ્યારે કોઈ પ્રસંગ પાછળ અસાધારણ બનાવની તેને અગમચેતી થાય છે. તેનું હાસ્ય અત્યંત રહસ્યભર્યું છે.

પરદેશખાતાના પોતે કરેલા અપમાનનો બદલો અનવર લેવાનો જ એવી કમાલને પૂરતી ખાત્રી હતી. ને તેમ જ થયું. અનવરે તેને મોળમી ટુકડીના કમાન્ડર તરીકે કૉકેસસ મોકલાવી આપ્યો અનવરના આ પગલાએ કમાલની શાખ હતી તેથી યે વધારી મૂકી.

ઍંગોરા આવતાં કમાલે જોયું કે રશિયનો નવી રેલવે ઓ ને ન રસ્તા બાંધી કૉકેસસ બાજુથી આગળ વધી રહ્યા હતા. ડાર્ડેનલ્સને બચાવતાં આ બાજુની ઉપેક્ષા થએલી ને તેમણે વાન, બિટલિસ, મૂશ ને અર્ઝરમ લઈ લીધાં હતાં. કમાલે નરત લશ્કરની નવેસરથી રચના કરી અને રશિયન ક્રાન્તિની શરૂઆત સુધીમાં તો બિટલિસ ને મૂશ લઈ લીધાં.

એ જ વખતે દક્ષિણમાંથી અંગ્રેજોએ આગળ વધવા માંડ્યું. અનવરે જર્મનો પાસેથી યાચી લઈને એક નવા જનરલ ફૉન ફૉકન હાનને ત્યાં મોકલાવ્યો. કમાલે અનવરની ઘણી સમજાવટ છતાં એ પરદેશીના હાથ નીચે કામ કરવાની ચોકખી ના પાડી દીધી. જો ફરજિયાત તેના હાથ નીચે અનવર તેને મૂકે તો આખી પ્રજા ઉશ્કેરાઈ જાય એમ હતું, એટલે શિષ્ટાચાર બનાવવા તેણે કમાલને અચોક્કસ મુદ્દત માટે માંદવાડની રજા આપી લશ્કરમાંથી છૂટો કર્યો.

આમ કમાલ નોકરીથી છૂટો થયો. એના ગજવામાં ત્યારે એક પા[illegible] ન હતી; પણ એના અનુયાયીઓ ને પ્રશંસકો ઘણા હતા ને સીરિયાના સરમુખત્યાર જેવો જમાલ પાશા પણ તેમનામાંનો એક હતો. જર્મન લાગવગથી પહેલેથી જ નારાજ રહેલા એ સરદારે કમાલને બે હજાર પૌંડ આપ્યા ને તે કૉન્સ્ટાન્ટીનોપલની પેલેસ હૉટેલમાં જઈ રહ્યો.

આ સડેલા તંત્રનું ભંગાણ શોધતા કમાલે થોડા સમય સુધી તો કશી જ પ્રવૃત્તિ ન કરી. તેને ખાત્રી હતી કે તુર્કને પોતાની નબળાઈ ને મૂર્ખાઈ માટે વધુમાં વધુ ખમવું પડશે. અનવર ને તેના સલાહકાર તત્કાલન જમાલને પદભ્રષ્ટ કરવા જ જોઈએ એમ તેને લાગ્યું, પણ બહાર પડવાનું એની પાસે ત્યારે કશું સાધન ન હતું.

એ સાધન પણ ઓચિંતું જ તેને આવી મળ્યું. તુર્ક જનરલ સ્ટાફના પ્રતિનિધિ તરીકે શાહજાદો વહીઉદ્દીન જર્મન સરહદની મુલાકાતે ઊપડવાનો હોઈ, તેની સાથે જવા માટે નાઝી પાશાએ કમાલને નિમંત્રણ આપ્યું. ઊપડવાને આગલે દિવસે જ કમાલ શાહજાદાની મુલાકાત લઈ આવ્યો.

આંખો મીંચી રાખી, અરધા કલાકે સવાલનો જવાબ આપનાર, તુર્કીના મૂર્ખમાં મૂર્ખ પ્રતિનિધિ વહીઉદ્દીન સાથે કમાલની ટ્રેન, ૧૯૧૭ના ડિસેંબરની ૧૭મીએ જર્મન મુખ્ય મથક સ્પા પહોંચી. તેમનું સ્વાગત કરવામાં જર્મનોએ કંઈ બાકી રાખ્યું ન હતું લુડેન્ડૉર્ફ, હિંડનબુર્ગ ને કૈઝર સુદ્ધાં સ્ટેશને હાજર રહેલા. કમાલને લાગ્યું કે એ લોકો ખાલી તેમને બનાવવાની જ પેરવીઓ કરતા નવી નવી આશાઓ આપ્યે જતા હતા; બાકી તેની આંખોએ તો પહેલેથી જ પરાજય માપી લીધો હતો, ને પાછળથી જર્મન સૈનિકોમાં ફરી એ બાબત તેણે વધુ ચોકસ કરી હતી.

હૉટેલમાં તેમને અપાએલા ઉતા[illegible] કમાલ

તુર્ક સરહદ પરનું જર્મન લશ્કર ઉઠાવી લેવા માટે નાઝીમ પાશા ને શાહજાદાને સમજાવી રહ્યો હતો ત્યાં તો બારણા પર ટકોરો થયો ને ખુદ કૈઝર અંદર પ્રવેશ્યો. મુસ્તફાના જણાવવા પ્રમાણે સંપૂર્ણ સર્જનની પહેલી જ નજરે તેણે છાપ પાડી. તેણે તુર્કીએ આપેલા સાથ માટે આભાર માન્યો ને જણાવ્યું કે અનવર ધાર્યો જેટલું કામ આપી શકતો નથી. કમાલની ઓળખાણ થતાં તો આનાફાર્તાના વિજયી તરીકે કૈઝરે તેને વખાણી લીધો.

જર્મન મહત્ત્વાકાંક્ષાના એ પૂતળાએ કમાલ પર ખૂબ જ અસર પાડી. તેની હાજરીથી જ તે અંજાઈ જતો. એથી જુદી જ અસર, જેની આંખો વસ્તુઓની આરપાર જોઈ શકતી, જેની છટા મોતનું પૂરું મૂલ્ય જાણતી એ બુઝર્ગ હિંડનબર્ગે તેના પર કરેલી. કમાલે તેની પાસેથી જર્મન પરિસ્થિતિ જાણવા ઘણો પ્રયાસ કરેલો, પણ જ્યારે કોઈ અટપટો સવાલ તે રજૂ કરતો ત્યારે જાણે સાંભળ્યું જ ન હોય તેમ એ બુઢ્ઢો રાજદ્વારી તરત ટેબલ પરથી એક સીગારેટ લઈ, 'જનાબ, એક પીશો?' કહેતો તેની સામે ધરતો ને સીગારેટના ધુમાડા સાથે સવાલ પણ ઉડાવી દેતો!

કમાલને પ્રતીતિ થઈ ગઈ કે જર્મનીએ જણાવ્યા જેટલું ભવિષ્ય આશાભર્યું ન હતું. રાજકારણી કાવાદાવા પાછળ પોતાને તદ્દન નિષ્ક્રિય રાખી રહેલા વહીદુદ્દીનને એ માટે તેણે ઘણો ઠપકો આપ્યો અને જો એ સહાય આપે તો રાજતંત્રમાં પલટો આણવાની તેણે ખાત્રી આપી. શાહજાદાએ તે કબૂલ રાખ્યું.

એ જ વખતે કમાલ પર ગુર્દાના દર્દનો સખ્ત હલ્લો થયો એટલે વહીદુદ્દીનને જવા દઈ તે કાર્લસબાદના દવાખાનામાં તબીબી સારવાર માટે રોકાયો. ત્યાં જ તેને ખબર મળી કે વહીદુદ્દીન, સુલતાન મહમદ ચોથા તરીકે ગાદીએ આવ્યો હતો.

એવા અકસ્માતની વરધી યોગ્ય હતી કે અયોગ્ય એ વિચારવા જેટલો યે કમાલને અવકાશ નહોતો. ૧૯૧૮ના જુલાઈમાં કૉન્સ્ટાન્ટીનોપલ પાછો આવતાં જ તે પરબારો નવા સુલતાનને મળ્યો. 'બીજા કોઈ લશ્કરી અમલદારો તમારા મનને ગમતા આવે છે!' નવા સુલતાને પૂછ્યું.

'હા, ઘણા યે.' મુસ્તફાએ જવાબ આપ્યો.

'ઠીક છે; વિચાર કરીશું. ફરી મળજો.' તેણે જવાબ આપ્યો.

ને ફરી મળતી વખત સુલતાને પોતાના એડીકાંપ ઇજ્જત પાશાને બધો જ વખત પાસે બેસાડી રાખ્યો. આથી વાતચીત સાધારણ બાબતોથી આગળ વધી જ ન શકી.

કમાલે ત્રીજી વાર મુલાકાત લીધી. સુલતાને કબૂલ કર્યું કે બીજાઓના હાથમાં સત્તા હોય ત્યાં સુધી તે માત્ર પૂતળું હતો; પણ સાથે જ ઉમેર્યું કે, 'એ માટે મેં અનવર ને તલાતની સલાહ માગી છે.'

નિરાશ મુસ્તફા પાછો ફર્યો.

“બાયલો! નામર્દ! કાવતરાબાજ! ઇસ્તંબુલનો નાપાક શહેરી!!” આવા શબ્દોએ સુલતાનને નવાજતો કમાલ હૉટેલના પોતાના ઉતારામાં દાખલ થયો. આજ એનો ભ્રમ ભાગી ગયો હતો. થોડા જ વખત પહેલાં જે વહીદુદ્દીને તેની બધી યોજનાઓ સ્વીકારી લીધી હતી તે જ બાદશાહ, આજ તુર્કીના વિનાશનો માર્ગ સુગમ બનાવવા મંડ્યો હતો. નિરાશ મુસ્તફા આત્મપ્રતીતિપૂર્વક ગણગણવા લાગ્યો: 'હું—હું જ તુર્કીને ઉદ્ધારી શકીશ. બીજું કોઈ નહિ.'

ને એ નિરાશ હતો તેથી શું થયું? આગમ નેતાને કશું અશક્ય છે જ નહિ. ભવિષ્ય જેમ વધુ ગૂઢ, વધુ અચોક્કસ, તેમ તેને પોતાના કાબૂમાં લાવવાની તેને શક્યતા વધુ દેખાય છે. ભાવિ તેને મન કાચી માટી છે. ચાહે તેવા તેના ઘાટ એ ઘડે!

કોઈ કલાકાર સમી કમાલની નિવૃત્તિની એ રસસમાધિ એચિંતી તૂટી ગઈ. જર્મનીનો પરાજય થયો હતો. તુર્કી હારી બેઠું હતું. અંગ્રેજોની તેના પર પૂરી સત્તા જામી હતી ને અનવરની શાસક ત્રિપુટી દેશ મૂકી નાસી ગઈ હતી. સુલતાને પોતાના એડીકાંપને વડો પ્રધાન નીમી દીધો હતો ને મિત્રરાજ્યો જોડે મુદ્રોસની સંધિ કરી હતી.

પણ સીરિયા, પાલેસ્ટાઈન, અરબસ્તાન, મિસર, ઇરાક વગેરે ખોયા છતાં હજુ મિત્રરાજ્યોનો ડોળો તુર્કી પરથી ખસતો ન હતો. તુર્કી જો ટકાર ન રહી શકે તો તેનું નામનિશાન પણ રહેવું મુશ્કેલ હતું. શસ્ત્રસંન્યાસને મહિનો થઈ ગયા છતાં તેમના લશ્કરે

તેની સીમાઓ છોડી ન હતી. ઇટાલિયનો પીરામાં, ફ્રેંચો ઇસ્તંબુલ ને સૅલિશિયામાં ને અંગ્રેજ બારકસો હજુ ડાર્ડેનલ્સમાં પડ્યાં રહ્યાં હતાં. તુર્કીનાં બંદરો, લશ્કર, પોલીસ, બધું એ તપાસના હતા. તુર્ક ઓરતો-ની હસમત સુદ્ધાં લૂંટવા લાગ્યા હતા.

આ બધું જોઇ સળગી જતા કમાલે ફરી એક વાર સુલતાનની મુલાકાત લીધી. 'પરાજિત, છતાં આપણી આટલી હદ સુધીની કાયરતા? આપણો રાષ્ટ્રીય જુસ્સો યે મરી જવા દેવો છે?' તેણે બધો ઊકળાટ ઠાલવ્યો, પણ પહેલાંની મુલાકાતો જેટલી જ એની અસર થઇ.

અરધા દગાબાજ ને અરધા નિષ્પ્રાણ રાજદ્વારી-ઓથી કંઇ વળવાનું નથી એમ નક્કી કરી, કમાલ ફરી બહાર પડ્યો. તેની શાખ પ્રતિષ્ઠિત હતી. તુર્કીની ઇજ્જત સાચવવાની તેણે ઘોષણા કરી. દરેકે દરેક તુર્કને પણ એ જ જોઇતું હતુ, ને એને પહોંચી વળાશે, અત્યાર સુધી હિંમતથી પોતાને સાથ દેનાર આરીફ ને ફતેહની સહાય લઇ કમાલે રાષ્ટ્રવાદીઓને સંગઠિત કરવામાંડ્યા.

અંગ્રેજોને આ બાતમી પહોંચી કે તરત જ માલ્ટા દેશનિકાલ કરવા લાયક તુર્કોની યાદીમા કમાલનુ નામ પણ ઉમેરાઇ ગયુ. તેમના હાથમા પકડાતો માત્ર થોડા કલાક માટે જ એ બચી ગયો ને ૧૯૧૯ના મેની ૧૯મીએ તે રેફત અને આરીફ સાથે કાળાસમુદ્ર કાંઠેના સમસુન બંદરે ઊતરી પડ્યો.

આરીફ તો પોતાના પક્ષમાં હતો જ. કમાલે રેફતને યે પોતાના પક્ષમા લીધો. સમસૂનમા પગ મૂકતી વખતે જ તેણે જિંદગીના નિશ્ચિત ધ્યેયે પળવાનું નક્કી કરી લીધુ, ને તે બને તેટલું વહેલું નજીક આણવા રાષ્ટ્રવાદી તુર્કોની એક સભા તેણે અમાસિયામા બોલાવી. અર્ઝરમના કમાન્ડર કાસિમ કારા બકીર ને અલી ફુઆદ પાશા ઉપરાંત બાલ્કન યુદ્ધમા 'હમીદિયા'ના કપ્તાન તરીકે સારી મુસ્લીમ આલમમા માનીતો બનેલો રૌફ પણ ત્યાં આવી મળ્યો. 'તુર્કીએ પોતાનો બચાવ યાચના-ઓથી નહિ પણ બૅયોનેટોથી કરવો જોઇએ.' પરિસ્થિતિ-નો ઉકેલ આણવા સિવાસ મુકામે આખા તુર્કીનું પ્રતિ-નિધિત્વ ધરાવતી કૉંગ્રેસ ભરવાનું તેમણે નક્કી કર્યું.

કમાલ હવે બેકાર બનેલા બધા સૈનિકો પોતાની આસપાસ એકઠા કરવા લાગ્યો. બ્રિટિશ તોપોના રક્ષણ નીચે ગ્રીકો સ્મર્નામાં આગળ વધવા લાગતાં કમાલ તેમને હઠાવવા તૈયાર થયો. સુલતાનને આ ખબર પડી ને તેણે કમાલને રાજીનામું આપી દેવ લખ્યું. તે તૈયાર જ હતો. સુલતાને તેને કૉન્સ્ટાન્ટી-નોપલ ચાલ્યા આવવા લખ્યું. 'નહિ, તુર્કી સ્વતંત્ર બનશે ત્યાં સુધી હું આનાતોલિયામાં જ રહીશ.' તેણે જવાબ લખ્યો ને સિવાસમાં ભરવાની નક્કી થએલી કૉંગ્રેસ માટે પ્રાન્તેપ્રાન્ત વિનતિપત્રો લખી નાખ્યા: 'દેશ જોખમમાં બેઠો છે, મધ્યસ્થ સરકાર પોતાની કામગીરી બજાવવા અશક્ત છે; રાષ્ટ્રના સંકલ્પ ને શક્તિ પર જ બધો મદાર છે. સિવાસની કૉંગ્રેસમાં તેની પુરી છણાવટ થશે. દરેક પ્રાન્ત પોતાના ત્રણ પ્રતિનિધિઓ મોકલી આપે.'

કૉંગ્રેસ ભરાઇ ને કમાલ પોતાના મુદ્દા સમજાવવા ઊભો થયો, ત્યાં તો કાસિમ કારા પર તેને પકડવાનો ને કૉંગ્રેસ વિખેરી નાખવાનો હુકમ આવી લાગ્યો. કમાલ પકડાય તો માલ્ટા દેશનિકાલ થવા કરતાં યે ફાંસી મળવાનો સંભવ વધુ હતો. ખૂબ જહેમતે કાસિમ કારાને રૌફે સમજાવ્યો કે 'સુલતાનને વફાદાર રહેવા કરતાં તુર્કીને વફાદાર રહેવાની આપણી ફરજ વિશેષ અને જરૂરી છે.'

સિવાસમાં સુલતાનીથી જુદી રાષ્ટ્રીય સરકાર સ્થાપવામા આવી. કમાલે પોતાને તેનો પ્રમુખ નીમવાનો ઠરાવ મૂક્યો. વકીલો અને કહેવાતા શોખીન રાજદ્વારીઓ, જેમને પોતાના કલ્પિત આદર્શો જ ચર્ચવાની ને આશ્વાસન પામવાની ટેવ હોય છે, તેમણે એનો વિરોધ કર્યો કમાલે કહ્યું, 'દોસ્તો, ઇતિહાસ સાક્ષી પૂરે છે કે રાષ્ટ્રને કોઇ મહત્કાર્ય ઉઠાવતી વખતે એક ને એક નેતાની જરૂર રહે છે જ. સંકટની પળોમાં ધ્યેયને પહોંચવા ચર્ચાઓ તદ્દન નકામી નીવડે છે. કેટલાકો અમેરિકા જેવા રાજતંત્રના, તો કેટલાક ફ્રેંચ અથવા બ્રિટિશ રાજતંત્રના રાહે તુર્કીને દોરવાનુ કહે છે, પણ એ તો આત્મઘાત જેવું છે. તુર્કીએ પોતાનો ઉગાર પોતામાંથી જ મેળવવો જોઇએ.'

લાગલાગટ છ કલાક બોલતા રહેલા કમાલ સામે કોઇની મજાલ ન હતી કે વિરોધ ઉઠાવી શકે. ને એના જેટલો વિશ્વસનીય નેતા યે બીજો કોણ હતો? કમાલ જ આ નવી રાષ્ટ્રીય સરકારનો પ્રમુખ નિમાયો.

અશોક હર્ષ

(ચાલુ)

# ચિત્રકલામાં સ્વશિક્ષણ

ચોરસો આંકીને ચિત્ર કરવાના ગયા હફતામાં બતાવેલા પ્રયોગોમાં કોઇને પણ પહેલા પ્રયાસે થોડી યે સરળતા અને સફળતા મળવાની જ. પછી જેમ જેમ હાથમાં પકડાઇ આવે ને નજરમાં ચોકસાઇ આવતી જાય તેમતેમ એ ચોરસોનું કદ, મોટું કરતા જવું. શરૂઆતમાં એક ચિત્ર પર ઘણાં ચોરસ ખાનાં પાડવા પડે, પણ ધીરેધીરે તેથી બમણા માપનાં ચાલી શકે. (જુઓ પાછળની આકૃતિઓ.) એક ઇંચના ખાનામાં ચિત્રની રેખાઓ સમાતો તેના કરતાં બે ઇંચનાં ખાનાંથી કામ લેતાં વધુ આકૃતિ સાચવી લેવી પડે જ. છેવટમાં છેવટ તમારે મહત્ત્વની રેખાઓ તૈયાર કરી, ચિત્રને બીજા કાગળ ઉપર ઉતારવાનું એટલે કે ટ્રાન્સફર કરવાનું કામ કરવાનું છે. પેન્સિલની એકસરખી, સ્વચ્છ અને ચોક્કસ રેખાનું મહત્ત્વ બહુ જ છે અને તે બાબત વારંવાર ભાર મૂકીને યાદ આપવી પડશે જ; કારણ કે આરંભકો ચિત્રને પૂરૂં કરી નાખવાને અધીરા હોય છે હજુ તો પાયાનું કામ બરાબર થયું ન હોય તે પહેલાં તો તેઓ શાહીથી ચિત્રને પાકું કરી નાખવા કે રંગ પૂરવાને આગળ પડે છે.

સાવ શરૂઆત કરનારા પણ, પ્રાથમિક ઉત્સાહમાં ને ઉત્સાહમાં એટલી બધી લીટીઓ એકીસાથે દોરી નાખે છે કે છેવટનું ચિત્ર કરવામાં સરળતાને બદલે ગૂંચવાડો ઊભો થઈ જાય છે. પણ આપણને તો બહુ જ થોડી અને જરૂરી લીટીઓનું જ કામ હોય છે. મુખ્ય રેખામંડળ બંધાય તેટલી થોડામાં થોડી લીટીઓ હોય તો જ સારૂં.

આ સાથેના નેપોલિયનના છેલ્લા રેખાચિત્રમાં જોશો તો જોઇએ એટલી લીટીઓથી જ આકૃતિ સાફ જણાઇ આવે છે. વળી એ લીટીઓ પણ ઘાટને અનુરૂપ દેખાવી જોઇએ. તે ચિત્ર ખાનાં પાડેલા ચિત્ર ઉપરથી ટ્રાન્સફર કરવામાં (બીજા કાગળ પર ઉતારી લેવામાં) આવ્યું છે. એમાં ચિત્રની માત્ર આકૃતિ દર્શાવતી રેખાઓ રાખી ખાનાંઓ પડતાં મૂકેલાં છે.

આના જેવી સાવ ઝાંખી ભૂરી પેન્સિલની આઉટલાઇન ઉપર તમે ટાંક અને શાહીથી કામ આગળ લઈ શકો છો. એમાં સફળ ન થાઓ તો બીજી વાર ટ્રાન્સફર કરો અને જરૂર પડે તો અસલ ખોખા ઉપરથી ત્રીજી વાર પણ કરો. દરેક વારના પ્રયત્નમાં તમને કંઇક નવી જ પ્રણાલી કે નવી તકલિફ અને વધુ યોજના તથા સુધારો માલૂમ પડવાનાં.

જે વિદ્યાર્થી એમ માને કે આ પ્રથમ ખોખું કરી, પછી બીજા કાગળ પર ઉતારવું એ નકામી પંચાત છે તે ખરેખર ભૂલ કરે છે. જો ખરેખરી પ્રગતિ સાધવી હોય તો આ જ સારામાં સારી રીત છે. ચિત્રકળામાં તમે કામનું પ્રમાણ કેટલું ઉતારો છો તે ગણવાનું નથી; પણ તમે જે કામ કરો છો તેમાં ગુણ કેટલો ઉતરે છે તે જ જોવાનું રહે છે.



કોઇ ચિત્ર અથવા ફોટોગ્રાફની નકલ નાની, મોટી કે સરખી ઉતારવા માટે શિખાઉ વિદ્યાર્થી તેના પર આવી રીતે ખાનાં પાડી ગયા હફતામાં બતાવેલી રીતે કામ શરૂ કરશે તો સાધારણ સફળતા તો મળશે જ. ચિત્રને લીટીઓથી બગડવા દેવું ન હોય તો ઉપર આછો ટ્રેસિંગ કાગળ અથવા હાલ બજારમાં સીલોફીન પેપર મળે છે તે ચોડી તે પર ખાનાં પાડવાથી ચિત્ર જેવું ને તેવું રહેશે અને ઉપરથી માપ મેળવી શકાશે.

(આગળ વિગતો માટે પાછળની આકૃતિઓ જુઓ)

⁂

સરસ ચિત્રો ઉપજાવવામાં ખરેખરા અગત્યનાં પ્રયત્નની જરૂર છે એ કદી ભૂલવું નહિ, એક ચિત્ર સુધારી ફરી વાર કરો, વધારે સુધારો અને વળી ફરી કરો, અને તે તમારૂં સર્વોત્તમ કામ બને એવું કરો, તો કઢંગાબંધ ખેંચી મારેલી, ઉતાવળી, અચોક્કસ નકલો કરતાં તે વધારે સ્તુતિપાત્ર બને છે. જ્યારે અસલથી જરા યે જુદું ન બતાવી શકાય એવું કરો ત્યારે જ ધન્યવાદ.

આંખ, હોઠ, કાન વગેરે દોરવામાં વધુ ચોકસાઇ અને બારીકીની જરૂર પડે છે. તે વખતે તેના પર પડેલા ચોરસમાં પણ અરધોઅરધ ભાગ કરવાથી વધારે ચોરસો નાખી શકાય અને ચોકસાઇનું ધોરણ પાળી શકાય. ઘણી વાર ચોરસના ચારે ખૂણાથી લીટીઓ દોરી ચોકડી પાડવાથી યે અનુકૂળતા મળે છે.

(પાછળ જુઓ:) ર.મ.રા.

દીવાસળીઓને (મોગરો ચોંટાડતાં પહેલાં) ફટકડી, સોડિયમ ફૉસ્ફેટ (sodium phosphate) અથવા ઍમોનિયમ ફૉસ્ફેટ (ammonium phosphate)ના દ્રાવણમાં બોળી રાખવામાં આવે છે. આને લીધે દીવાસળી હોલવાઈ ગયા પછી મોગરો ખરી પડતો નથી.

[૩] એના પ્રકાર અને બનાવટ

આપણે વાપરીએ છીએ તે ઉપરાંત અત્યારે બાજી જાતની દીવાસળીઓ અસ્તિત્વમાં છે અને તે Strike-anywhere Matches (જ્યાં ઘસો ત્યાં સળગે એવી દીવાસળીઓ)ના નામથી પ્રખ્યાત છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકામાં આવી દીવાસળીઓ પુષ્કળ વપરાય છે. આ જાતની દીવાસળીના મોગરાને બે પડ હોય છે: ઉપલા પડમાં ફૉસ્ફરસ સેસ્ક્વીસલ્ફાઇડ[૧] (phosphorous sesqui sulphide) વગેરે જલદી સળગી ઊઠે તેવા પદાર્થો હોય છે અને નીચલા પડમાં ગંધક, રાળ અને પોટૅશિયમ ક્લોરેટ હોય છે. ઘર્ષણને વધારે અસરકારક બનાવવા માટે કાચની ભૂકી પણ મેળવવામાં આવે છે. દીવાસળીના મોગરાને મોહક દેખાવ આપવા માટે કેટલીક વાર અંદર રંગો પણ નાખવામાં આવે છે અને સળગતાં એ સુંદર વાસ આપે માટે કેટલીક જાતની દીવાસળીઓમાં ધૂપ પણ નખાય છે. આ સાથે દીવાસળીની હરીફ, જે 'સિગાર લાઇટર'ને નામે ઓળખાય છે તેનું સહેજ ઓળખાણ કરવું ઠીક પડશે. સેરિયમ (cerium) અને લોખંડની મિશ્રધાતુ (alloy)ને જ્યારે પોલાદની પટ્ટી ઉપર ઘસવામાં આવે છે ત્યારે આ મિશ્રધાતુની રજકણો છૂટી પડતાં તેમાંથી તણખા ઝરે છે. ચકમક અને લોઢું ઘસી અગ્નિ ઉત્પન્ન કરવાની આપણી બાપદાદાની રીતમાં અને આમાં તફાવત નહિ જેવો છે. આ સૅરિયમને આપણા હિંદમાં આવેલા ત્રાવણકોરની મોનેઝાઇટ રેતીમાંથી ઉત્પન્ન કરવામાં આવે છે.

જ્યાં પુષ્કળ ઠંડી પડે છે એવા પ્રદેશોમાં ઊગતા કોનીફેરસ પાઇન (coniferous pine) વૃક્ષોનું લાકડું દીવાસળી માટે આદર્શ લાકડું છે. જ્યાં એ ઊગે છે, તે સ્થળે બનતી દીવાસળી સુંદર હોય એ સ્વાભાવિક છે. સ્વીડનમાં બનતી 'ફ્લાવર બાસ્કેટ'ના ચિત્રવાળી દીવાસળીની પેટીઓ આપણે ત્યાં પહેલાં ખૂબ વપરાતી અને હું ધારું છું કે આપણામાંના ઘણાએ તે જોઈ પણ હશે. હિંદમાં દીવાસળીનું લાકડું પહેલાં બહારથી આયાત થતું પણ હવે હિમાલયના પ્રદેશમાંથી તે લાવવામાં આવે છે. દીવાસળીનું ખોખું તો દેવદારનું બનાવાય છે.

કારખાનામાં દીવાસળી જથ્થાબંધ કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તેના લંબાણમાં ઊતર્યા વગર એટલું જ જણાવું બસ થશે કે, લાકડામાંથી સળીઓ બનાવવાનું, એ સળીઓને અમુક માપમાં કાપવાનું, તે પર અગ્નિદાહક પદાર્થો લગાડવાનું, અને તેમને પેટીઓમાં ગોઠવવા સુધીનું બધું કામ યંત્ર વડે જ થાય છે. ખુદ દીવાસળીની પેટીઓ, અને તેમના ઉપર ચોંટાડવાના 'લેબલો' તેમજ એ પેટીઓની ગણતરી કરવાનું કામ પણ યંત્રો જ કરે છે. આ રીતે એક જ કારખાનામાં દિવસની ૫૦,૦૦,૦૦૦ દીવાસળી એકસામટી બનાવી શકાય છે.

[૪] ભવિષ્ય

આદર્શ દીવાસળીની આપણી વ્યાખ્યા ઉપરથી, અત્યારની દીવાસળી ઉપર કેટલા સુધારાઓ ભવિષ્યમાં થઈ શકે તે નક્કી કરી શકાય:

(૧) આદર્શ દીવાસળી જરા પણ ધુમાડા વગર અને સહેજ પણ ખરાબ વાસ વિના બળવી જોઈએ.

(૨) ચોમાસામાં ભેજથી ખરાબ થઈ જવી ન જોઈએ.

(૩) તેની બનાવટમાં વપરાતા પદાર્થો એકદમ સસ્તા જોઈએ. ફૉસ્ફરસ સૅસ્ક્વી-સલ્ફાઇડ ઘણો મોંઘો છે.

(૪) તેના પર મોગરો ચોંટાડવા માટે ગુંદર કરતાં કોઈ વધુ સારી વસ્તુ મળવી જોઈએ.

આ ઉપરાંત, પોટૅશિયમ ક્લોરેટને બદલે સોડિયમ ક્લોરેટ (sodium chlorate) પણ વાપરી શકાય. તેને મીઠામાંથી ઉત્પન્ન કરવામાં આવતો હોઈ બહુ સસ્તો પડે છે. આ પ્રમાણે દીવાસળીનો આદર્શ નજર સન્મુખ રાખતાં આપણે ઉત્તમ પ્રકારની દીવાસળીના પરિચયમાં આવવા ભાગ્યશાળી થઈશું એવી આશા રાખીએ.

---

૧ આ પદાર્થ—$P_4S_3$—ફૉસ્ફરસ અને ગંધકને ધીમે તાપે બાળવાથી બને છે તેને બનાવતી વખતે રાસાયણિક સંયોગથી પુષ્કળ ગરમી ઉત્પન્ન થાય છે. હવામાં આ પદાર્થ ૧૦૦° સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને બળે છે અને ઠંડા પાણીની તેના ઉપર સહેજ પણ અસર થતી નથી. ઊકળતું પાણી તેને હાઇડ્રોજન સલ્ફાઇડ અને ફૉસ્ફરસ ઍસિડ એ બે વસ્તુઓમાં ફેરવી નાખે છે.

# ચવિત્રાંબાજ ચિતારો

## જેણે મધ્યયુગના યુરોપને પોતાની કળાથી એટલું જ પોતાનાં ટીખળોથી પ્રફુલ્લ બનાવી મૂકયું

❖

એફ. મટાનિયાના
લેખ અને ચિત્રો
ઉપરથી

'અયા એય! હવે તો ઊઠો! હજુ ક્યાં સુધી ઘોર્યા કરવું છે? ઊઠો! ઊઠો!'

પહેલાં તો, આ સાદ જાણે દૂરથી આવતો હોય એમ જુવાન બૉનામિકોને લાગ્યું, પણ પછી તો પાસે ને પાસે આવતો જતો એ તેના કાનમાં ગાજી ઊઠ્યો.

ઓ ખુદા! તોબા છે આ તો!

એ કશ સ્વપ્નાં જોતો ઊંઘમા નહોતો પડી રહ્યો; પણ સૌંદર્યના ઝાંખા આશ્લેષોમાંથી દિવ્યતામાં તરતું તેનું મગજ તરંગે ચડી ગયું હતું. તાજા લોહીભર્યા જુવાનોના ભેજાંને, મસ્ત નિદ્રા ભોગવ્યા પછી જે ખુશનુમાઈ અને તાઝગી મળે છે એવી સ્મૃતિના ધાંધલ વગરની, તારુણ્યને છાજતી, ગુલાબી કલ્પનાઓ એમાં ઘૂમી રહી હતી.

'એ અઘોરી! સાભળ્યું કે નહિ! ઊઠ! ઊભો થા!'

ઘોઘરા અવાજવાળો," બૉનામિકોનો માસ્ત્રો (શિક્ષક) આંદ્રી તાફી રોજ સૂર્યોદય પહેલાં ઊઠતો. ગુરુના ધોરણે જ શિષ્યે ચાલવું જોઈએ એવી .



તેરમી સદીના ઇટાલીનો મશ્કરો ચિતારો બૉનામિકો બફલમાકો

એની દૃઢ માન્યતા હતી. અને સવારમાં તેના ચિત્રગૃહમાં એકેએક વિદ્યાર્થી હાજર જ રહે એવો એનો આગ્રહ હતો. એમ છતાં, બધાને પથારીમાંથી ઢંઢોળી ઉઠાડવા રોજેરોજ તેને જ આટો થતો.

ઍનામિકોને એણે જગાડવા માંડ્યો હતો; પણ એ તો બોલે જ શાનો? છેવટે જ્યારે ગુરુનો ગુસ્સો અને બરાડા અસહ્ય થયા ત્યારે ફૂંફાડા કરતો ને લોચા વાળતો એ બેઠો થયો. એને બેઠો થતો તથા પથારીમાં આળસ મરડતો જોઇને માસ્ત્રો ચાલતો થયો, પણ જતાં જતાં ધૂંધવાતો તડૂકતો ગયો: 'પહોર દહાડો ચડતાં સુધીયે અઘોરીની આંખ ઊઘડી નથી થતી! નઘરોળ નહિ તો!'

ગુરુના સિધાવ્યા પછી ભાઇસાહેબ ઊઠ્યા. કૂવામાંથી ઝટઝટ પાણીની ડોલ ખેંચી કાઢી મોં ધોવા માંડ્યું, પણ મનમાં બે શબ્દો ગાજી રહ્યા: "અઘોરી! નઘરોળ!"

એમાં નઘરોળ શાનો? અસારમાં તે કોઇ ઊઠતું હશે? ઊઠીને શું કૂકડીના બચ્ચાને ફાંસી ધરવી હતી? વળી આ વખતે ચાતરવાનું યે શાનું? બુઢ્ઢાનું ચસકી ગયું લાગે છે!' ઍનામિકો મનમાં જ ફફડતો રહ્યો

તેરમા સૈકામાં સ્થાપિત ચિત્રશાળાઓ કયાં ગે હતી નહિ. ઉસ્તાદ ચિતારાઓ રહેવા ખાવાનો થોડો ખર્ચ લઇ પોતાને ત્યાં શાગિર્દોને ભણાવતા અને એ બધા ઉસ્તાદની સેવા કરતા—તેના કામમાં સહાય કરતા—ધંધો શીખતા. ઍનામિકોને પણ આ પુરાણા કારીગર આદ્રી તાફેની તાલીમ લેવા આવવું પડ્યું હતું. આંદ્રી જેટલો ધર્મચુસ્ત એટલો જ ડરકણ હતો અને ધર્મઘેલાઇ જેટલી જ વહેમીલી તેની પ્રકૃતિ હતી. એમ છતા વિદ્યાર્થીઓ ઉપર તો એની કડકાઇ જ રહેતી. તે ઘડપણને આરે હતો, છતા અથાક મહેનતનું જાણે પ્રતીક હતો.

મોં અને ગરદન પર ઠંડા પાણીની છાલકો મારવાથી ઍનામિકોનાં સ્વપ્ના સાથે ગુરુજી પરનો ગુસ્સો પણ ઊડી ગયો. આ જુવાનિયો ખુશમિજાજી, વિનોદી અને સૌને પ્રિય થઇ પડે તેવો હતો. ટીખળ કર્યા વગર એનો દિવસ જ ન વીતે.

એવામાં બીજા વિદ્યાર્થીઓ એને બોલાવવા આવ્યા. એ તૈયાર જ હતો. 'હજુ જરા પડ્યા રહેવું'તું ને?' એકે કહ્યું. 'કંઇ નહિ; માસ્ત્રો આવીને તને ઓઢાડી જતે!' બીજાએ ટાપશી પૂરી.

'અરે ભાઇ, હોજખમાં જરા વહેલા સીધાવો ને!' આખરે ચીડાઇને ઍનામિકો બોલ્યો અને બધા હસતા હસતા ચિત્રગૃહ તરફનો દાદર ઊતરી ગયા.

મંદિરમાં પ્રાર્થનાનો ઘંટ ગાજી રહે ત્યા લગી ઊંઘવાની આદતવાળા ઍનામિકોનું ધ્યાન એ દિવસે ચિત્રોમાં ન હતું. કંઇ નહિ તો દિવસ ઊગે ત્યાં સુધી તો પથારીમા પડ્યા રહેવાય એવી કોઇ યુક્તિ શોધવા એણે ભેજાનું દહીં કરી નાખ્યું.

ને છેવટ એ યુક્તિ એને મળી ગઇ! એ પુરાણા મકાનનું એક કાતરિયું ફંફોળતાં એક પટારો ખસેડ્યો ત્યાં નીચે વંદાનો મોટો જમાવ થએલો એણે જોયો. થોડી વાર તો આતુરતાથી એ નિહાળી રહ્યો. પછી સજ્જડ બંધ કરાય એવો એક દાબડો કાઢી એમાં ત્રીસ ચાળીસ વંદા ભરી લીધા ને એ સેતાની બારદાન પોતાની ઓરડીમાં છાની સંતાડી દીધું. 'હું નઘરોળ, કેમ? હવે જોઉં છું કોણ નઘરોળ થાય છે!'

કોઇ દિવસ નહિ ને તે દિવસે એ વહેલો સૂવા ચાલ્યો ગયો ઓરડીમાં આવી પેલો દાબડો ઉઘાડ્યો ને એકેએક વંદા પર કાગળની બે આંગળની ઊભી પટ્ટીઓ ચોડીને જાગતો બેસી રહ્યો. બુઢ્ઢા માસ્ત્રોને ઊઠવાને અરધા જ કલાકની વાર રહી ત્યારે દાબડો ઉપાડી હળવે પગે તેનાં બારણા આગળ તે પહોંચ્યો, અરધું બારણું ખોલ્યું અને પછી ઉપરની કાગળની પટ્ટીઓ સળગાવતા જઇ એકેક વાંદાને એ બંડની અંદર છોડતો ગયો. પીઠ પર બળતી રોશનીથી ભડકેલા જીવડા ઓરડીમાં આમતેમ દોડવા લાગ્યા. દેખાવ ભૂતાવળ જેવો બની રહ્યો.

થોડી વાર સુધી તો અંદરથી કશો અવાજ ન સંભળાયો પણ પછી ધીમેથી દબાએલો સ્વર અને કંઠભરેલું રુદન સંભળાયું: 'ઓ, માતા મેરી! જગદંબા!' બુઢ્ઢાના અવાજમા ધ્રુજારી હતી. મોં પર ગોદડું ઓઢી લઇ અંદર ને અંદર એણે પ્રાર્થના કરવા માંડી હતી.

ઍનામિકો બારણાંની ફાટમાંથી બધો દેખાવ નિહાળતો મજા લઇ રહ્યો હતો. આખરે એ બલાઓ ચારે બાજુ વેરાઇ જઇ અદૃશ્ય થઇ ગઇ. દિવસ ઊગ્યો ત્યારે આંદ્રીએ ગોદડું ઊંચુ કરી બાકોરામાંથી

જોયું કે હું. હવે ઊંઘવામાં વાંધો નથી. ચિત્રશાળામાં ઉસ્તાદ હજુ ન આવ્યા એ પર જાતજાતની અટકળો થતી હતી. કોઇ કહે, 'આજ તે બીમાર હશે.' ઑનામિકો કહે, 'અરે ના રે ના. ગુરુજી કદી બીમાર પડતા નથી.'

એવામાં માસ્રો હાજર થયા. એમના ચહેરા પરથી નૂર ઊડી ગયું હતું. 'છોકરાઓ, કાલે રાતે તમે આ મકાનમાં કશું જોયું હતું?' આવતાં વેંત જ તેમણે સવાલ કર્યો.

'ના જી.' જવાબ મળ્યો.

'ખરેખર? કોઇએ કશું નડોતું જોયું?' એમણે ફરી પ્રશ્ન કર્યો ને ફરી નકારમા ઉત્તર મળ્યો.

'પણ મેં તો જોયુ છે જ.' ક્રૉસ હલાવતો તે બોલ્યો. 'તોબા! તોબા! બહુ જ ડરામણો દેખાવ. હું ઊંઘવાનો વિચાર કરૂ છું ત્યા તો બારણાનો જરા અવાજ સંભળાયો ને એ જ પળે એક સેતાની જ્યોત જમીન પર ચાલતી ઓરડીમાં દાખલ થઇ લોખંડની પેટી તરફ વળી. એવામાં પ્રકાશ વધ્યો, અને, ખુદાના કસમ! પેલી વધુ આફતો મારી ચોમેર ઘૂમી વળી. મારાથી બૂમ તો ક્યાથી જ પડાય? મારો સાદ જ ફાટે નહિ ને?

મને લાગ્યું કે મારો અંજામ આવી ચૂક્યો. હું તો બહિસ્તના દેવો માત્રને પ્રાર્થના લાગ્યો. આંખો મીચી મોઢું ઓશીકા નીચે ઘાલી દીધુ. દિવસ ઊગ્યો અને ખુદાએ ઊભા થવાની હિંમત અને શક્તિ આપી ત્યારે એ આફતની ફોજ વચ્ચેથી નાસી આવ્યો. ઓ ખુદા! આ શા પાપ ફૂટચા? હું તો ઈસ્ટરના દરેક તહેવારે મંત્રોથી શુદ્ધિ કરાવું છું!'

ખરી વાત તો એકલો ઑનામિકો જ જાણતો હતો અને એણે તે બધાથી છાની રાખી હતી. એ દિવસે ચિત્રગૃહમાં કશું કામ થઇ શક્યું નહિ. ડોમાથી રાતનો પ્રસંગ કેમે ભૂલાયો નહિ. ઉચ્ચ કળાની ચર્ચામાંથી સૌ ભૂતકથાઓ કહેવાની સ્પર્ધામાં પડી ગયા. સાંજ સુધીમાં તાફીએ ઘર બદલી નાખવાનો નિશ્ચય કરી નાખ્યો. વાત વધી પડી. આ ઉપદ્રવનું નિવારણ કરવા પાદરીને પણ બોલાવવામા આવ્યો. એણે માસ્રોનું સમાધાન કરવાના ઉપાયો યોજવા માડચા ત્યારે ઑનામિકોએ પોતાનો ખુલાસો કરવાની તક મેળવી. એને ભાષણ કરતા પણ સરસ આવડતું હતુ. એ બોલ્યો:

'માસ્રોના ઘરમાં ભૂતપિશાચ તો કદી જ આવી ન શકે એટલી તેમની પવિત્રતા અને ધાર્મિકતા જોરવાળી છે. તેમના જેટલું ધર્મધ્યાન કોઇ કરતું પણ નહિ હોય. છતાં આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે ચિત્રકાર રહ્યા; આપણે પિશાચને ભયંકર રૂપે જ ચીતરીએ છીએ, તેથી આખી ભૂતસૃષ્ટિ આપણા ઉપર વેર રાખે એ સ્વાભાવિક છે . . .'

પાદરી સાહેબ આ બધુ ધ્યાનથી સાંભળી રહ્યા હતા અને અનુમતિમાં માથું હલાવતા હતા. ઑનામિકો બીજા મુદ્દા પર આવ્યો—

'વળી પાછા આપણે દેવો, દેવીઓ, સંતો વગેરેના ચિત્રો પણ દોરવામાં બાકી નથી રાખતા. ઠેરઠેર એમનાં જ ચિત્રો થઇ ગયાં છે. એ દરેક ચીતરામણથી આપણે સેતાની સૃષ્ટિને સીધુ અપમાન કરીએ છીએ અને બેફામ રીતે આ પિશાચો સાથે અથડામણમાં ઊતરીએ છીએ . . .'

'અરે, પણ તેમનો ત્રાસ દૂર કેમ રાખવો?' માસ્રો અધીર થઇ બોલી ઊઠ્યો.

'શાંત! ગુરુજી, હું એ જ મુદ્દા પર આવું છું. આ ભૂતપિશાચોનું બળ રાત્રે જ વધે છે. દિવસનો પ્રકાશ પરમાત્મા સૂર્યની સાથે ખેંચી લે છે, તે વખતે આપણ પામર મનુષ્યો પર એ ભૂતો જોર બતાવે છે. એટલે મારી તો આપને નમ્ર વિનતિ છે કે પરમાત્માનો પ્રકાશ ન આવે ત્યાં સુધી આપે આંખ ઉઘાડવી નહિ; અને આપ ધર્માત્માને કદી દુઃખ થવાનો પ્રસંગ નહિ આવે. શુદ્ધ અને પવિત્ર માણસની નિદ્રામાં ખલેલ કરવાની શક્તિ એ પિશાચોમાં છે જ નહિ.'

ઑનામિકોની આ વાતમાં પાદરી સાહેબે પણ સંપૂર્ણ સંમતિ દર્શાવી એટલે ઉસ્તાદે ઘર બદલાવવાનું માંડી વાળ્યું બીજે દિવસે ફ્લૉરેન્સ નગરીનો સોનેરી સૂર્યપ્રકાશ તેની બારી પર છવાયો ત્યારે જ તે ઊઠ્યો.

ફ્લૉરેન્સ ત્યારે પૂર્વગ્રહોનું ધામ હતું. દુનિયાને અજવાળનાર એની કાંતે જેવી મહાન પ્રતિભાઓ ત્યારે બાલ્યાવસ્થામા હતી. કળાનો આદર બહુ ઓછા વર્ગમાં જન્મ્યો હતો. જ્ઞાન હજુ પાદરીઓનો ઇજારો ગણાતુ ને જનતાને હાથ એ ન ચડે તેની ખાસ તકેદારી રાખવામાં આવતી.

દરેક નવા ગપગોળામાં માનનારા ત્યારે મળી



પીઠ પર બળતી રોશનીથી ભડકેલા વાંદા ઓરડીમાં આમતેમ નાસવા લાગ્યા ને ભૂતાવળ જેવો દેખાવ બની રહ્યો

આવતા ને એ પ્રમાણે ઍાનામિકોવાળી વાત પણ ખૂબ ચવાવા લાગી. પરિણામે કેટલા યે ચિત્રગૃહોએ રાત્રે કામ કરવાનું બંધ કરી દીધું.

ઍાનામિકો બફલમાકો ચિત્રકળામાં આધુનિક વિચારોનો પૂર્વજ હતો. તેના સ્વતંત્ર માનસે તેના કાર્યમાં પણ અભૂતપૂર્વ છૂટ આપી. તેની કૃતિઓએ લોકોની રસવૃત્તિ ઉત્તેજવા માંડી. યજ્ઞવેદી પર બળતી મીણબત્તી જેવા સદીઓના નઝાંખા પ્રકાશમાંથી તેણે કલાનો દીપક પ્રકટાવ્યો.

ચિત્રગૃહમાંથી છૂટા થયા પછી એણે પોતા પર જ બધું કામ ઉપાડ્યું ને એમાં એને સારી જેવી કીર્તિ મળી. થોડા વખત પછી ફ્લોરેન્ઝાના સ્ત્રીઓના મઠના ચિત્રકામ માટે તેને રોકવામાં આવ્યો. નાતાલ પહેલાં એણે પોતાનું કામ પતાવી લેવાનું હતું, જેથી સાધ્વીઓ નાતાલ ઊજવી શકે.

એને તો જોઇતી એકાંત મળી એટલે એનો પૂરો લાભ લેવા માંડ્યો. મઠને એણે પોતાનું નાનુંસરખું રાજ્ય બનાવી દીધું. ફાવે તેવો પોશાક પહેરતો ને ફાવે તે રીતે એ રહેતો.

પણ એની આ વર્તણૂકે બારણાંની તરડોમાંથી એને નીરખતી સિસ્ટરોના મનમાં શંકા ઉપજાવી. સુંદર ઝભ્ભામાં સજ્જ થએલા માસ્ત્રોને બદલે લાંબા પહેરણમાં આમ તેમ ફરતા ઍાનામિકોને જોઇ એમને થયું કે એ તો કોઇ સામાન્ય રંગરેજ છે. ઍાનામિકો બફલમાકો તો હજુ ચીતરવા આવ્યો જ નથી.

એમણે એ વાત મઠની સાધ્વી પાસે કરી. એ દોડતી ત્યાં આવી. ઍાનામિકોએ ઝૂકીને સલામ કરીઃ 'ગુડ મૉર્નિંગ, હોલી મધર! પ્રભુના તમને આશીર્વાદ હો. સેવકનું શું કામ છે?'

'આમીન, જુવાન!' એણે જવાબ આપ્યોઃ 'તને



બધી ગંભીરતા ભૂલાઇ ગઇ ને તોફાની વિદ્યાર્થિનીઓ જેમ હસતી કૂદતી બધી સાધ્વીઓ માસ્ત્રો ઑનામિકો આસપાસ એકઠી મળી

ઘણો વખત અહીં આવ્યે થઇ ગયો, પણ માસ્ત્રો ઑનામિકો હજુ કેમ નથી દેખાયા? કામ તો બધુ એમને કરવાનું હતુ.'

બીજો કોઇ હોત તો તો આ બનાવથી ઉશ્કેરાઇ જાત; પણ ઑનામિકોને મશ્કરી કરવાની આ સુગમ તક મળી હોય એમ લાગ્યુ. તેણે માસ્ત્રોને વાત કરવાની કબૂલાત આપી.

અને પછી પોતાની કામગીરી પર એ વળગ્યો. એક મોટા સ્ટૂલ પર બીજું સ્ટૂલ ગોઠવી, તે પર એક ચંબૂ મૂકયો. ચંબૂના નાળચામાં પીંછી મૂકી ભીંતને અડકતી એવી રીતે મૂકી કે જાણે ચિત્ર પર જ ફરે છે! ને પછી તેના પર એક લાબો ઝભ્ભો ઓઢાડી દીધો. બસ. પછી જાહેર વધાઇ આપી કે માસ્ત્રો ઑનામિકો ચીતરે છે. સાધ્વીઓ બાકોરામાથી માસ્ત્રોને શાંતિ અને આશ્ચર્યથી જોવા માંડી. એનો બાંધો, એની છટા અને ભવ્યતા પર ખુશ થઇ ગઇ!

ઑનામિકોએ પંદર દિવસ બહાર ફરી આવવાનો ઇરાદો કર્યો. સાધ્વીઓ તો દરરોજ માસ્ત્રોને નજરાવતી ગઇ. પણ એનો એકનો એક 'પોઝ' જોઇ પછી વિમાસણમાં પડી. એમાંની એક જરા હિંમતબાજ હતી. એ અંદર ગઇ ને નજીકને ઑનામિકોને જોવા લાગી. પણ ઓહ! એને ચહેરો જ કયાં હતો! બધી સાધ્વીઓને એણે એકઠી કરી. ધાર્મિક ગંભીરતા બધી ભૂલાઇ ગઇ ને તોફાની વિદ્યાર્થિનીઓ જેમ હસતી કૂદતી બધી સાધ્વીઓ માસ્ત્રો ઑનામિકોના કકડા કરવા માંડી. આ બાલબાજી એમને સમજાઇ ગઇ ને એ તેમને માટે યોગ્ય જ હતી એમ તેમને લાગ્યું.

પખવાડિયું રહી ઑનામિકો પાછો આવ્યો: 'કેવું કામ ચાલે છે?' આવતાં વેંત એણે પૂછયું. સાધ્વીઓએ પોતાની ભૂલ કબૂલ કરી. પછી તો બધી એની રમૂજ ને વાતો સાંભળવા એની આસપાસ એકઠી થવા માંડી. નાતાલના ઘંટ વાગ્યા ને ઑનામિકોએ પોતાનું કામ ખલાસ કર્યું.

પછીથી, સંત ફ્રાન્સિસના દેવળનું કામ એણે પૂરૂં કર્યા બાદ બિશપ ગીડોએ પોતાના દેવળનું ચિત્રકામ તેને સોંપ્યું. બિશપને એક પાળેલું જનાવર હતું. માણસોમાં જેવો ઑનામિકો એવો જનાવરોમા એ વાંદરો હતો. ઑનામિકોનું બધું કામ એણે એવી એકાગ્રતાથી જોયા

માંડ્યું કે કોઈ ડાહ્યામાં ડાહ્યો વિદ્યાર્થી પણ એવું નિરીક્ષણ ન કરે. ખાલી ચિત્રોની જ નહિ; રંગોની મેળવણીનું પણ તે નિરીક્ષણ કરતો!

સોમવારે ફરી શરૂ કરવા, એક શનિવારે ઍાનામિકોએ પોતાનું કામ બંધ કર્યું ને ઘેર ગયો. વાંદરાને પોતાનું કૌશલ્ય દેખાડવાની એ સરસ તક મળી ગઇ. જોઇએ એટલા રંગો ને પીંછીઓ જોઈ એ તો ખુશખુશ થઇ ગયો એક કુંડામાંથી બીજામાં ને બીજા-માંથી ત્રીજામાં તેણે રંગો મેળવવા માંડ્યા. પછી એક મોટું બ્રશ લઇ બફલમાકોના ચિત્રો ઘૂંટવા માંડ્યો.

ચિત્રનો એકે ભાગ એણે વગરસુધાર્યો ન રહેવા દીધો. પછી બાકી રહ્યા એટલા બધા રંગો, એકે ટીપું બહાર ઢોળ્યા વગર એણે એક મોટા કુંડામાં એકઠા કર્યાં ને નીચે કૂદી, ધરાઇધરાઇને પોતાની કામગીરી જોઇ, સંતોષ પામી પાછો પોતાને ઠેકાણે બેસી ગયો.

સોમવારે ઍાનામિકોની સ્થિતિ અવર્ણ્ય થઇ પડી! કલાકો સુધી એણે એનું કારણ ખોળ્યા કર્યું એને કોઇ દુશ્મનની અદેખાઇનું જ એ ફળ લાગ્યું ને ધુંવાં-ફુંવાં થઇ બિશપને જઇ વાત કરી. ક્રોધિત કલાકારને મહામુશ્કેલીએ બિશપે શાંત પાડ્યો. તેના ચિત્રોના રક્ષણ માટે હથિયારબંધ પહેરો મૂક્યો ને કોઈ અજાણ્યો અંદર ઘૂસવા આવે તો ત્યાં જ હાર કરવાની સૂચના આપી.

થોડા દિવસ વીતી ગયા પછી એક દિવસ ઓચિંતો કશો અવાજ સંભળાયો. પહેરેગીરો સાવધ હતા. ઘુસ-નારની કત્લ કરવા હળવે પગે તેઓ અંદર ગયા.

પણ એમની જરા યે દરકાર કર્યા વગર વાંદરાએ તો બેઠક પર જગ્યા લીધી ને પોતાનું કામ આદરી દીધું. પહેરેગીરોએ એને એમ ને એમ રહેવા દીધો ને ઍાનામિકોને કહેણ મોકલ્યું.

'માસ્તર, માસ્તર, અમે ગુનેગારને પકડ્યો છે.' એક જણે જઇ ઍાનામિકોને કહ્યું.

વેરનો મુશ્કેરાટ કરતા બફલમાકોએ પીંજર ઊપાડ્યું. 'પીંજરની જરૂર નથી' પહેરેગીરે કહ્યું. તેને લાગ્યું કે એમણે પોતાનું કામ પતાવી દીધું હશે એટલે એમ ને એમ તેની સાથે ચાલ્યો.

આવીને ગુનેગારને જોતાં જ ઍાનામિકો ખડખડાટ હસી પડ્યો ને પછી ગયો સીધો બિશપ પાસે.'મહેરબાન, આવો મહાન ચીતારો તમારે ત્યાં હોવા છતાં મને



બ્રશ લઇ ઍાનામિકોનું ચિત્ર એ સુધારવા લાગ્યો

નાહકનો શા માટે ફ્લૉરેન્સથી બોલાવ્યો? મારી ઢબ તમારા વાંદરાને પસંદ નથી પડતી. એને માત્ર રંગો મેળવવાનું જ્ઞાન નહોતું; પણ તે યે હવે એ શીખી ગયો છે.

ભાઇબાપા કરી માંડમાંડ ત્રીજી વખત બિશપે ઍાનામિકોને સમજાવ્યો. વાંદરાને ધટતી સજા થઇ. લાકડાના પીંજરામાં એને પૂરવામાં આવ્યો, જ્યાંથી એ ઍાનામીકોનાં ચિત્રો જોઇ બળ્યા કરતો

એક દિવસ ઍાનામિકોને એનો મિત્ર બ્રુનો મળવા આવ્યો. 'મારા પાત્રો શું કહેવા માગે છે એ દુનિયાને હું કેમ સમજાવું?' એણે સવાલ કર્યો. ઍાનામિકોએ તરત પીંછી લીધી. ચિત્રમાં એક સ્ત્રીના મોં આગળ પરપોટો મૂક્યો ને તેમાં એને કહેવાના શબ્દો મૂક્યા. એ પછી તો એ પદ્ધતિ ખૂબ ફેલાઇ. જૂનાં ચિત્રોમાં અને આજનાં કાર્ટૂનોમાં એ ખૂબ દેખાય છે, પણ એનું મૂળ તો બ્રુનો અને ઍાનામિકોની આ મજાકમાં જ રહ્યું છે.

હવે ઍાનામિકોની સ્વાભાવિક મજાકનું એક બીજું ઉદાહરણ આપી આ પ્રકરણ આટોપીએ.

કૅલ્શીનિયાના એક દેવળમાં, હાથમાં બાળક વાળી માતા મેરીનું ચિત્ર દોરવા તેને રોકવામાં આવેલો. એણે એ કામ ખલાસ કર્યું, પણ એના મહેનતાણાને બદલે માત્ર આભારના શબ્દો જ એને મળ્યા. એણે કંઇ ન કહ્યું. ચિત્ર ખુલ્લું મૂકવાના આગલે દિવસે



ઑનામિકોમાતા મેરીના હાથમાનું રીંછનું બચ્ચું પાણીથી ધોવા લાગ્યો

અફવા ઊડી કે ઑનામિકો ગુમ થયો છે. ચિત્ર દોરાવનાર એનો ઘરાક તો એથી ખૂબ ખુશ થયો. એ સીધો દેવળમાં ગયો ને ચિત્ર ખોલી જોતા જ ભડકી ઊઠ્યો. મેરીના હાથમા બાળકને બદલે રીંછનું બચ્ચું!

એની સ્થિતિનો તો ખ્યાલ કરો! બીજે દિવસે તો એની ઉદ્‌ઘાટનક્રિયા હતી અને સારી પ્રજા એ મહાન કૃતિ જોવા આવવાની હતી! ઘરાક તો પૂરપાટ ફ્લૉરેન્સ ઊપડ્યો ને ઑનામિકોને ખોળી કાઢ્યો. ઑનામિકોએ તરત પોતાના મહેનતાણાના પૈસા માગ્યા. ગરજના માર્યો એના મહેનતાણાથી યે વધુ પૈસા ઘરાકે ચૂકવ્યા.

ઑનામિકો દેવળમાં આવ્યો. હાજર રહેલા બધાને શંકા હતી કે ધારેલા વખતમાં એ પૂરું કરશે કે નહિ. પણ એણે તો તરત પાણીની એક ડોલ ને વાટળી મગાવી ને ચિત્રને ધોવા મંડી પડ્યો.' ધોવાતું ગયું તેમ ચિત્ર પરથી રંગનો જૂડો ઊતરતો ગયો ને થોડીવારમાં જ રીંછના બચ્ચાને બદલે બાળક પ્રગટ થયું. પૂરી બે મિનિટ પણ એ કામને ન લાગી!'

ઘરાક તો એ જોઇ મુગ્ધ થઇ ગયો: 'તમને તસ્દી આપ્યા વગર જ હું એ કરી શકત.' તે બોલ્યો.

'તસ્દી નહિ, પણ મને પૈસા આપ્યા વગર જ.' છેવટ સુધી રમૂજી ઑનામિકોએ એનું વાક્ય સુધાર્યું ને પછી ચાલતી પકડી.




પહેલી તારીખ હતી. મુનીમે બધાં ભાડાં વસુલ કરી લીધાં હતાં; ફક્ત એક ઓરડી બાકી હતી. ત્યાં એક નાની છોકરી ઊભેલી. મુનીમને જોઇ તેણે કહ્યું. 'બા અને બાપાજી એક બહાર ગયા છે. તમે શુક્રવારે ફરી વાર આવશો?'

'શુક્રવારે કેમ?' મુનીમે પૂછ્યું.

'અમે ગુરૂવારે ઘર ખાલી કરીને જવાનાં છીએ.'

---

શેઠ: (જમતાંજમતાં ગુમાસ્તાને) અલ્યા મગન, અત્યારનું ને ભેગાભેગુ રાતનું પણ જમી લેજે. આજે દુકાને કામ છે, માટે ઘડીઘડી અવાશે નહિ.

મગન. સારું શેઠ.

(ખાઇ ઊઠયા પછી)

શેઠ: ચાલ હવે ચોપડા ઊચકી લે.

મગન: (ઠંડે કલેજે) ક્યાં ચાલું? મેં રાતનું ખાધુ ને? એટલે હવે તો સૂઇ જવાનો વખત થયો. હવે કાલે વાત

---

ગુમાસ્તો: શેઠ, આ અક્ષર ઘણા ખરાબ છે તેથી વાંચી શકાતા નથી.

શેઠ: ગધેડો પણ વાંચી શકે તેવા છે. લાવ હું વાંચી આપું

---

શિક્ષક: બેવકૂફ, હું તને ભણાવી ભણાવીને થાકયો, પણ તું તો ઠોઠનો ઠોઠ જ રહ્યો તું ખરેખર મૂર્ખનો સરદાર છે.

વિદ્યાર્થી: નહિ સાહેબ, તમે ભૂલ્યા. હું સરદાર નથી પણ શિષ્ય છું

---

એક: ગમે એમ, પણ રૂપો ફાંસીગાથી તો બચી ગયો.

બીજો: કેમ? માફી મળી?

એક: અરે ના રે! જેલમાં જ એ મરી ગયો!

# અનારોગ્યનાં બે કારણો

૧ .. ઝેર

એટલે શરીરને જરૂરી કોઈ પણ તત્ત્વનો અતિયોગ: પેટ એટલે ખોરાક ભરવાનો કોઠાર સમજી, એથી આપણે સેંકડે નેવુ ટકા રોગોના ભોગ બનીએ છીએ.

૨ .. ભુખમરો

એટલે શરીરને જરૂરી તત્ત્વોનો હીન-યોગ: બાકીના દસ ટકા રોગોનો જનક. અને તે એકલા ખોરાકનો જ નહિ, પરંતુ પાણી અને હવાનો પણ."

કેવી રીતે તે આ ઉપયોગી લેખ કહેશે

આરોગ્ય શું અને એ કેવી રીતે મેળવી શકાય, એને વિષે જો આપણી પાસે સાચું જ્ઞાન હોય તો આપણે જરૂર દવાઓની ગુલામીમાંથી મુક્ત થઇ શકીએ. પણ કમનસીબે આ પ્રચારયુગમાં મોટા ભાગના લોકો આ વિષયને લગતું જ્ઞાન, સાચાને બદલે જૂઠું, અને પૂરાને બદલે અધકચરું ધરાવતા હોય છે.

એ જ રીતે રોગ શું છે, અને એ શી રીતે થાય છે, એ વિષે પણ લોકોને બહુ જ અસ્પષ્ટ, ભ્રામક અને ભૂલભરેલા ખ્યાલો હોય છે.

માનવી જ્યારથી વિચાર કરતો થયો ત્યારથી એણે આ વિષય ઉપર અવલોકન, અનુમાન, ચિંતન અને મનન કરીને આ બાબત વિષે સત્ય ખોળવાનો પ્રયત્ન કર્યા જ કર્યો છે.

આ વિષયને લગતો જે વૈજ્ઞાનિક પુરાવો એકઠો થયો છે, એ ઉપરથી એમ જરૂર કહી શકાય કે આપણા વડવાઓ જેટલા આપણે આજે અંધારામાં નથી. જો કે જીવન અને મરણ, રોગ અને આરોગ્ય, શરીર અને જીવનતત્ત્વ એ વિષયોને લગતું આપણું જ્ઞાન બહુ અલ્પ છે, તો પણ નીચે જે સિદ્ધાંતો રજુ કરવામાં આવ્યા છે, એ જો સાચા ન હોય તો પણ સત્યની વધુમાં વધુ નજદીક છે, એમ ખાતરીપૂર્વક કહી શકાય.

પહેલાં તો આપણે એ જોઇએ કે માનવીની જીવનમર્યાદા કેટલી ? આ પ્રશ્નનો કશો ચોક્કસ જવાબ આપી શકાય એમ છે જ નહિ. એક બાજુએ જન્મીને તરત જ મરનાં બાળકો અને બીજી બાજુએ મરજી મુજબ જીવન લંબાવતા યોગીઓ જોઇને આપણને ઉમરના કયા આંકડા ઉપર આંગળી મૂકવી એની સમજણ પડતી નથી. યોગીઓનો પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ ઇંગ્લંડમાં ૨૦૭ અને ચીનમાં ૨૫૦ વર્ષના દીર્ઘ-જીવીઓનાં નામો તવારીખોના ચોપડે ચડ્યાં છે. આમ હોવાથી માણસે અમુક ઉમરે મરવું જ જોઇએ એમ આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ નહિ.

બીજી બાજુ જોઇએ તો જગતના શાણામાં શાણા શરીરશાસ્ત્રીઓ કહી રહ્યા છે કે, માનવીના દેહની રચના એવી તો અપૂર્વ છે કે એનો નાશ થવો જ ન જોઇએ!

આ રીતે જોઇએ તો 'કુદરતી મોત' એ વિજ્ઞાનને મન એક ભારે અને અણઉકલ્યો કોયડો છે.

મોત સ્વાભાવિક છે એમ માની લઇએ, તો પણ ઘડપણની શરૂઆત કઇ ઉમરે થવી જોઇએ, એ વળી પાછું નક્કી કરવું બહુ મુશ્કેલ છે. કેટલાક ત્રીસ વર્ષે બુઢ્ઢા થાય છે, અને કેટલાકના એંસી વર્ષની વયે પણ બધા વાળ કાળા અને દાંત સાબૂત હોય છે!

ઘડપણ અને મોત સ્વાભાવિક છે કે નહિ એ વાદ-વિવાદનો વિષય હોઇ શકે, પણ રોગો તો અસ્વાભાવિક જ છે એ નિર્વિવાદ છે. અર્વાચીન આરોગ્યશાસ્ત્રના વિચારપ્રવાહોથી પરિચિત લોકો એમ ચોકસપણે માને છે કે, સાજા રહેવું કે માંદા પડવું એ આપણા હાથની વાત છે. તેઓ માને છે કે, કારણ સિવાય કોઇ રોગ થતો જ નથી!

દવા, દુવા ને ધૂણવાથી રોગો મટાડવા માટે તબીબ, ફકીર અને ભૂવાને ત્યાં દિનરાત ભમતા લોકો ભાગ્યે જ વિચાર કરે છે કે 'રોગનું કારણ શું?'

આજસુધીમાં આશરે ૨૪૦૦ રોગો ખોળી કાઢવા-માં આવ્યા છે; અને જો કે દરેક રોગને જુદાજુદા નામથી ઓળખવામાં આવે છે, તોપણ એમને ઉત્પન્ન કરનારાં શારીરિક કારણો તો બે જ છે: ઝેર અને

ભૂખમરો. દુનિયા ઉપર અસ્તિત્વ ધરાવતા એકેએક રોગને માટે, આ બે જ કારણો જવાબદાર છે.

હવે, ઝેર એટલે શું ? એક તો કોઇ પણ જરૂરી વસ્તુનો અતિયોગ એ ઝેર. બીજું, પ્રાણીમાત્રના દેહના ધારણ, પોષણ અને સત્ત્વસંશુદ્ધિ માટે જે જે પદાર્થો બીનજરૂરી કે નુકસાનકારક હોય, એ બધાને ઝેર કહી શકાય.

અને ભૂખમરો એટલે શરીરને જરૂરી તત્ત્વોનો હીનયોગ અથવા તો સમૂળગી અછત.

જગત ઉપર અસ્તિત્વ ધરાવતા સૌ રોગોનું મૂળ તો એક જ હશે, એવો કંઇક ઝાંખો ખ્યાલ પ્રાચીન કાળમાં એકાદ બે લેખકોને આવેલો. આ દેશમાં લખાએલો 'सर्वेषामेव रोगाणां निदानं कुपिता मला' । એ શ્લોક આ વસ્તુ જ જણાવે છે. ગ્રીક લેખકોમાં પ્લેટોએ પણ આવો જ ખ્યાલ રજૂ કર્યો હતો.

પણ આ સત્યનો સંપૂર્ણ સાક્ષાત્કાર તો આજથી આશરે પચાસ વર્ષ ઉપર જર્મનીમાં મહર્ષિ લૂઇ કુહ્નેને થયો. એમણે જગતના ઇતિહાસમાં પહેલી જ વાર એ વસ્તુ સિદ્ધ કરી કે, સૌ રોગોનું મૂળ શરીરમાં ભરાએલો બીનજરૂરી કચરો-વિજાતીય દ્રવ્ય (morbid matter)જ છે. એમના સિદ્ધાંતનો સાર એ છે કે: 'શરીરમાં બીનજરૂરી તત્ત્વોનો સંચય થવાથી રોગ અથવા માંદગીને નામે ઓળખાતી અવ્યવસ્થા ઊભી થાય છે.' સાથે સાથે એમણે એ પણ સિદ્ધ કર્યું કે, જંતુ એ રોગનું 'કારણ' નથી, પણ 'પરિણામ' છે.

આ સિદ્ધાંતને આજ સુધી કોઇ જૂઠો પાડી શક્યુ નથી; પણ જર્મનીના એક અન્ય વિદ્વાનની શોધથી એનું સહેજ રૂપાંતર (modification) થયું છે.

જર્મનીના ડૉ. વિલિયમ સુઝલરે એક નવી જ પદ્ધતિ સ્થાપી. એમનું કહેવું હતું કે, માનવ દેહમાં બાર મુખ્ય ક્ષારો છે આ પદ્ધતિ બાયો કેમિસ્ટ્રીને નામે ઓળખાય. એ જણાવે છે કે 'શરીરમાં જરૂરી તત્ત્વોની અછતથી માંદગી ઉત્પન્ન થાય છે'.

જગતના આધુનિક શરીરશાસ્ત્રીઓએ અને આહારશાસ્ત્રમાં થએલી અનેક શોધોએ આ બે સિદ્ધાંતોને ખૂબ મજબૂત બનાવ્યા છે. આજે તો એમ માનવામાં આવે છે કે, આશરે ૯૦ ટકા રોગો ઝેરથી થાય છે, અને લગભગ ૧૦ ટકા રોગો ભૂખમરાથી થાય છે.

માનવીના શરીરમાં જોઇતાં સૌ તત્ત્વો હવા, પાણી ને ખોરાકમાંથી આવે છે; એટલે આ ત્રણેની વિપુલતા અને વિશુદ્ધિ ઉપર શરીરના આરોગ્યનો આધાર છે.

એક ઓરડામાં બારી બારણાં બંધ કરીને સૂતેલાં અનેક માણસોનાં મરણની હકીકતો આપણે વાંચીએ છીએ. આ લોકો હવાના ઝેરથી મરે છે. ફરજિયાત કે મરજિયાત ગળાફાંસો ખાઇને મરનાર હવાના ભૂખમરાથી મરે છે.

પણ હવાનો અતિયોગ શક્ય છે ? હા. એની ખાતરી કરવી હોય તો વાજાંવાળાના પાયમાલ ફેફસાં જોવાં!

પરંતુ સાથે સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે, સોએ-પંચાણું માણસો તો ઓછેવત્તે અંશે હવાના ભૂખમરાથી જ પીડાતા હોય છે મોટા ભાગનાં માણસોની શ્વાસોચ્છ્વાસની ટેવો ખામી ભરેલી હોવાથી, પોતાનાં ફેફસાંનો તેઓ જોઇતો ઉપયોગ કરી શકતા નથી.

શરીરને માટે બીજું આવશ્યક તત્ત્વ પાણી. રણમાં તરસે મરતો માણસ પાણીની અછતથી, ને તળાવ કે દરિયામાં ડૂબી મરતો માણસ એના અતિરેકથી મરે છે

પાણીનો માત્ર અતિરેક કે અછત ન હોય એટલું જ પૂરતું નથી. એ, સાથેસાથે નિર્મળ પણ હોવું જોઇએ ગામડાઓમાં વાવોના પાણીથી ઘણાને વાળા નીકળે છે અને અન્ય ઉપદ્રવો થાય છે, એ જાણીતી હકીકત છે

ખોરાક આપણને અનેક માર્ગે વિષમય બનાવે છે ખાઉધરાપણું અને પીઉધરાપણું એ પહેલો માર્ગ છે વીશીઓ અને હૉટેલોનો ગંદો અને વાસી ખોરાક એ બીજો માર્ગ છે.

ખોરાકના અભાવથી એક માણસ મરતો હોય તો એની અનિશ્ચિતતાથી દસ મરે છે એમ માનવામાં સહેજ પણ વાંધો નથી. ખોરાક વારંવાર ખાવાથી પૂરતું ચાવ્યા વિના ગળા નીચે ઉતારવાથી, અનેક વાનીઓ એકીસાથે લેવાથી, ભૂખ વિના ખાવાથી કે તરસ વિના પીવાથી, તે શરીરમાં અનેક પ્રકારના દોષો અને વિષો ઉત્પન્ન કરે છે.

માંદા માણસને સમજાવીપટાવી કે બળજબરીથી ખવડાવેલો ખોરાક, માંદગીને લંબાવે છે અને જિંદગીને ટુંકાવે છે.

ચા, કૉફી, કોકો અને ચૅાકોલેટ જેવાં પીણાંની કીમત, ખોરાકની દૃષ્ટિએ તો કશી જ નથી; અને એ જો ઉગ્ર પ્રમાણમાં કે વારંવાર લેવામાં આવે, તો એમની અસર પણ દવાઓ જેવી જ છે.

મસાલાઓનો યોગ્ય વપરાશ થાય તો શરીર એને અનુકૂળ થઇ શકે છે; પણ એમનો અતિરેક તો શરીરને ઝેરી બનાવે છે. દરેકેદરેક ખોરાકને વધુમાં વધુ રાંધીને નિઃસત્ત્વ કરી, આપણે એક ધીમુ ઝેર જ લઇએ છીએ.

ઘઉંમાંથી મેંદો તૈયાર કરવાની, ગોળમાંથી ખાંડ છૂટી પાડવાની, કરડમાંથી ચકચકતા ચોખા બનાવવાની અને એવા જ અન્ય માર્ગોથી, સારા ખોરાકોને નઠારામાં ફેરવવાની જે લોકપ્રિય પ્રવૃત્તિ આજે ચાલી રહી છે, એને આપણે એક રીતે પ્રજાદેહને ઝેરી બનાવવાની અને બીજી રીતે ભૂખે મારવાની પ્રવૃત્તિ કહી શકીએ.

**મા**ણસના સૌ રોગોને મટાડે એવી એક જ દવા હજી સુધી હાથ આવી નથી. પણ એના નેવું ટકા વ્યાધિઓને દૂર કરે એવી એક દવા તો શોધાઇ છેઃ એ દવાનું નામ, 'વૈજ્ઞાનિક લંઘન!'

ઉપવાસના હિમાયતીઓનો એવો દાવો છે કે, શરીરનાં સૌ રોગોત્પાદક ઝેરોનો ઝડપીમાં ઝડપી નિકાલ કરી, ટૂંકામાં ટૂંકા વખતમાં એ આરોગ્ય બક્ષે છે. જો ઉપવાસથી નેવું ટકા રોગ મટતા હોય તો બાકીના દસ ટકા મટાડવાને વળી દવા પીવી? હરગીઝ નહિ! એ રોગો તો ભૂખમરાથી થાય છે અને પથ્ય આહાર એ જ એનો ઉપાય છે.

આપણે જાણીએ છીએ કે દુષ્કાળમાં સેંકડો લોકો ભૂખમરાથી મરે છે; પણ એનાથી અનેકગણા લોકો સુકાળમાં પણ ભૂખમરાથી મરે છે. છતાં સુકાળના ભૂખમરાને કોઇ ભૂખમરાને નામે ઓળખતું નથી!

આ ભૂખમરો શ્રીમંત અને ગરીબ સૌને સરખી રીતે લાગુ પડે છે એથી થતા રોગોને, વૈજ્ઞાનિકો ન્યૂનતાજનક રોગો–deficiency diseases—નામે ઓળખે છે.

સૌથી પહેલો જોઇએ પ્રજીવકો (વિટામિનો)નો ભૂખમરો. પ્રજીવક 'અ'ના અભાવથી શરીરની રોગનિરોધક શક્તિ ઘટે છે, અને તેથી જ એ અનેક ચેપી રોગોનો ભોગ બને છે. આંખોના કેટલાક રોગોના મૂળમાં, એની તૂટ એ એક કારણ હોય છે.

બેરી–બેરી જેવા જ્ઞાનતંતુઓના રોગો પ્રજીવક 'બ'ની તૂટથી થાય છે, અને એ પૂરતા પ્રમાણમાં આપવાથી આ રોગો મટી જાય છે. કબજિયાતમાં પણ આ તૂટ અમુક અંશે જવાબદાર છે, એ હમણાં જ શોધાયું છે.

સ્કર્વી નામનો દાંતના પારાનો રોગ પ્રજીવક 'ક'ની તૂટથી થાય છે.

બાળકોને થતો અસ્થિશોષ–rickets–નામનો રોગ મટાડવા માટે પ્રજીવક 'ડ'નો ઉપયોગ આજે આખી યે દુનિયા ઉપર થઇ રહ્યો છે.

વંધ્યત્વનાં અનેક કારણોમાંનું એક કારણ પ્રજીવક 'ઇ'નો અભાવ છે.

ક્ષારો પણ પ્રજીવકો જેટલા જ અગત્યના છે. સૌ ક્ષારોમાં વધુમાં વધુ અગત્યનો ચૂનો (Calcium) છે. ચૂનો, ફૉસ્ફરસ અને વિટામીન 'ડી'ની તૂટમાંથી પાયોરીઆ જેવાં દર્દો ઊભાં થાય છે. ક્ષયરોગનાં કારણોમાં ચૂનાનો અભાવ એ મોટું કારણ છે, એમ હવે માનવામાં આવે છે. અને ભરપૂર ચૂનાના ખોરાક ઉપર રાખવાથી ક્ષયના દર્દીઓના મરણપ્રમાણમાં ખૂબ ઘટાડો થયો છે.

આપણા ગળામાં આવેલી થાયરૉઇડ ગ્રંથીમાં થતો ગોઇટર–Goiter–નામનો રોગ આજ સુધી વૈજ્ઞાનિકોને મૂંઝવતો હતો. આ રોગ થવાનું કારણ આયોડીનનો અભાવ છે, એ હવે સિદ્ધ થયું છે. જે બાળકોના ખોરાકમાં આ તત્ત્વનો અભાવ હોય છે, એમની તંદુરસ્તી નબળી રહે છે, ઊંચાઇ વધતી નથી, અને ભણવામાં ઠોઠ રહે છે. જે માબાપોને પોતાના બાળકોના –અને શિક્ષકોને અમુક વિદ્યાર્થીઓના–બુદ્ધિવિકાસમાં ખામી લાગતી હોય, એમણે અન્ય ઉપાયો સાથે, આહારસુધાર તરફ નજર દોડાવી જોવી.

પાંડુરોગ લોહના અભાવથી થાય છે, એ હજારો વર્ષથી જાણીતી હકીકત હતી; પણ હવે એમ મનાય છે કે એ લોહ અને ત્રાંબુ બંનેના અભાવથી થાય છે.

સંધિવા 'પોટૅશિયમ ક્ષારો'ના અભાવથી થાય છે. ડેનમાર્કના મશહૂર આહારશાસ્ત્રી હિન્ડહેડેએ બટાટાના ખોરાકથી અનેકનો સંધિવા મટાડ્યો છે. તેમજ આ દિશામાં અનેક કીમતી શોધખોળો કરી છે.

આ રીતે વિજ્ઞાન જેમજેમ આગળ વધતું જાય છે, તેમતેમ આહાર અને આરોગ્ય વચ્ચે ગાઢો સંબંધ છે એ વસ્તુ સિદ્ધ કરે છે.

આજથી ત્રીસ વરસ ઉપર ડૉ. વીલે જેવા દ્રષ્ટાએ કહ્યું હતું, 'Food will be the medicine of future'—'ખોરાક એ ભવિષ્યની દવા થશે.' એની દીર્ઘદૃષ્ટિ અને ડહાપણ, એ વખતે તો એના તબીબ-મિત્રોની દૃષ્ટિએ એનું ચક્રમપણુ જ હતું!

પણ આજે આપણે એની ભવિષ્યવાણી સાચી કરતી જોઇએ છીએ. ચિકિત્સાના ક્ષેત્રમા રોગો મટાડવા માટે દુનિયાભરમાં ધીમેધીમે પણ ચોક્કસ રીતે દવાઓનો ઉપયોગ ઘટતો ચાલ્યો છે, અને ખોરાકોનો વાપર વધતો ચાલ્યો છે. એના જમાનામા ખોરાકથી એક રોગ મટતો, આજે વીસ મટે છે.

જો કે ક્ષારોના કાર્ય વિષેની ચોકસ માહિતી મળવાની શરૂઆત, ઓગણીસમા સદીના ઉત્તરાર્ધમાં જર્મનીના નિસર્ગોપચારક ડૉ. લામનથી થઇ છે, તો પણ એને લગતી અમુક અનુભવસિદ્ધ માહિતી આપણા દેશી વૈદકમા પણ હતી. વનસ્પતિના રસો, ચોખાનું ધોવણ, મધ વગેરે વસ્તુઓ અનુપાનમાં આપી, શરીરના ખૂટતા ક્ષારો પૂરા કરવાની એમની યોજના પ્રશંસનીય હતી.

આ ક્ષારો શરીરમા ખૂટવાનું કારણ શું છે, અને એમને લેવાનો સર્વોત્તમ રસ્તો કયો, એ વિષય તો એક સ્વતંત્ર લેખ માગી લે છે, છતાં આટલા ઉપરથી આપણી આગળ ત્રણ વસ્તુઓ સ્પષ્ટ થાય છેઃ

(અ) પથ્ય ખોરાક, યોગ્ય રીતે લેવો જોઇએ, જેથી એ શરીરમાં જઇને ઝેર ઉત્પન્ન ન કરે.

(બ) દારૂ, અફીણ, તમાકુ, ચા, કૉફી અને અન્ય ઓછુંવત્તું વિષ ઉપજાવનારાં વ્યસનોથી દૂર રહેવું જોઇએ.

(ક) દવાઓ, સીરમો, વૅક્સીનો, એન્ટી-ટૉક્સીનો અને પેટન્ટ દવાઓથી પણ ઉપરનાં કારણોસર દૂર રહેવું જોઇએ.

(ડ) ખોરાક એવો લેવો જોઇએ કે જે શરીરને જરૂરી સૌ તત્ત્વો પૂરાં પાડે અને કોઇ તત્ત્વની ખોટ ન પડવા દે.

(ઇ) શરીરનાં જૂનાં ઝેરોનો, ઉપવાસ, જલચિકિત્સા, પ્રાણાયામ અને સૂર્યપ્રકાશની મદદથી નિકાલ આણવો.

આટલું જો બરાબર કરી શકીએ તો સાજા થવાની અને સાજા રહેવાની ચાવી આપણા હાથમાં આવી ગઇ છે, એમ માની શકાય.

રોગ અને મોતના અસ્પષ્ટ ડરને બદલે, આપણને આત્મરક્ષણ માટે ઝેર અને ભૂખમરાના સ્પષ્ટ ડરની જરૂર છે. રમણલાલ એન્જિનીઅર

# ફોટોગ્રાફી વિભાગ

ફોટોગ્રાફી બહુ ખર્ચાળ શૉખ છે એવી માન્યતા પ્રચલિત છે. પણ કુશળતાથી કૅમેરા વાપરનારને બુદ્ધિ અને મહેનતના પ્રમાણમા બદલો મળે જ છે. આજ સુધી હિન્દમાં મોટી ઇનામી હરીફાઇઓ ભાગ્યે જ થતી, પરંતુ હવે નવીનવી હરીફાઇઓ યોજાય છે. માર્ચ ૧૯૩૭માં આગફા ફોટો કંપનીએ અખિલ હિન્દ ફોટોગ્રાફીના શૉખીન ને ધંધાદારીઓ માટે રૂ ૨૦૦૦)ની હરીફાઇ રાખેલી. તેનું પરિણામ હમણાં જ બહાર પડ્યું છે. રૂ. ૧૦૦૦)નું પહેલું ઇનામ જીતનાર મુંબાઇના ભાઈ એમ દેસાઈ છે ને રૂ. ૪૦૦, રૂ. ૨૦૦ તથા રૂ. ૧૦૦ એમ ત્રણ ઇનામો ઉપરાંત રૂ. ૧૦નાં એવાં ત્રીસ ઇનામો વહેંચ્યાં છે. આ હરીફાઇમાં ત્રણ ગુજરાતીઓ પણ ઇનામો મેળવી શક્યા છે.

•

ફોટોગ્રાફીમાં વારેવારે વપરાતો શબ્દ ટોન (tone) બે અર્થમાં વપરાય છે. એક તો એ પ્રિન્ટના રંગભેદ દર્શાવે છે, જેમકે બ્લુ ટોન, સેપીઆ ટોન, ગ્રીન ટોન, બ્લૅક ટોન વગેરે; બ્રોમાઇડ પ્રિન્ટ યા એન્લાર્જમેન્ટને જુદી જુદી દવાઓમાં નાખીને આખા યે ફોટો ચિત્રના કાળા રંગને જુદા રંગમાં ફેરવાય છે. તે ક્રિયાને ટોનીંગ કહે છે.

છાયા-પ્રકાશ અને ચિત્રવસ્તુના મૂળ રંગોના પ્રમાણમાં વિવિધતા ફોટો-ચિત્રમાં એક જ રંગ આછો, ઘાતળો, ઘેરો એમ જુદા જુદા પ્રમાણમા ઊતરે છે. આને વર્ણભંગ કહી શકાય અંગ્રેજીમાં તેને Tones of the Picture કહે છે. ચિત્રની ખૂબી તેના વર્ણભંગ ઉપર અવલંબે છે. વર્ણભંગને ચિત્રની આકૃતિના રંગ (colour) સાથે કાંઇ જ નિસ્બત નથી.

### હરીફાઇનું પરિણામ

પહેલું ઇનામઃ 'ધેરી આઇ ઓલરી'—કુ. ઉષા ઠાકોર (મુંબાઇ): બીજું ઇનામ મોકૂફ રાખ્યુ છે; ત્રીજું ઇનામઃ 'સંધ્યા'-ભાઇ ચંદુલાલ શાહ (અમદાવાદ) નોંધપાત્રઃ (૧) સૂર્યાસ્ત'-ભાઇ



## મૃત્યુ પછીનો પ્રદેશ

'કહો. અગમ એ સ્થળે ચમકતી હશે ચાંદની?
હશે અગર કાલિમા અતલ ઉર ઊંડાણ શી?
વદે જન અહીં ઘણાઃ "ગરવથી જીતી એ ગયો
નક્કી નિધન." કિંતુ એ ભરમ મોતનો ભેદનો
ન સ્પષ્ટ ઉદ્‌ગાર કો મનુજબાલ કાઢી શક્યો;
અહીં સુખદ સ્વપ્ન કલ્પન મૂકી અધૂરાં જવું
અચાનક મળ્યે નિમંત્રણ; ન દીઠું એવું નવું
હશે નિરખવું શું ત્યાં? લહી શકે નહિ તાગ કો?'

હવે ન વચનો કદા
શકે ટકી જ એહવાં.
ચઢ્યા શિખરિણી કંઇ અગમ પ્હાડકેડી; ગયા
વિમાનતીર સોસરા નીકળી આભ, પાછા ફર્યા
અમાપ જલ સિંધુનાં કરી દ્રષ્ટ અમે છીછરાં;
પ્રચંડ જગબુદ્ધિ ને હૃદયવેગ સામે જરી
ન ભેદ ટકતો હવે. નિધન! તારું યે રાજ્ય એ
છૂની પ્રગટશું અમે પ્રબલ જ્યોત શોધા તણી.

**'અજ્ઞાત'**

## અમે *

અમારી રસવૃત્તિઓ અમ અહંત્વ સીમાવતી
મનુષ્યપર, વારતા કવનમાં કહેલી નથીઃ—
અમે ધબક સૌ સહી જીવનના બધો નોતર્યાં,
અનાદિ શિશુહાસ્યને અવગણી પ્રવાહો વહ્યા
વ્યથા સ્મિત દયા ઘૃણા પ્રખર વાસનાઓ તણા
પ્રબંધ અમ પ્રાણના હચમચાવતા, તે લહ્યા.
શરીર ધન કીર્તિ લોભ નિજ કલ્પનોમાં વર્યા—
સમુજાતિ તણા અહંમહજ કુંદનો ભોગવ્યાં;
અમે પતિત થૈ અને મલ–ગભીરતા તાગતા,
વિઘાતક બલો ચુમી નિકષ ઝેરના તારવ્યા.
બધા સ્થિતિ તણા પ્રલાપ કટુમિષ્ટ ભાષા જડ્યાઈ§
કર્યા અમ સહિષ્ણુતાવશ, યથાસ્થ હૈયે ગ્રહ્યા;
રહ્યાં અણુઅણાં છતાં વહન વિશ્વવ્યાપારનાં,
અમો અબલને વિરાટ-જન-યોધ દેજો ક્ષમા!

**સ્વપ્નસ્થ**

* ઉમાશંકરની સહકૃતિ        § ભાષા દ્વારા શક્ય

## કવિતાક્ષરી

(મિશ્ર)

પૃથ્વી પરે રેત પ્રસારી હાથથી
લખ્યા કંપ્ર અક્ષર તે પરે મેં.
હૈયે રૂચ્યા ના, સહુ એ ભૂંસીને
લખ્યા વળી અક્ષર અન્ય તે સ્થળે.
પૃથ્વી તણો, આમ વિશાળ હૈયે
લખી ભૂંસી કૈં કવિતાક્ષરી મેં.
ના ભૂમિના ચેતનહીન ઉરથી
સુણ્યું તથાપિ કહીં એક સ્પન્દને.
વાયુ તણે એક પ્રચંડ ઝાપટે
આવી, ઉડાડી મુજ રેત સર્વ ગો.
લખું લખું ત્યાં ઉર થાય મારું–
કઠોર; હૈયે પણ પૃથ્વી કેરા
લખાય ના, અક્ષર એક શું લખું?
ઊડન્ત રેતીકણ નીરખી રહું.

**ભાનુ**

## પુરાણો દીવડો

(માઢની ધૂન)

મારો પ્રાણ પુરાણો દીવડો
જુદાં કોડિયા ધારણહાર! ધ્રુવ.
દેવનાં પૂરેલ દીવેલ વચ્ચે
આતમની સગવાટ,
તિમિર પન્થે જીવન ઝીલે
ઓજસના અંગાર.. મારો૦
કાળમા કોતરકામ કરે ગો
તમ બુઝાવણ હાર;
વાત, પ્રવાત, વંટોળ વધાવી
ઊભો દેહને દ્વાર.. મારો૦
જીવનવાટે જ્યોત ઝબૂકે
ચેતનના ચમકાર,
જગ અન્ધારે એકલો જાગે
તિમિરનો શણગાર.. મારો૦
મારો પ્રાણ પુરાણો દીવડો
જુદાં કોડિયાં ધારણહાર!

**વેણીભાઇ જમનાદાસ પુરોહિત**

### પ્રકરણ ૧૩ મું : હિંદી મહાસાગરને પેલે પાર

કલાકના આઠ સાડાઆઠ માઇલની ઝડપે 'સોમાલી' પાણી કાપતી આગળ વધતી. તેનું ગજું નવ દસ 'નૉટ'થી વધારે ન હતું. મોટી મોટી મેલ સ્ટીમરોનું પણ સત્તર અઢાર 'નૉટ'થી વધુ નથી હોતું. લડાયક ખારકસો વધુ ઝડપી હોય છે ખરા. 'નૉટ' એ માઇલને માટેનો સામુદ્રિક પરિભાષાનો શબ્દ છે. માઈલથી 'નૉટ' સહેજ નાનો હોય છે. મુંબાઇથી ડરબન સુધીનું સીધું અંતર ચાર હજાર માઇલ છે. એક ઘોડાગાડીની ઝડપે અમારી સ્ટીમરે વગરઅટકયે રાતદિવસ ચાલ્યા જ કર્યું. સાત દિવસ ને સાત રાત સુધી સતત પાણી કાપી સિશ્યેલ્સ પહોંચતાં સુધીમાં સોમાલીએ ૧૮૦૦ માઇલનો પંથ પતાવ્યો. ડરબન પહોંચતાં સુધીમાં આ મોટામાં મોટી મજલ હતી. સિશ્યેલ્સ મૂક્યા પછી ચોથે દિવસે લામુબંદર આવવાનું હતું અને ત્યાંથી આફ્રિકાનો પૂર્વ કિનારો જોતાં જોતાં અમારે દક્ષિણે ઊતરવાનું હતું.

અંગ્રેજી સામ્રાજ્યના અનેક કોલિંગ સ્ટેશનમાંનું સિશ્યેલ્સ એક મહત્ત્વનું કોલિંગ સ્ટેશન છે. કોલિંગ સ્ટેશન બે કામ આપે: એક, મહાસાગર ઓળંગનાં બારકસોને કોલસા, મીઠું, પાણી અને ખોરાક પૂરાં પાડે; અને બીજું, મહાસાગર પર લશ્કરી આણ કાયમ રાખે. વિસ્તૃત ક્ષેત્રફળવાળા પ્રદેશો કબજે કરવાની મહેનત કરતાં આવાં કોલિંગ સ્ટેશનો પર પોતાનો વાવટો ફરકાવવા માટે સામ્રાજ્યવાદી દેશો ચોગણી મહેનત કરે છે. નકશામાં સોયની અણી મૂકી ન શકાય એવા નાના ટાપુ માટે ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા, જાપાન વગેરે વચ્ચે ભારે ખૂંસાતુંસી ચાલ્યાનાં કેટલાં યે ઉદાહરણો આધુનિક ઇતિહાસમાં છે. જ્યાં ભૂખંડ ન મળે ત્યા પણ મહાસાગર વચ્ચેના નાના નાના ટાપુઓ હાથ કરી લેવાની ચતુરાઈ ઇંગ્લંડને બહુ વહેલી સૂઝી. બીજા દેશો અને સામ્રાજ્યો જાગે એ પહેલાં તેણે બધે મહાસાગરો અને બધા સમુદ્રોમાં ઠેકઠેકાણે લાલ ટપકાં પાથરી દીધાં અને એને પ્રતાપે તે સમુદ્રસમ્રાટ બન્યું, સાથે સાથે એના રાજ્યમાં સૂર્યનો અસ્ત થાય જ નહિ એવો એનો મહિમા ગવાયો.

સિશ્યેલ્સના બારામાં અમારી સ્ટીમરે લંગર નાખ્યું ત્યારે સાંજ પડવા આવી હતી. સામે એક ડુંગર અને તેમાં ટપકાં જેવડાં ઘર દેખાતાં હતાં. દરિયાનાં ઉછળતાં મોજાં ક્યાં સંતાઈ ગયાં તેની ખબર ન પડી. થાળીમાં પાણી ભરી ઘરમાં મૂકીએ તેના જેટલો સમુદ્ર શાંત હતો. એન્જિનરૂમમાંથી આવતો ધડધડાટ અને પંખાવડે કપાતા પાણીનો ઘુઘવાટ પણ બંધ પડી ગયો હતો. મુંબાઇની જેમ આસપાસ લૉંચની કે બીજી સ્ટીમરોની ધાંધલ ન હતી અને આખા બંદરમાં કાળા કાળા ધુમાડા અમારી સ્ટીમરના ભૂંગળા સિવાય બીજે ક્યાંયથી નીકળતા ન હતા. ઉપર આકાશ નિર્ધૂમ ને નિરભ્ર હતુ નીચે પાણી તેથી યે વધુ સ્વચ્છ અને ગંભીર હતું. ચોમેર શાંતિ પથરાઇ ગઇ હતી. નાનાં વહાણ ધીમા સઢ ફૂલાવી આવજા કરતાં હતાં. કોઇ દૈવી સૃષ્ટિ પર અમે જઇ પહોંચ્યાની છાપ મન પર પડતી હતી. રાત પડતા ડુંગર પર અહીંથી તહીં જતા ઝબૂકતા દીવાની શોભા કલાકો સુધી જોઇ મોડો મોડો હું સૂતો. સૂતાં સૂતાં વાંચ્યું કે આ બંદરમાં બેત્રણ દિવસ સુધી સ્ટીમર પડી રહે તો સારું થાય.

સવારે ઊઠીને જોઉં છું તો સાંજની બધી શોભા અદૃશ્ય થઇ ગએલી. અમારી ચોતરફ ઘાડું ધુમ્મસ પથરાઇ ગએલું. પેલો ઊંચો ડુંગર પણ દેખાતો ન હતો. ફક્ત સ્ટીમરમાં માલ ચડાવવાનું કામ ધમધોકાર ચાલતુ હતું. ઉતારવાનો માલ રાત્રે જ ઊતરી ચૂક્યો હતો. એકાંત સાગરમાં આ ટાપુમાં ઉતારુની ચડઊતર ક્યાંથી હોય? એ ધુમ્મસમાં ને ધુમ્મસમાં એક કલાક માટે કિનારાથી બંદર પર જઇ આવ્યા અને ત્યાંથી શાક, ફળ તથા ઇંધના ડબા લઇ આવી ખૂટતું ભાતું ભર્યું. આરદસ હિંદીઓની ત્યાં દુકાનો હતી

પૂર્વઆફ્રિકાને કિનારેથી ચાળીસ પચાસ માઇલ સમુદ્ર વચ્ચે આવેલો ઠીક મોટો ટાપુ હતો. કેટલાક વરસો પહેલાં ત્યાંનો સર્વાધિકારી આરબ સુલતાન અંગ્રેજોનો ખંડિયો બની જવાથી છેવટે એ પૂરેપૂરું અંગ્રેજના તાબાનું બની ગએલું. એક રાતની ઊંઘ પૂરી થયે અમે જંગબાર પહોંચ્યા.

હજુ સ્ટીમરે લંગર નાખ્યું ન હતું ત્યાં એક રમુજી અને હેરત પમાડનારૂં દૃશ્ય નજરે પડયું. સઢવાળાં ને બીજાં વહાણો સ્ટીમરથી સારી પેઠે દૂર હતાં ત્યાં એક પાતળી નાનકડી એકલકડી હોડી (ફક્ત એક હલેસાથી ચાલનારી સુકાન વિનાની હોડી)માં બે હબસી કુમારો સ્ટીમર પાસે આવી પહોચ્યા. તેમની ઉંમર અનુક્રમે ૭ ને ૯ વરસથી વધુ નહિ હોય. દરિયાનું પાણી શાંત અને સ્વચ્છ હતું. બહુ ઊંડે સુધી નજર પહોંચતી હતી. હોડીમાના એક છોકરાએ ઊભા થઇ હાથ લાંબા કર્યા ને પૈસો માગ્યો. તૂતક પર ઊભેલા એક ઉતારૂએ એક પૈસો ફેંક્યો. એ પૈસાને ઝીલી ન લેતા તે છોકરાએ તેને પાણીમા ડૂબી જવા દીધો. પૈસો પાણીમા કેટલાક હાથ ઊંડે ઊતરી ગયા પછી એ છોકરાએ ઊંધે માથે પાણીમાં ગુલાંટ ખાધી ને તીરની પેઠે સીધો નીચે ઊતરી ગયો. મિનિટેક પછી દાંત વચ્ચે પૈસો દબાવી તે ઉપર આવ્યો અને પોતાની એ કળાનુ સરસ પ્રદર્શન કર્યું થોડી વારમા બીજા બે છોકરા બીજી હોડી લઇ આવી પહોંચ્યા અને તૂતક પરથી મુસાફરોએ એક પછી એક પૈસા ફેંકવા માડયા. છોકરાઓને સારી કમાણી થઇ અને ઉતારૂઓએ એ આનંદ લૂટયો. શોભીતા કપડાં પહેરી સાહેબની પેઠે ઊભા ઊભા એ તમાશો જોવા કરતાં મને એ લંગોટીઆ સમુદ્રસુતોનો મોભો વધુ સારો લાગ્યો. પણ મારે નસીબે એ કળા જોવાનું જ હતુ. શીખવાનું નહિ.

સ્ટીમર જંગબારમા પૂરા બે દિવસ રોકાવાની હોવાથી પિતાશ્રી અને જમનાદાસકાકા સાથે કેશુ, કૃષ્ણ, મારી બા અને હું પણ કાંઠે ઊતર્યાં. ૭ હલેસાંથી ચાલતી એક મોટી હોડીમાં બેસી અમે કાંઠે પહોંચ્યાં. હબસીઓ ગીતના આલાપ સાથે એકસાથે ૭ યે હલેસા પાણીમાં તાલબદ્ધ નાખતા હતા તે જોવામાં અને ઊંચા નીચા મોજાંને હીલોળે પદાણ સોતા ઉપર ઊછળવામાં બહુ મઝા આવતી હતી.

ફીનિક્સમાં જે હબસીઓ જોએલા તેમના કરતાં જંગબારના હબસીઓ સાવ જુદી જાતના દેખાયા. તેઓ આપણા હિંદીઓ સાથે ઘણા વધુ મળતા આવતા હતા. ફીનિક્સના હબસીઓનો ખાસ ધર્મ ન હતો. નાતાલમાં થોડા લોકો નવા નવા ઇસાઈ થએલા મળી આવતા, પણ તે જૂજ. જંગબારના બધા હબસીઓ પાકા મુસલમાન જણાયા. મોટાં મોટાં ભારોડીઆં ને વજન ખેંચતી વખતે તેઓ એકીસાથે 'અલ્લાહુ અકબર' પોકારતા હતા તેનો મધુર ધ્વનિ સાંભળતા સાંભળતાં ત્યાંથી ખસવાનું મન નહોતું થતું. ધોળાં કપડાં અને લાલ ટોપી વચ્ચે તેમનું કાળું શરીર બહુ દીપી ઊઠતું હતું. શહેરમાં અમે પહોંચ્યા ત્યારે કોઈ પરદેશમાં આવ્યા છીએ એવો આભાસ સુદ્ધાં ન આવ્યો. પોરબંદરમાં થોડા હબસીઓ જોએલા, અહીં વધુ જોયા એટલું જ. દુકાને દુકાને હિંદીઓ અને ખાસ કરી ગુજરાતી વેપારીઓ તથા ખોજાઓ દેખાયા. શહેરની બાંધણી પણ રાજકોટ પોરબંદરને મળતી હતી. ત્યાંનો પૈસો વિચિત્ર લાગ્યો. તે નીકલનો હોય તેમ બરાબર વચ્ચે કાણું હતું જેના પોષાકમાં ખીસાનો અભાવ હોય તેને માટે પૈસો દોરીમાં પરોવી કમરે બાંધવાની એ સારી સગવડ હતી જંગબારમાં પૌંડ શિલિંગ પેન્સનું પણ ચલણ હતું. પિતાશ્રીએ રૂપિયા આપી શિલિંગો લઇ લીધા, કારણ ત્યાંથી દક્ષિણે ઊતરતાં રૂપિયા નકામા હતા. જંગબારમાં અમે એક ગુજરાતી ભાઇને ત્યાં ઊતર્યાં. પંદર દિવસની સફર પછી તેમને ત્યાં મળેલી દાળભાતની રસોઇ બહુ મીઠી લાગી.

સાંજે અમે શહેરમાં ફરવા નીકળ્યા. ઘણું જોયું, પણ મને ત્યાંની બધી ઇમારતોમાં જેલખાનું સૌથી વધુ યાદ રહી ગયું છે. બહારથી યે જેલખાનાનું એ મારૂં એ પહેલું દર્શન હતું. મોટા ફાટક પાસે સંત્રી ઊભો હતો. વાતાવરણ લૂખું ને કંટાળા ભરેલું લાગતું હતું. ફાટક પર જતી સડકની બંને બાજુ થોડે થોડે દૂર આવેલા ધોળા પથ્થર ભીતિ ઉપજાવતા હતા અને ચૂનાથી ધોળેલી દીવાલની શુભ્રતા ખાવા ધાતી હતી. જેલ જોઇને મારા પર એવી છાપ પડી કે જંગબાર ચોરોનું ગામ છે. એટલે કે સારૂં નથી. મને બજાર

ન હતી કે જેલ સર્વવ્યાપી વસ્તુ છે.[૪]

ઝંઝીબારથી નીકળી, થોડા કલાકમાં અમે દારેસ્સલામ પહોંચ્યા. મોમ્બાસા અને ઝંઝીબારની સરખામણીમાં તે નાનું બંદર હતુ પણ તેનું નામ અમારી સ્ટીમરમાં કેટલા યે દિવસથી ગવાતું હતું. આખી યાત્રામાં 'સોમાલી'નું પોતીકું બંદર એક આ જ હતું. ઝંઝીબાર સુધી બધાં બંદરો અંગ્રેજી અમલદારીનાં હતાં. દારેસ્સલામ છોડ્યા પછી ડરબન પહોંચતાં સુધીનાં બધા બંદરો પોર્ટુગીઝના તાબાનાં હતાં. અને ડરબન પાછું અંગ્રેજોનું. અમારી જર્મન લાઇનની સ્ટીમરો કેવળ આ દારેસ્સલામને આધારે જ હિંદી મહાસાગર ખેડી રહી હતી. સ્ટીમર પરના અધિકારી અને ખલાસીઓને એ ઘર સમું હતુ. ત્યા શું ચડ્યું ને શું ઊતર્યું, ઉતારૂઓની કેવી ચડઊતર થઇ એનું મને સ્મરણ નથી. મોમ્બાસા અને ઝંઝીબારમાં અરધા ઝાઝેરા મુસાફરો સ્ટીમર પરથી ઊતરી પડેલા. બાકી રહેલાઓમાં મોટે ભાગે ડરબનના ઉતારૂઓ જ હતા. વચ્ચેને બંદરે એકલ દોકલ મુસાફર ચડઊતર કરતો. માલની ગુણીઓ દરેક જગ્યાએ સારી પેઠે ચડતી ઊતરતી.

દુર્ભાગ્યે હું એ દિવસોમાં નોંધપોથી રાખતાં નહોતો શીખ્યો. મને આછો ખ્યાલ છે કે ઝંઝીબાર પછીનાં આ બંદરોમાં જંગલ વગેરેની શોભા બહુ રળીઆમણી હતી. પણ આજે મને અમુક બંદરે 'સોમાલી' સ્ટીમર થોભેલી, એથી વધુ કંઇ યાદ નથી. આફ્રિકાના અનેક પ્રવાસીઓ મોટાં મોટાં બંદરો અને શહેરોની યાત્રા કરે છે પણ આફ્રિકાના હજારો માઇલ ફેલાએલા સમુદ્રકિનારે અસંખ્ય નાનાં નાનાં બંદરો આવેલાં છે તે જોવાનો લહાવો અનેરો છે. એની ખરી મજા તો નાનાં વહાણોમાં માથું હાથમાં લઇ ફરતા કચ્છ-કાઠિયાવાડના ખારવાઓ સાથે સફર કરવામાં છે. બચપણમાં નાની સ્ટીમરમાં એ આનંદની કંઇક વાનગી મને મળેલી, પરંતુ એનાં પૂરાં સંભારણાં પણ આજે કરી શકાય એમ નથી રહ્યું.

દારેસ્સલામથી[૫] ઊપડીને સ્ટીમર મોઝાંબિક પહોંચી. મોઝાંબિકથી દક્ષિણ આફ્રિકાની શરૂઆત થઈ ગણાય. જોકે એ પ્રદેશ ફિરંગી પૂર્વ આફ્રિકાને નામે ઓળખાય છે. 'દીવ દમણ ને ગોવા, ફિરંગી બેઠા રોવા' એ કહેવત રાજકોટની નિશાળમાં ભૂગોળ શીખતા મને યાદ રહી ગએલી. એ જ ફિરંગીઓનું એ બંદર હતું, તેથી એ જોવામા મને વધુ રસ હતો. મોઝાંબિક ખુલ્લા મહાસાગરનું બંદર ન હતું. તેની પૂર્વમા થોડે જ દૂર માડાગાસ્કરનો મોટો બેટ હતો. એનું નામ મેં સાંભળેલું, પણ અમારી સ્ટીમર ત્યાં જવાની ન હોવાથી કંઇક નિરાશા ઊપજેલી.[૬]

મોઝાંબિકથી અમે કિલીમેન ગયા. સ્ટીમર માવ કાંઠે કાંઠે ચાલતી હોવાથી જાતજાતના દશ્યો જોવા આડે એક બંદરેથી બીજે બંદરે અમે ક્યારે પહોંચ્યા તેની યે ખબર ન પડતી. અમે કિલીમેનને કાંઠે પહોંચ્યા ત્યારે દરિયામાં ઓટ હતી. બારામાં જવાય એમ ન હતું. થોડા કલાક માટે લંગર નાખી સ્ટીમરને ભરસમુદ્રમાં પડી રહેવું પડ્યું. બંને બાજુ આગળ ધસી આવેલી જમીન પર ઝૂલી રહેલા ઊંચા તાડના ઝુંડો અને માણસ વિનાનો કિનારો જેટલો શાંત હતો તેટલો જ મનોહર હતો. કીકીક ભરતી ચડી કે ખાડીની ઊંડાઇ પગલે પગલે માપતી સ્ટીમર મંદ

---

૪ ઝંઝીબાર લવિંગના વેપારનું મોટામાં મોટું મથક છે. એ વેપાર અત્યારસુધી હિંદીઓના હાથમાં હતો. છેલ્લાં બે વરસથી ત્યાં હિંદીઓ સામે કાળા કાયદાઓ કરી, ગોરાઓ માટે એ વેપાર સુરક્ષિત કરવાની તજવીજ ચાલે છે. ટોપરાં વગેરે પણ ત્યાંથી સારી પેઠે ચડે છે.

૫ આજે દારેસ્સલામનું બંદર પહેલાં જેટલું ધીકતું નથી. છેલ્લી જર્મન લડાઇ વખતે એ આખો પ્રદેશ જર્મનીના હાથમાંથી નીકળી ગયો છે અને ટાંગાનીકા નામે પ્રસિદ્ધ છે. આપણા હિંદી સિપાઇઓએ એ ભૂમિ અંગ્રેજોને જીતાવી આપતાં પોતાનું લોહી સીંચી એ જમીનને ધરવી દીધી છે. હિંદ બહાર જઇ વસનારા વસાહતીઓને બધે ખાસડાં ખાવાં પડે છે તેમ ત્યાં ન ખાવાં પડે અને આફ્રિકામાં એટલો કટકો હિંદીઓ માટે સુવાંગ રહે એવો ઉહાપોહ 'વિશાલ ભારત' વગેરે છાપાઓમાં વરસો થયાં ચાલે છે. હજુ એ વણખેડ્યો દેશ છે ત્યાં મોટીમોટી જમીનના માલિક હિંદીઓ થઇ શકે છે. હોંશીલા અને સાહસી નવજુવાનો માટે એ ભારે આશાભર્યું ક્ષેત્ર છે.

૬ હું ભૂલતો ન હોઉં તો વાસ્કો ડા ગામા હિંદુસ્તાનની શોધમાં નીકળ્યો અને કેપ ઑવ ગુડ હોપથી આગળ વધ્યો ત્યારે પહેલવહેલા મોઝાંબિકમાં તેને ગુજરાતી વેપારીઓનાં વહાણો મળેલાં અને એ વહાણોએ નિર્વિઘ્ને તેના કાફલાને કાલીકટ સુધી પહોંચાડેલો.

ગતિએ આગળ વધી. સ્ટીમરની બંને બાજુ જુદા જુદા રંગનું પાણી હતું. ડાબી તરફ નેમબાર્યું ડોળું પાણી હતુ ને જમણી તરફ સમુદ્રનું સામાન્ય પાણી હોય તેવું હિલોળા મારતું આસમાની પાણી હતું. થોડે આગળ ગયા ત્યા એક મોટી નદીનો વળાંક નજરે પડ્યો. નદી અને સમુદ્રના સંગમનું સાંભળ્યું ખૂબ હતુ, પણ સાગર અને નદીનો મેળાપ જોતાં વેંત મોંમાંથી આશ્ચર્યનો ઉદ્‌ગાર નીકળી ગયો, 'ઓહો! આ તો નદીનો સંગમ!' કઠેડા પર ઊંચા થઇ થઇને મેં જોવા માંડ્યું. પિતાશ્રી અને બીજા ઉતારૂઓ પણ એ સંગમ જોવાને હારબંધ તૂતક પર ગોઠવાઇ ગયા. નદીમા પૂર આવ્યું હતું અને સમુદ્રને ચીરીને મીઠા પાણીનો વેગ પોતાનું અસ્તિત્વ કાયમ રાખવા મથતો હતો. એક પહોળી સડક જાણે સમુદ્રમાં ચાલી જતી હતી. મને પાણી ચાખવાનુ મન થયુ પણ સ્ટીમરમાથી કૂદી પડીને કંઇ કોગળો ભરાય એમ ન હતુ. બંદરમાંથી પાછા ફર્યા ત્યારે પણ સમુદ્રમા દૂર સુધી નદીનો પ્રવાહ જુદો નજરે પડતો હતો.[૭]

જગબાર છોડ્યા પછી બેરા મોટું બંદર આવ્યું. કિલીમેનથી ત્યા પહોંચવામા બહુ વખત ન ગયો. બેરાનું બારૂં બહુ બદનામ છે. બારૂં જ નહિ; એટલામાં દરિયો ખૂબ તોફાની રહે છે. સ્ટીમર આડી ડોલવાને બદલે ઊભી ડોલવા લાગે છે. ઊભી એટલે કે લંબાઇમાં ડોલતી સ્ટીમર ક્યારે પાણીમા સમાધિ લઇ લે તે કહેવાય નહિ એકવાર પિતાશ્રીને બેરાનુ બારૂં એટલું નડેલુ કે ઈશ્વરકૃપાએ તેઓ અમારી પાસે પહોચ્યા. વરસાદને વાવાઝોડા સાથે તેમની સ્ટીમર પર વીજળી પણ પડેલી. કુવાથંભનો ઉપરનો ભાગ કાળો કોયલા જેવો થઇ ગએલો. થાંભલાની થડમા બાંધેલા પાંજરા-માંનાં મરઘાં પણ બળી ગએલાં. ૨૪ કલાક સુધી પવન ફૂંકાયાં કરેલો. બીજે દિવસે ઋતુ શાંત થયે સ્ટીમર બારાની બહાર નીકળી શકેલી. અમને એટલું તોફાન નહોતુ નડ્યું છતાં સ્ટીમરને જોરજોરથી ડોલતી જોઇ જોઇ મનમાં ડર પેસી ગયો હતો. અને સ્ટીમરમાં હસાહસ આનંદ વિનોદ બધું સુકાઇ ગયું હતું. વરસાદે અને મોજાંની છાલકે નીચેથી ગભરાટ ઠીક વધારી મૂકેલો. ઉપરથી જમનાદાસ કાકાને ભંડકમાં ભાગવું પડેલું. સદ્‌ભાગ્યે બે *કલાકમા બધું શાંત થઇ ગએલું.* દોઢ વરસ પહેલાં જ્યારે અમે ડરબનથી પોરબંદર જતા બેરા આવેલા ત્યારે અમારી સ્ટીમર 'કૈઝર' બેરાના બારામાં રેતીમા ખૂંપી ગએલી. બે અઢી કલાક સુધી સ્ટીમરના યંત્રોએ પૂરવેગે જોર માર્યું ત્યારે બિચારી રેતીમાંથી છૂટવા પામી; નહિ તો ગોબાસામાં પડેલા દોઢા જેવા તેના હાથ થાત. 'કૈઝર' સ્ટીમર 'સોમાલી'થી દોઢીથી યે વધુ મોટી હતી. તેમાં અમને ખૂબ મોટો કૅબિન મળેલી, પરંતુ એ બહુ જૂની હોઇ ઘરડી મનાતી હતી અને તેને મહાસાગર વીંઝવાની છૂટ ન હતી. તે અમને ડરબનથી જંગબાર પહોચાડી પાછી ફરેલી અને જંગબારથી અમને 'સોમાલી' મળેલી. એજ 'સોમાલી' અમને પાછી ડરબન પહોંચાડવા આવેલી.

બેરા પહોંચીને કેટલાક ઉતારૂઓ રેલગાડીથી પણ દક્ષિણ આફ્રિકા પહોંચે છે. પણ એમ જનારા પાસે ટ્રાન્સવાલની હદ ઓળંગવા માટે ખાસ પરવાનો જોઇએ. અમને તો દરિયામાં જ લહેર હતી. વળી એ રસ્તે ખર્ચ પણ વધારે થાય.

અમે જ્યારે નાતાલથી દેશ જતા હતા ત્યાં પિતાશ્રી બેરા જોવા ઊતરેલા. સ્ટીમરનાં ત્રણે ભૂંગળ થઇ જવા છતાં તેઓ પાછા ન ફર્યા તેથી શું કરવું ને શું ન કરવું તે વિષે અમે બ્હાવરા જેવાં બની ગયા. સ્ટીમરે ઊપડવાની બધી તૈયારી કરી લીધી. મછવાએ સાથે બંધાએલા દોરડા સમેટી લેવાયા અને પ્રયાણ બાકી રહ્યું. અહીંથી તદ્દી લંબાઇ લંબાઇને હું જોવા લાગ્યો કે પિતાશ્રી આવે છે કે કેમ. છેલ્લી ઘડીએ એક મછવો તીરની જેમ સ્ટીમર તરફ આવતો દેખાયો તે સ્ટીમર પાસે આવી લાગતાં સ્ટીમરની પડખે લટકતી સીડીને વળગી પડી પિતાશ્રી ને બીજા ત્રણ ઉતારૂઓ ઉપર ચઢી આવેલા.

૭ કિલીમેનમાં સમુદ્ર સાથે મળનારી આ નદી ઝેમ્બાસી નદીના મુખનો એક ફાંટો હતો. એને આફ્રિકાની ગોદાવરી કહી શકાય. ગોદાવરી જેમ પશ્ચિમ તરફના પહાડોમાથી નાશિક પાસેથી નીકળી ઠેઠ પૂર્વમાં મછલીપટ્ટન પાસે સમુદ્રમાં જઇ મળે છે અને મુખ આગળ જતાંજતાં મહાનદ બની જાય છે તેમ ઝેમ્બાસી પણ આફ્રિકાની ઉચ્ચ ભૂમિમાથી પશ્ચિમથી પૂર્વ તરફ વહેવા માંડે છે, દૂર સુધી પાતળી રહી આગળ જતાં અનેક નદીઓને પોતાનામાં સમાવી, કિલીમેન આગળ સમુદ્રને મળે છે. લંબાઇમા તે ગોદાવરીથી આગળ વધેલી છે.

એરાથી ઇનિહંબેન થઇ અમે ડેલાગોઆબે પહોંચ્યા. આ લાંબાં ફિરંગી નામોને ટૂંકાવી હિંદીઓ તેને ઇબાન અને ડાલગોબા કહે છે.

મુંબાઇ છોડ્યા પછી પહેલી વાર ડાલગોબામાં અમારી સ્ટીમર સીધા જમીન પર ઊતરી શકાય એવી રીતે ઊભી રહી. બીજે બધે મછવાઓનો આશરો લીધા વિના જમીન પર ન પહોંચાતું. આખો દિવસ સ્ટીમર રોકાવાની હોવાથી પિતાશ્રી, જમનકાકા ને હું શહેર જોવા ગયા. બા, કેશુ ને કૃષ્ણ સ્ટીમરમાં રહ્યાં.

પિતાશ્રી 'ઇંડિયન ઓપીનિયન'ના ગ્રાહકોને મળવા બધે ફર્યા અને હું આખા બપોર એક ગુજરાતી દુકાનદારને ત્યાં એકલો બેસી રહ્યો. હબસીઓની મોટી ઘરાકી તેને ત્યાં હતી. કાચના મોતીના ચિત્રવિચિત્ર ઘરેણાં, હબસીના બીજા શણગાર અને ત્રણપગા ચૂલાના ઢગલા દુકાનમાં ખડકેલા હતા. મરાઠાઓ અને રજપૂત સૈનિકો રણમેદાનમાં દેગડામાં ચોખા રાંધતા અને દુશ્મન આવતાં દેગડા લઇ ભાગતા તેના જેવી જ વ્યવસ્થા આ ત્રણપગા ચૂલાની હતી. જંગલમાં જ્યાં જાય ત્યાં હબસીઓ તેને સાથે લઇ જાય. ન ચૂલો ખોદવો પડે કે ન ઈંટો ગોઠવવી પડે. આસપાસ લાકડાં ભેગાં કરી સળગાવ્યા કે ખીચડી તૈયાર. બધાં એક કુંડાળામાં બેસી લાકડાની કડછીઓ વતી વારાફરતી તપેલામાંથી ભાત કાઢી ખાતા જાય.

નાની ઉંમરનો છતાં વાતાવરણની અસર પડે જ. મને ગુજરાતી દુકાનદારનું હબસી સાથેનું વર્તન સ્વચ્છ અને સારૂં ન જણાયું. માત્ર વેંગણમાં તેમને ઠીકઠીક છેતરવામાં આવતા હતા એવી મને છાપ પડી. મેં ત્યાં એ હિંદી દુકાનદારોના હબસણ ઉપપત્નીઓ વિષે પણ ચર્ચા સાંભળી. સ્ટીમરના અમારી સાથેના ઉતારૂઓ તેમનાં હબસી બાળબચ્ચાંની તથા દેશમાં રહેલાં બાળબચ્ચાંની ચર્ચા ને ઠઠ્ઠા ચલાવતા હતા. સ્ટીમર પર બ્રાહ્મણને માછલાંનું શાક બનાવતો જોઇ સૂગ ચડી હતી તે કરતાં યે સ્વદેશથી દૂર આવેલા આવા સુંદર શહેરમાં વસતા ગુજરાતીઓની હીણપત ભરી વાત સાંભળી મને ખરાબ લાગ્યું.

સાંજે સ્ટીમર પર પાછા ફર્યા ત્યારે રોજની જેમ સ્ટીમરે પડખું ફેરવ્યું ન હતું એ અસ્વાભાવિક લાગ્યું. ગોદી સાથે જકડાઇ જવાથી તે દિશા બદલી શકી ન હતી. બીજાં બંદરોમાં તે પોતાના લંગરની આસપાસ પ્રદક્ષિણા ફર્યા કરતી.[૮]

સાંજે છએક વાગ્યે ડેલાગોઆબેથી રવાના થઇ બીજે દિવસે રાત્રે આઠ વાગ્યે અમારી સ્ટીમર ડરબનના બારામાં દાખલ થઇ. પણ એ ૨૪ કલાક મને વસમા વીત્યા. ક્યારે ડરબન પહોંચીએ ને ક્યારે મગનકાકા મળે એ વિષે મન અધીરૂં થઇ ગયું. મનમાં અનેક તર્કવિતર્ક ચાલેઃ 'આટલે દિવસે મગનકાકા મળશે, તે રાજી હશે કે ગુસ્સામાં?' 'મેં કાગળ નથી લખ્યો એ વાંકે ઠપકો તો નહિ આપે?' 'તેઓ રાજી હોય તો કેવું સારૂં?' 'પણ મેં કાગળ લખવાનું આળસ કરી ગુનો કર્યો જ છે. એ ગુનો કર્યા પછી મારે અહીં આવવું નહોતું જોઇતું. રાજકોટ મોટા બાપુજી પાસે જ રોકાયો હોત તો સારૂં હતું.' વળી મનમાં થાય કે 'સારૂં થયું હું અહીં આવ્યો. ન આવ્યો હોત તો આટલું બધું જોવાનું ક્યાંથી મળત!' આમ મનના ચક્કર આડે સ્ટીમરમાં ફરવાનું ને જોવાનું છૂટી ગયું અને આખો દિવસ હું અમારી ઓરડીની અભરાઈ પર પડી રહ્યો. સાંજ પડ્યે ઓરડીની બારીમાંથી દૂરદૂર ડરબન બંદરના દીવાની હાર ઝળહળી રહેલી દેખાઇ ત્યારે તૂતક પર ચડી એ શોભા નિહાળી.

બારામાં રાતે આઠ વાગ્યે પહોંચ્યા, પણ ગોદી ઉપર સવારે નવ વાગ્યા પહેલાં સ્ટીમર નથી જવાની એવું જ્યારે કપ્તાને જાહેર કર્યું ત્યારે અકળામણ વધી પડી. ફીનિક્સનાં દશ્યો ઉપરાઉપર યાદ આવવા માંડ્યા. મારી બા પાસે જઇ મેં સવાલ કરવા માંડ્યા. 'દેવદાસકાકા ફીનિક્સ હશેને?' 'આપણો બગીચો કેવો હશે?' 'મિ. કોર્ડિસની નિશાળમાં કેટલા વિદ્યાર્થીઓ હશે?' એમ પ્રશ્નપરંપરા ચાલી. છેવટે બાએ અકળાઇ જવાબ આપ્યોઃ 'કાલે સવારે તો બધું જોવા મળશે. અત્યારે શું પૂછપૂછ કરે છે!' મોડે સુધી પેટીમાં કપડાં ગોઠવવાકરવામાં રાત વીતી. સવારે વહેલા ઊઠી નહાઇધોઇ અમે બધાં તૈયાર થઇ ગયાં,

---

૮ ડેલાગોઆબેથી સને ૧૯૦૯ના માર્ચની દસમી તારીખે ટ્રાન્સવાલના હિંદી સત્યાગ્રહીઓને ત્યાંથી રેલગાડીમાં લાવી દેશપાર કરેલા. એમની પાસે કપડાંવાસણની યે સગવડ નહોતી. પરિણામે એક મદ્રાસી યુવક નારાયણસ્વામી શહીદ પણ થએલો.

અને હું ગોદીએ પહોંચવાની રાહ જોતો તૂતક પર આંટા મારવા લાગ્યો.

અમારી સ્ટીમરથી અગણી મોટી સ્ટીમરો બારામાં પડી હતી. નાનાનાના મછવાઓ ચારે દિશામાં દોડાદોડ કરતા હતા. લગભગ મુંબાઇ જેવી જ ધમાલ ચોમેર હતી. એક તરફ અરુણદેવે સુરખી પાથરી હતી. બીજી તરફ ચોરસ ઊંચો ડુંગર કિલ્લાની પેઠે ઊભો હતો. સૂરજ ઉપર આવતાં સ્ટીમરે લંગર ઉપાડ્યું અને ગોદીમાં પહોંચી. ગોદીમાં સ્ટીમરોની એટલી ભીડ હતી કે 'સોમાલી'ને માટે જગ્યા ન હતી. જર્મન લાઇનની એક બીજી સ્ટીમરને અડોઅડ જઇ તે ઊભી રહી.

એ સ્ટીમરના તૂતક પર મગનકાકા અને મારાં કાકી અમારા સ્વાગત માટે ઊભાં હતાં. મગનકાકાના સ્વચ્છ ધોળા દાંત દૂરથી ચળકી રહ્યા હતા. હજુ બે સ્ટીમરો વચ્ચેનું અંતર વધારે હતું. એક પરથી બીજી પર પૂલ નહોતા પથરાયા. પણ વાત થઇ શકે એટલે પાસે અમે આવી પહોંચ્યા કે સામેના તૂતક પરથી જ મગનકાકાએ પિતાશ્રીને દંડવત્ કર્યાં. મેં તથા જમનકાકાએ મગનકાકાને દંડવત્ કર્યાં. મગનકાકાને હસતા જોઇ મને શાંતિ થઇ અને હું પૂરા આનંદ ઉત્સાહમાં આવી ગયો.

કાંઠે પહોંચ્યા પછી પણ અમને ચારેક કલાક સ્ટીમરમાંથી ઊતરતાં વીત્યા. જો અમે ગોરી ચામડીના હોત તો અરધા કલાકમાં ધારેલું થઇ શકત પણ અમે કાળી ચામડીના હિંદીઓ હતા. અમારે માટે ડરબનના દરવાજામાં મોકળાશ ન હતી. એક અંગ્રેજ અમલદાર સ્ટીમર પર આવ્યો. તેણે અંગ્રેજીમાં શ્રુતલેખન લખાવી જમનાદાસકાકાની પરીક્ષા લીધી અને ખાત્રી કરી કે તેઓ ભણેલા ગણેલા છે. પિતાશ્રી પાસે પોતાની બાની તથા અમ બાળકોની વાપસી ટિકેટો હતી ને નાતાલપ્રવેશ માટે દરેકના નામના પરવાના હતા એટલે ઠીક વહેલો અમારો છુટકારો થયો અને અમે આફ્રિકાની ભૂમિ પર પગ મૂકી શક્યા. પરંતુ અમારી સાથે આવેલા કેટલાક પટેલોને સ્ટીમર પરથી ઊતરવું છ વીસે સો જેવું થઇ પડ્યું. તેમને મદદ આપવા સારૂ અને તેમની વાત ઑફિસરને સમજાવવા સારૂ પિતાશ્રીને ઠીક વખત આપવો પડ્યો. બે પટેલો બહુ જ ગળગળા થઇ પિતાશ્રી પાસે આવેલા પિતાશ્રીએ તેમને માટે બનતો પ્રયાસ કર્યો, પણ છેવટ સુધી ઑફિસર ન જ પલળ્યો. તેમની પાસેના પરવાના એ પટેલોના નહિ પણ બીજી કોઇ વ્યક્તિના હોવાની શંકા એ ઑફિસરને આવવાથી તેમની કાયદેસર તપાસ કરવા પર વાત મુલતવી રહી.

સ્ટીમર પરથી અને જકાતી ખાતામાંથી છૂટ્યા પછી અમે રૂસ્તમજી શેઠને ઘેર પહોંચ્યા. તેઓ ફીનિક્સવાસીઓના કુટુંબી સગા હતા. તેમને મળી તેમની વખારમાં સ્ટીમર પરથી આણેલા ભારે દાગીના ખડકી, સાંજની ટ્રેનમાં અમે ફીનિક્સ રવાના થયા. ડરબનની ધમાલમાંથી નીકળ્યા પછી ટ્રેનમાં એકબીજાના ખબર અંતર પૂછવાનો અમને વખત મળ્યો. એક કલાકની ટ્રેનની અને અઢી માઇલની પગે ચાલવાની મુસાફરી પૂરી કરી ઘેર પહોંચતાં સુધીમાં પલટાઇ ગએલા ફીનિક્સ વિષે અને બાપુજીના નવાનવા અખતરાઓ વિષે મગનકાકા પાસેથી ઘણું સાંભળ્યું. પ્રભુદાસ ગાંધી



## મેંદીનાં પાન

જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે.

કીમતીમાં કીમતી વસ્તુ નકામી જવા દેનારને આપણે મૂર્ખ ગણીએ છીએ છતા સમયનો તેવો જ ઉપયોગ કરતા આપણે અચકાતા નથી.

બીજાંમાં જે તમને ન ગમતું હોય તે પહેલું તમારી જાતમાંથી દૂર કરવાનો યત્ન કરો.

તારાથી બીજા ઇજા ન પામે માટે પારેવા જેવો થા; બીજાથી તને ઇજા ન થાય માટે સાપ જેવો બન.

# મારી સફર

જેમાં મારા જીવનનો ઘડનાર હું પોતે જ કેમ ન બનું એ એક જ વિચારે પ્રકૃતિજન્ય સ્વભાવને વળગી રહી હું કફની ધારણ કરૂં છું.[૪]

દુ:ખ! કેવો કડવો શબ્દ! મનુષ્યજીવનનો દુશ્મન, સંસારનું ઝેર. એક જ તત્ત્વનો નાશ થઇ શકે તો સ્વર્ગના દેવતા આ લોકમાં જીવવા ઊતરી આવે. પંડિતો કહે છે, આધ્યાત્મિકો ઉપદેશે છે, લોકો રોઇરોઇને ગાય છે, 'સંસાર દુઃખનો સાગર છે; દુનિયા દુઃખની ભરેલી છે.'

પણ હું તો કહું છું કે, હજાર હજાર વાર એ જૂઠ છે: સંસાર સુખનો સાગર છે; દુનિયા સુખથી જ ભરેલી છે. દુઃખ એ જગતે ઊભી કરેલી અકુદરતી વ્યવસ્થાનું પરિણામ છે. પ્રકૃતિએ તો દુનિયાની રચનાના એકએક અંગમાં અથાગ સુખ ભરી દીધુ છે. પ્રકૃતિ હર પળે પોકારીપોકારીને કહ્યા કરે છે: 'અરે, સુખના શોધક! સુખ તો તારામાં જ ભરેલું છે. તારા સામર્થ્યનો વિકાસ એ જ તારા સુખનું સાધન જ્યાં વિકાસ નથી ત્યાં સુખ નથી. તારામાં અનંત શક્તિઓ ભરી છે. બહારની કોઇ શક્તિ એનો મુકાબલો કરી શકે એમ છે જ નહિ. એમાંની એક જ શક્તિનો વિકાસ સાધ! એ વડે તું સુખ મેળવી શકીશ. તારા જીવનનો કર્મપથ બનાવટી છે. એ માર્ગેથી પાછો વળ. હું તને મદદ કરીશ.'

પણ હર ઘડી પ્રતિધ્વનિત થતા પ્રકૃતિના આ અવાજને સુખનો કોઇ ચાહક સાંભળતો નથી! પોતામાં અખૂટ ભરેલી શક્તિનું એને ભાન નથી રહ્યું. કલ્પી શકાય એવી કોઇ પણ શક્તિ માણસમાં છે એને એ પ્રાપ્ત કરી શકે છે; પણ તે પ્રકૃતિનિર્મિત જીવનવ્યવહારથી. જ્યાં જ્યાં અપ્રાકૃતિક વ્યવહાર ત્યાં ત્યાં જીવનમાં દુઃખ, એ અચળ સિદ્ધાંત છે. વિકાસને પંથે પગલું મૂકનારને પ્રકૃતિનું કોઇ અગમ્ય બળ મદદ કરવા તત્પર હોય છે. પ્રાકૃતિક નિયમન કે વ્યવહારનો આચરનાર વિકાસના કોઇ પણ કાર્યમાં અફળ થતો જ નથી.

મારી સફરનો રાહ જ્યાં જ્યાં પ્રાકૃતિક વ્યવહારની દિશામાં લંબાયો છે, ત્યાં ત્યાં મારાં કેટલાં યે સંકટો એની મેળે દૂર થઇ ગયા છે. એ રાહે મેં ધાર્યું તે મેળવ્યું છે: ચિર સુખનો સાધક બન્યો છું.

પહેલી સફર પૂરી કરીને ઘેર આવ્યો. હતો તેવો બની ગયો. એક દિવસે ગામથી દૂર, નદીને કિનારે શિવમંદિરના વડની ઊંચી ડાળે બેઠો બેઠો વિચારૂં છું 'અરે, વળી હું રખડતો ભટકતો છોકરો બની ગયો! મારે સાધન નથી, સંપત્તિ નથી. મોટો થઇશ ને કમાઇશ શું? હા, બ્રાહ્મણ છું, ભિક્ષુક બની શકીશ. વગર મૂડીએ પેટ પૂરતું કમાઇ તો શકીશ. પણ, એવું જીવન શા કામનું? ભીખ માગીનેજીવવું? ના, ના, એવું હીણું જીવન જીવવા કરતાં તો બીજું જ કંઇક કરવું. ચાલ, અમદાવાદ જાઉં. મોટાભાઈ ત્યાં છે. ગમે તેમ કરીને ભણું. ભણેલાને કંઇક તો સૂઝે જ. અભણને નોકરી પણ શાની મળે? મળે તો ય દાસત્વ.

બસ, વડથી ઊતર્યો અને ઘેર ગયો. બાને કહ્યું, હું અમદાવાદ જઇશ. ભાડાના પૈસા માગ્યા. હા ના થઇ. મેં નિશ્ચય કર્યો કે ભાડું ન મળે તો ચાલતા જવું. શક્યાશક્યતાનો કંઈ જ વિચાર આવે વખતે મેં જિંદગીમાં ક્યારે ય કર્યો નથી. કોઇ કામ અશક્ય છે, એવુ મેં કદી યે ધાર્યું નથી: જે સાંભળીને લોકો કંપી ઊઠે એવાં ભયંકર કામો પાછળ પણ મેં પ્રયત્ન—સફળ પ્રયત્ન કર્યો છે. હું તો કહીશ, માણસ ધારે તે મેળવે છે. એક જ વાત એનામાં જોઇએ: અને તે દૃઢતા. દૃઢ મનવાળા માણસને જગતમાં કંઇ જ અશક્ય નથી.

પણ મારો આ વખતનો નિર્ણય ફરી ગયો. બીજે દિવસે બાએ મને ગણગણતો સાંભળ્યો કે 'ચાલીને જઇશ.' અને તરત જ મને ભાડું આપ્યું.

અમદાવાદ ગયો. આ શહેર વિષે એની ભવ્યતાની મારી કલ્પના ઘણી જ મોટી હતી. મુકાબલામાં જોયું ત્યારે એમાંનું કંઇ નહિ. બધું સામાન્ય જ લાગ્યું. ગામડાનો માણસ પહેલો જ અજાણ્યા શહેરમાં જાય અને ગભરાટ છૂટે, એવું કંઇ જ મેં અનુભવ્યું નહિ. પૂછીને ભાઇનું સ્થાન શોધી કાઢ્યું. પ્રથમ તો ભાઇ જરા મુંઝાયા. મારે ભણવું જ હતું. નોકરી માટે ભાઇએ અને બીજાઓએ મને સમજાવ્યો. મેં ચોકખી ના કહી.

પંદરેક દિવસ વીત્યા. આખો દિવસ અમદાવાદના રસ્તા ઉપર રખડ્યા કરૂં. એક દિવસે રાયપુર ચકલામાં ઊભોઊભો કોઇની દુકાનનું પાટિયું વાંચતો

હતો. પાટિયાં વાંચવાનો મને બહુ શોખ હતો. એ પાટિયાં વાંચતાં જ હું અંગ્રેજી એ.બી.સી.ડીના અક્ષરો મારી મેળે શીખી ગયો હતો. પાટિયું જરા મોટું હતું. ઘણુંઘણું મળવાનું તેમાં લખ્યું હતું. વાંચતા વાર લાગી. મારું ધ્યાન પાટિયામાં જ હતું. કોઈનો હળવો ધક્કો મને વાગ્યો. જોયું તો ભગવાં કપડાં-વાળો મારા જેવડો જ એક છોકરો મને ઘસીને ગયો. એના હાથમાં પુસ્તકો હતાં. એકાએક વિચાર આવ્યો અને એ ભગવાધારી છોકરા પાછળ ચાલતો થયો. ઘણે દૂર ગયા પછી મેં માંડમાંડ તેને પૂછ્યું: 'તમે ભણો છો ?'

'હા, કેમ ?' તેણે કહ્યું.

'ક્યાં ?' મેં પૂછ્યું.

'પાઠશાળામાં'

'કેવા છો ?'

'સાધુ.'

બસ, હું અટકી ગયો. સાધુ ચાલ્યા ગયા. નીચે માથે પાછો વળ્યો. થોડી વારે ચિત્ત પ્રસન્ન થઈ ગયું. હવે કંઈ ભો નહિ. ભાઈ ભલે ન ભણવાનું કહે અને નોકરી માટે સમજાવે. આપણે અહીંથી જતા રહેવું. કોઈ સાધુના ચેલા થઈ જવું અને ભણવું.

મારો આ વિચાર અમલમાં તો ન આવી શક્યો, પણ ભવિષ્યમાં એણે સુંદર કાર્ય કર્યું. કાશીમાં અને પ્રયાગમાં મારા મંડળમાંના મિત્રો કેટલાક સારા સ્થાનોમાં સાધુઓના શિષ્ય બની ગયા, મોજથી રહ્યા અને અભ્યાસ કર્યો. એમાંના એકે તો પોતાના સ્થાન-ની ગાદી મેળવીને મહંતપદ મેળવ્યું હતું. એણે સાધુ-સંસ્થામાં ઘૂસી ગએલા બધા જ સડા કાઢી નાખીને સુધારા કર્યા હતા. ધાર્મિક સંપત્તિ જનસમાજના હિતમાં ખર્ચીને દુરુપયોગ થતો અટકાવ્યો હતો. આ વખતે અને હજી પણ મને લાગે છે કે, સુધારક વિચારના શિક્ષિત કુમારો એવાં ધાર્મિક સ્થાનો પકડી લે તો ધાર્યું પરિવર્તન લાવી શકે. સમાજહિતમાં ખર્ચવા નાણાં મળતાં નથી, જ્યારે ધાર્મિક સ્થાનો-માં અઢળક દોલત ભરી છે; એનો ઉપયોગ પણ થઈ શકે. મિશનરી કાર્ય કરનારા યુવાનોએ આ કામ કરવા જેવું છે.

મેં નાસી જવાની પૂરી તૈયારી કરી લીધી. પણ જવું ક્યાં ? ડાકોર યાદ આવ્યું. મેં ધાર્યું કે ત્યાં એવાં સ્થાન હશે. તીર્થસ્થાન છે; જરૂર કોઈક તો ચેલો બનાવી જ લેશે. દાઢીમૂછ નથી એટલે ગુરુજીને મૂંડ-વાની પણ મહેનત નહિ પડે ! સાધુઓ એવા ચેલાને વધારે લાયક ગણીને સ્વીકારે છે, જેની ઉંમર વધારે-માં વધારે ઓછી હોય. મારામાં એ યોગ્યતા હતી.

પણ બીજે જ દિવસે ભાઈએ મને સાથે ચાલવા કહ્યું. મેં ધાર્યું કે બસ, નોકરી ડાકણ હવે મને ભરખી લેશે. ઢીલે મોંએ હું ભાઈ સાથે ગયો. તેમણે મને એક ખાદીધારી પુરુષ સામે ખડો કર્યો. એ જમાનો અસહકારના શૈશવકાળનો હતો. થોડા જ વખતઉપર લોકમાન્યનું મૃત્યુ થયું હતું. હું એ વખતે રાજકોટ-માં કંદોઈને આશરે હતો. ખાદીધારી મહાશયે મને બેચાર પ્રશ્નો પૂછ્યા અને 'હોશિયાર' હોવાનું પ્રમાણ આપ્યું. મને એ મશ્કરી કરતા હોય એમ જ થયું. હું ગામડાનો છોકરો હોશિયાર હોઉં, એ માની ન શકાયું. પણ આખરે એ જ પ્રમાણપત્ર ઉપરથી મને શાળામાં દાખલ કર્યો. ભણવાનું શરૂ થઈ ગયું.

અમદાવાદના મારા એ દિવસો મને ખૂબ પ્યારા છે. એ વેળા મેં ખૂબ મોજ કરી છે. એ બધું અહીં આલેખવું ઠીક નથી. આ તો મારી સફર છે, એટલે એને જ ચીતરું.

અંતે અમદાવાદ—અને સાથે સાથે ગુજરાત—ને એક દસકા માટે છેલ્લા નમસ્કાર કરવાનો પ્રસંગ આવી લાગ્યો. મારા જીવનમાં અજબ ફેરફારીનો એ પ્રસંગ કહેવાય. એ પ્રસંગ ન આવ્યો હોત તો હું અત્યારે કાંઈક જુદો જ હોત. કદાચ વકીલ હોત. મને વકીલ થવાનું ગમતું હતું. આગળ જતાં બનારસની અદાલતમાં વગર વકીલે હું મુકદ્દમો લડેલો ત્યારે મારી ઊલટતપાસ સાંભળવા ઘણા વકીલો ભેગા થએલા. તેઓએ કહેલું, 'તમે વકીલ થવાને લાયક છો.' કદાચ મોટો લેખક થયો હોત. એ શોખ મને નાન-પણથી જ રહ્યો છે. પણ એ જીવનને આજના જીવન સાથે સરખાવું છું અને એ વખતે હું કેવો હોત એ વિચારું છું, તો લાગે છે કે હું બની ગયો છું. અત્યારે વધારે સુખી છું. માની લીધેલું સુખ નહિ, પણ વાસ્તવિક સુખ મને મળ્યું છે. મારે કેટ-

લાક વકીલો અને લેખકો મિત્રો છે. તેઓ મારા સુખની અદેખાઇ કરે છે.

પરિવર્તનનો એ પ્રસંગ મારી કાચી ઉંમરને કચડી નાખે એવો હતો. એ જ પરિવર્તનથી, રખડીભટકીને ટુકડો રોટલો મેળવવા મથતા હજારો દેશબાંધવોની ભિખારીની જમાતમાં હું મે વધારો કરી શક્યો હોત.

રવિવારનો દિવસ હતો. બપોરનો વખત હતો. શાળા બંધ હતી. એક વકીલને ત્યાં હું રહેતો હતો. જમી પરવારીને હું કપડાં પહેરતો હતો.

'કેમ, બહાર જવું છે કે?' વકીલે પૂછ્યું.

'જી, હા.' મેં કહ્યું.

'આજ નથી જવું.'

'કંઇ કામ છે?'

'કામ કંઇ નથી; પણ શહેરમાં તુફાન થવાનો ભય છે. આજ ન જઇશ.'

આટલું કહીને વકીલ જતા રહ્યા. હું વિચારતો ઊભો રહ્યો. કાલે કોઇ જગ્યાએ એક નાગરીના હિંદુનું મુસ્લિમે ખૂન કર્યું હતું. તેના વિરોધમાં શહેરમાં હડતાલ જેવું હતું. વિરોધસભા પણ મળવાની હતી. મને છાપાં દ્વારા આ ખબર મળી ગયા હતા. તેટલા માટે જ હું શહેરમાં જતો હતો. લડાલડી અને મારામારી જો સમાજના હિતને ખાતર થાય તો એમાં ભાગ લેવાનું મને ગમતું. બહાદુરીથી લડવાનો શોખ ઘણો હતો. જર્મન લડાઇ અત્યારે થઇ હોત તો ઘણું સારું, એમ પણ હું ઘણી વખત માનતો. સિપાઇ બનીને દૂરદૂરના દેશોમાં જવાની મને તમન્ના હતી.

વકીલ ગયા. આજ્ઞા માનવી કે મોકો જવા દેવો? આજ્ઞા તો રોજ માનવાનું મળશે, મોકો નહિ મળે. હું તો છાતી ફુલાવીને ચાલતો થયો. હિંદુઓની દુકાનો બંધ હતી. સાંજ સુધી રસ્તા ઉપર ભટકતો જ રહ્યો, પણ કોઇ હિંદુને કે મુસ્લિમને એકમેકને છરી ભોંકી દેતા જોવાનો લ્હાવો મળ્યો નહિ. સાંજે ઘેર પાછો ગયો. વકીલ બહારથી આવ્યા.

'કેમ, ગયો હતો કે?' મને પૂછ્યું.

'જી, હા.' મેં કહ્યું.

'કેમ?'

હું કંઇ બોલ્યો નહિ.

'કહે? ના કહી હતી ને?' વકીલે ફરી પૂછ્યું.

'હડતાલ જોવા ગયો હતો.'

'પણ ના કહી હતી ને? આ રીતે મારે ત્યાં રહેવાનું નથી. તારે મને ત્યાં જવું હોય તો જજે.'

આમ કહીને વકીલ જતા રહ્યા. અપમાનનો દવાયેલો હું કદાચ રહ્યો જ નથી. કોઇની સામે દીણપદના ભાવે ઊભો રહ્યો જ નથી. અત્યારે પણ મારો એ બાળસ્વભાવ મને ઠીક જ લાગે છે. દરેક માણસમાં એવા ગુણો હોવા જ જોઇએ. ભલે તે રાંક હોય. દીણપદનુ ભાન રાખવું, એ મનુષ્યત્વનો ઘાત કર્યા બરાબર છે. માણસમાણસ વચ્ચે બરાબરી સિવાયનો બીજો ભાવ હોવો જ ન જોઇએ. વિનય, વિવેક અને મર્યાદાનો વ્યવહાર એ બીજી વાત છે. દરેક સ્વાભિમાનીમાં તો એ ગુણ હોય જ. એ વિના સ્વાભિમાન અહંભાવ બને છે.

મારું દિલ ઘવાયું. વડીલોની આજ્ઞા એ ગુલામીનું ફરમાન તો ન જ બનવું જોઇએ. હું વિચારવમળે ચડ્યો. કોઇના આધાર વગર આપણે ન જીવી શકીએ? આપણે પોતે જ પોતાને કેમ ન બનાવી શકીએ? મારા જીવનનો ઘડનાર હું પોતે જ કેમ ન બનું? આમ ઘણી વાર સુધી વિચારતો રહ્યો.

નિર્ણય કરી લીધો. અમદાવાદ છોડું, ગુજરાત પણ છોડું અને ક્યાંક દૂર જતો રહું. મને ત્યાં નોકરી, પણ અત્યારે અહીંથી તો જતો જ રહું.

ચોપડીઓનું નાનું પોટલું બાંધ્યું. થોડા જ દિવસ પહેલાં પહેરણ માટે લાવેલી ખાદીનો તેમાં ઉપયોગ કર્યો. બીજું તો કંઇ લેવાનું નહોતું. આ મુસાફરી એવી હતી, કે એને માટેનાં સાધનોનો વિચાર થઇ જ ન શકે. ચંપલ પણ ન પહેર્યાં. પોટલી બગલમાં દબાવીને ઘર બહાર નીકળી ગયો.

રાત થઈ ગઇ હતી. શહેરમાં તો પડી રહેવાની મે જગ્યા મળે એમ નહોતું. સાબરમતીને પેલે પાર એ વખતે ઉજ્જડ હતું. ગુજરાત કૉલેજ પાછળ વગડા જેવું જ ભાસે. ત્યાં ચાલ્યો ગયો. રેલવેના એક ગરનાળાના પૂલ નીચે આસન જમાવ્યું. અહીં કોઇ ઉઠાડનાર નહોતું. દિવસે જ જ્યાં માણસ ન દેખાય ત્યાં રાત્રે કોણ આવે? પણ ઊંઘ આવી નહિ. શિયાળો પૂર બહારમાં ખીલ્યો હતો. ટાઢ સખત પડતી હતી. પગ લાંબા કરીને તો સૂવાય જ શાનું? સાપની પેઠે

કુકડાંણું વળી ગયો. ચોપડીઓ છોડીને કપડું ઓઢ્યું. પણ ટાઢ એવી કે કંઇ ચેન ન વળે. છેવટે હાથપગ હરીને ઠીકરાં જેવાં થઇ ગયાં. દાઢી ધ્રૂજવા લાગી. ઉપાય સૂઝી આવ્યો. દંડ બેઠકનો પ્રયોગ અજમાવ્યો. દસવીસ દંડ કર્યાં. શરીરમાં ગરમી આવી ગઇ. ટાઢ ઊડી ગઇ. શાંતિથી થોડી વાર પડી રહ્યો. વળી થોડી વારે ટાઢ ચઢી. વળી દંડ ખેંચી કાઢ્યા. એમ દંડ કરતાં કરતાં રાત કાઢી. પણ એ રાતની કસરત હજી યે ભુલાતી નથી.

સવારે એક દરજીની દુકાને ગયો. પહેરણની ખાદીની કફની કરી આપવા કહ્યું.

'તમે કફનીને શું કરશો?' દરજીએ પૂછ્યું.

'સાધુને આપવી છે' મેં કહ્યું.

'ત્યારે તો ઠીક. એક આને કરી આપીશ.'

હું કફનીનું બીજું શું કરું?

કફની થઇ ગઇ. હવે સસ્તો હજામ જોઇએ. આમ તો મૂંડવાના બે બે આના લે. દિલ્હી દરવાજા બહાર, જાણે હજામોનું બજાર ભરાતું હોય એવું મેં જોયું હતું. હજામોની હારની હાર ત્યાં બેસી રહે. મીલ-મજૂરોને સસ્તામાં મૂંડી દે. હું ત્યાં ગયો. એક ઘાંયજા તરફ મેં જોયું કે બધા સમજી ગયા. કોણ જાણે, એમની નજરમાં જ ઘરાક પારખવાની શક્તિ હશે! 'એ લૈ, આવાં, આવાં. બે જૈ આલજે.' ત્યાં તો એકે મારો હાથ પકડીને 'લે હેંડ, એક જૈ આલજે; મૂંડવું જ છે ને?' કહ્યું હું તો તરત બેસી જ ગયો. એક પૈસામાં સુંદર ઝુલ્ફા મૂંડાવી નાખ્યા. કફનીને શોભે એવો ચહેરો થઇ ગયો. ચોટલી રખાવી ખરી.

ન્હાયા પછી પ્રતિજ્ઞા લઇને કફની ધારણ કરવાની શ્રદ્ધા હવે મનમાં જન્મી. સીધો દૂધેશ્વરના ઘાટે ગયો. ત્યાં માણસોની ભીડ હતી. સાબરમતીને કિનારે કિનારે દૂર સુધી ચાલ્યો ગયો. નિર્જન સ્થાનમાં કપડાં કિનારે ઉતારીને ન્હાવા ઊતર્યો.

મારા વિચારમાં જરા પણ પોચાપણું નહોતું. પ્રકૃતિજન્ય સ્વભાવને વળગી રહીને મેં મારી સફરની તૈયારી કરી. પ્રકૃતિના સ્વભાવને ન સમજતો કે ન વિચારી શકતો, છતાં કોઈ ગૂઢ શક્તિ મને દોરી રહી હતી. મારી ચાલમાં પાછળથી એનો ધક્કો હતો. મારાં સ્વાભાવિક કાર્યોમાં એવા બળની સહાય મને હમેશાં મળ્યા કર્યાનું આજે હું સ્વીકારું છું. સંગીતનો શોખ થયો ને વિના કોઇની મદદે વાજું વગાડતાં શીખી ગયો. ચિત્રકામનો શોખ થયો. પીંછી કદી જોઇ પણ નહોતી. મનની મોજે બધું લાવ્યો ને ચિત્રકામ શીખી ગયો. વિના કોઇની સહાય કે સૂચનાએ ચિત્રો દોર્યાં અને પ્રદર્શનમાં ઇનામ મેળવ્યું. અંતઃપ્રેરણાને વળગી રહેનાર પ્રકૃતિના ગૂઢ બળની મદદ મેળવે જ છે. નિઃસહાય દશામાં સફર ખેડવા બેઠો અને એમાં પણ સફળ જ થયો. પ્રકૃતિ એને જ સહાય કરે છે, જે અંતરના ભાવોને વળગી રહે છે. એવા ગૃહસ્થોને જગતનાં ઝેર દુઃખી નથી બનાવી શકતાં. અંતરના ભાવોને છોડી કરેલું વિકૃત વર્તન એ જ દુઃખનું કારણ. ત્યાં જ પ્રકૃતિ વિફરે છે.

(ચાલુ)

જીવરામ જોષી

## વાહ બહાદુરો!

કાજી અને શાહ બેઉ કૉલેજની એક જ ઓરડીમાં સાથે રહેતા હતા. કાજી શરીરે દૂબળો હતો પણ કાયમ વાતો કરતો કે તેના પર પીરનો હાથ છે અને તેની સહાયથી તેને કોઇ નુકસાન કરી શકે નહિ. શાહ શરીરે જરા તગડો, પણ મનમાં કાજીના પીરથી ડરે. એકવાર રાત્રે બંને સૂઇ ગયા હતા એવામાં કાજીના સેંથામાં ખિસકોલું ભરાયું, એટલે અંધારામાં ને અંધારામાં તે કાઢવાને ફૂ ફૂ અવાજ કરવા માંડ્યો. એ સાંભળી શાહને લાગ્યું કે કાજીના શરીરમાં પીર જાગ્યા છે, એટલે પથારી છોડી તે બહાર નાઠો. કાજીએ જોયું કે આ કદાવર જુવાન નાસે છે માટે ચોર જેવું કાંઇ હોવું જોઇએ, એટલે તે પણ બહાર નીકળી તેની પાછળ નાઠો. શાહને લાગ્યું, 'બાપ રે! પીર પાછળ પડ્યા.' દોડીને તે દાદરો ઊતરી ગયો અને કૉમ્પાઉન્ડ બહાર પહોંચ્યો, એટલે કાજીની હિંમત વધારે ડગી અને તે પણ ગયો દરવાજા બહાર. બેઉની દોડાદોડથી બીજા કૉલેજિયનો જાગી ઊઠ્યા અને દીવા ધરી પૂછ્યું, અલ્યા ભાઈ, છે શું? કાજી કહે, પૂછો શાહને, એ કેમ દોડ્યો? શાહ કહે, કાજીના ડીલમાંના પીર પાછળ પડ્યા છે એટલે! અને પછી સ્ફોટ થતાં બંનેની બહાદુરી પર સૌ હસ્યા.'

(ખરી બીના)

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન ચૈત્ર અંકના પૃ. ૨૦૦થી]

## તંત્રીની નોંધ:

આ અંકમાં અપાતા સોળમા દિવસ સાથે લઘુલિપિની ઉત્તીર્ણ શ્રેણી સંપૂર્ણ થાય છે, એટલે એની સાથેસાથ લઘુલિપિનો સૈદ્ધાન્તિક વિભાગ પણ પૂરો થાય છે; પણ, લેખકે 'પૂર્વતૈયારી'ના પ્રકરણમાં જણાવ્યું છે તેમ, શીખનારને લઘુલેખક તરીકેના ધંધામાં ઉપયોગી થાય એવી કેટલીક સૂચનાઓ, મનોયત્નો, શબ્દકોશ વગેરે હજી બીજાં ત્રણ વધુ પ્રકરણોમાં આપવાનાં છે. એ બધું પુસ્તકમાં સમાવવામા આવશે, અને એ સર્વાંગસંપૂર્ણ પુસ્તક થોડા જ વખતમા બહાર પડશે. પણ એ દરમિયાન, અમારા વાચકો અને શુભેચ્છકોને અમે જાહેર આમંત્રણ આપીએ છીએ કે તેઓને કાંઇ સૂચનાઓ, પ્રશ્નો, શંકાઓ, અભિપ્રાયો, વગેરે સૂચવવાના હોય તો તે પહેલા અમને લખી મોકલવા કૃપા કરે, જેથી તૈયાર થતા પુસ્તકમાં એ શુભેચ્છકોના અભિપ્રાય ઉપર ઘટતું ધ્યાન આપવામાં આવે

## સોળમો દિવસ : વિવિધ રીતે થતા લોપ

### નિયમો

[૮૯] કોઇ નામને અંતે 'ઓ', 'ઇ', 'ઉ'માંથી એકાદ જાતિવાચક સ્વર આવતો હોય અને છતાં તે નામમાં એ સિવાયની બીજી જાતિ શક્ય ન હોય, ત્યારે એ અંત્ય જાતિવાચક સ્વરનો લોપ કરાય છે.

[૯૦] નજીક નજીક કે નિયમિત અંતરે, અંતે એક જ સરખા પ્રત્યયોવાળા શબ્દોની આખી શ્રેણી આવતી હોય ત્યારે, તેમાંના શરૂઆતના એકાદ બે શબ્દોના પ્રત્યયો લખ્યા પછી બાકીના શબ્દોના પ્રત્યયો જતા કરાય છે.

[૯૧] સંખ્યાક્રમસૂચક પ્રત્યયો જેવા કે 'લું', 'જું', 'મું' વગેરેનો લઘુલિપિમાં લોપ થાય છે, એટલે એ અર્થ બતાવવા સાદી સંખ્યાઓ જ ચાલી શકે છે.

[૯૨] નામયોગી અવ્યયો પહેલાં આવતા છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો 'નો-ની-નું'નો લોપ થાય છે.

[૯૩] જે શબ્દો માટે સામાન્ય વ્યવહારમાં ટૂંકાં રૂપો પ્રચલિત હોય તે શબ્દો માટે એ રૂપો લઘુલિપિમાં લખી ઉપયોગમાં લેવાય છે.

[૯૪] કોઈ વિચાર બતાવવા માટે તુરત સમજી શકાય એવું કોઇ સંજ્ઞાચિત્ર જાણવામાં હોય અને તેનાથી લખાણમાં બચાવ થઇ શકતો હોય તો તે ઉપયોગમાં લેવાય છે.

[૯૫] જો વિશેષણને બદલે નામ અથવા નામને બદલે વિશેષણ લખવાથી શબ્દ ટૂંકો છતાં સ્પષ્ટ લખી શકાતો હોય તો એ બંનેમાંથી વધારે ટૂંકું હોય તે રૂપ લખાય છે.

[૯૬] કોઇ શબ્દો લખવા જતા કરવા હોય ત્યારે એ મૂકી દીધેલા શબ્દોની સંખ્યાના પ્રમાણમાં લાંબી લીટી કરાય છે.

## સૂચનાઓ

(૮૯) 'હોદ્દો', 'પૃથ્વી', 'કારખાનું' આવા શબ્દોમાં અંત્ય સ્વર જાતિ બતાવે છે ત્યાં આ નિયમ લાગુ પડી શકે એથી ઉલટું 'ખુરશો', 'અધિકારી', 'ગરજાઉ' એવા શબ્દોમાં એ જ સ્વરો અંતે આવેલા હોવા છતાં તે જાતિસૂચક નથી, એટલે એવા શબ્દોમાં તે તે સ્વરો લખવાની જરૂર રહે છે. ખ્યાલમાં રહે કે જ્યારે કોઇ શબ્દમાં અંત્ય સ્વરથી સૂચવાતી એક જ જાતિ શકય હોય ત્યાં જ આ નિયમ અમલમાં આવી શકે. જેમકે 'પૃથ્વી' એ શબ્દને મળતા 'પૃથ્વો' કે 'પૃથ્વું' એવા રૂપો નથી માટે જ તેને આ નિયમ લાગુ પડે; પણ 'છોકરો' એવા શબ્દોમા જાતિવાચક સ્વરની જરૂર રહે જ. તેમ છતા જ્યા અનુપ્રાસે જાતિ સમજી શકાય તેમ હોય ત્યા તો આ છેલ્લા ગણાવેલા જેવા શબ્દોમાં પણ જાતિવાચક સ્વર લોપી શકાય. આમ જાતિવાચક પ્રત્યય લોપવાના સિદ્ધાંતની ચર્ચા અગાઉ સૂચનાઓ ૫૧ તથા ૬૪માં થઇ ગઇ છે તે અહીં ફરીથી વાચી લેવી

(૯૦) આ નિયમ તદ્ધિત અને કૃત્ બંને જાતના પ્રત્યયોને લાગુ પડી શકે છે. નિયમની ભાષામા એ પ્રત્યયો સરખે અંતરે આવવાનુ ધોરણ ફરજિયાત છે. પણ એ સરખું અંતર શબ્દની સંખ્યાથી માપી ન શકાય. ઘણી વખત સરખા વજનના ટુકડામા વહેંચાઇ જતા વાક્યોનાં ઉપાંગોમા પણ આવી શ્રેણી દેખા દે છે, ત્યાં પણ વિવેકબુદ્ધિથી આ નિયમ યોજી શકાય.

(૯૧) સંખ્યાઓ બતાવવા માટે અગાઉ નિયમ ૨૬ આવી ગએલ છે. એ નિયમ મુજબ 'છવીસ' લખવાને બદલે '૨૬' લખી, તે સંખ્યા આંકડાથી જણાવવાનું કહેલું છે. અને આ નિયમ ઉમેરતાં હવે '૨૬' એ આંકડો 'છવીસ' અથવા 'છવીસમું' એમ બે રીતે વાચી શકાય. અને તે જ મુજબ '૪'='ચાર' અથવા 'ચોથું', '૧૦'='દસ' અથવા 'દસમુ' વગેરે. આ બધું એકદમ સ્પષ્ટ હોવાથી આ નિયમ ઉપર જુદાં ઉદાહરણો આપવાની જરૂર રહેતી નથી.

(૯૨) નામયોગી અવ્યય જેવા કે 'ઉપર', 'પછી', 'સાથે' વગેરેની પહેલાં હમેશ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય આવે જ એવું કાંઇ નથી. ઘણી વખત એ પ્રત્યય અધ્યાહાર પણ રહેતો હોય છે. કયારેક વિકલ્પે તે અધ્યાહાર પણ રાખી શકાય અથવા લગાડી પણ શકાય. અને કયારેક અચૂક લગાડવો પડે છે. પણ લઘુલિપિમાં નામયોગી અવ્યયની પૂર્વે 'નો-ની-નું' અચૂક વાંચવાનો નિયમ રાખવો; પછી ભલે તેની જરૂર ન હોય તો જતો કરી દેવાય તેમ છતા જ્યારે નામયોગીની પૂર્વે કોઇ સર્વનામનું રૂપ, જેવું કે 'અમારૂં', 'આપણું' વગેરે આવતું હોય ત્યારે એ સર્વનામનું એ રૂપ લખવું વધારે સુગમ પડશે.

(૯૩) 'જા.ખ.', 'રા.સા.' વગેરે ટૂંકાં રૂપો સર્વસામાન્ય છે. અને સામાન્ય લિપિમાં ઉપયોગમા લેવાનાં એ રૂપો લઘુલિપિમાં પણ ઉપયોગમાં લેવાય એ સ્વાભાવિક છે. પણ એ ટૂંકાં રૂપોમાં લખાતાં પૂર્ણવિરામ ચિહ્નો માટે કાળજી રાખવી પડશે. લઘુલિપિમાં પૂર્ણવિરામ ચોકડીથી બતાવાય છે, અને એક શબ્દમાં બે ચોકડી કરવી પડે ત્યારે તેમા ખૂબ સમય લાગે છે. આ તકલિફમાંથી બચવા માટે આવાં ટૂંકાં રૂપોમાં બે શબ્દો વચ્ચે એક જ ચોકડી કરવી, તેમજ પૂર્ણવિરામ માટે કરાતી ચોકડીથી તેને સહેજ ઊંચે લેવી. આમ કરવાથી એ ચોકડી સંકેતની છે એમ તુરત સમજી શકાશે.

(૯૪) આવાં શકય સંજ્ઞાચિત્રોના થોડાએક નમૂના ઉદાહરણોમા આપ્યા છે. અને તે ઉપરાંત જે જાતનું કામ લઘુલેખકને કરવાનું હોય તે કામને અનુકૂળ સંજ્ઞાચિત્રો કાં તો પોતે જાતે ઉપજાવી શકે, અથવા એવાં કોઇ પ્રચલિત હોય તો તેનો ઉપયોગ કરી શકે.

(૯૫) ઘણું કરીને છેવટનો એકાદ પ્રત્યય લોપવાથી જ આ જાતનું ટુંકાણ કરી શકાય તેમ હોય છે. અને જેમ નિયમ ૯૧થી એક જ સંખ્યાને બે કામ કરવાનાં છે, તેમ આ નિયમ મુજબ એક જ શબ્દને નામ અને વિશેષણનું બેવડું કામ સોંપાય છેઃ જેમકે 'મોઠું-મીઠાશ' એ બંનેને બદલે 'મીઠ(ઉ)' એટલું ચાલી શકે. પણ ખ્યાલમાં રાખવું કે જ્યાં નામ અને તેને મળતાં વિશેષણોના બંધારણમાં કાંઇ મૂળભૂત તફાવત હોય ત્યાં એકને બદલે બીજું ન વાપરવું. જેમકે 'ઉદાર ઉદારતા'એ બંને શબ્દો 'ઉદાર'થી સૂચવી શકાય. પણ 'ઉદાર ઔદાર્ય' એ બંનેની જોડી થઇ શકે નહિ.

(૯૬) કોઇ શબ્દ સાંભળી જ ન શકાયા હોય,

અથવા સાંભળ્યા છતાં બહુ પાછળ રહી જવાથી કે તુરત લખતાં ન આવડવાથી જતા કરવાની જરૂર પડી હોય, અથવા તો ભાષણનો સારાંશ જ માત્ર લેવાનો હોય ત્યાં આ નિયમ બહુ ઉપયોગી થઇ પડશે. આ છેવટના નિયમનો પ્રયોગ અનિવાર્ય સંજોગોમાં જ કરવા ભલામણ છે. આ નિયમનાં ઉદાહરણો આપવાની જરૂર નથી.

### ઉદાહરણો

(૧) [**નિ. ૮૯: અંત્ય જાતિવાચક સ્વરનો લોપ** અખતરો, આગાહી, જ્ઞાતિ, દાખલો, ઘરાકી, નકશો, નોકરી, પૃથ્વી, ફાયદો, માગણી, માહિતી, રૂઢિ, લાગણી, સંપત્તિ, સોનું, હોદ્દો.

(૨) [**નિ. ૯૦: શ્રેણીબંધ આવતા પ્રત્યયોનો લોપ**] તે કલબમાં જતો, ટેનિસ રમતો, સીનેમા જોતો, દરીઆકિનારે ફરવા જતો, અને એવું બીજું ઘણું ય પોતાનું દુઃખ ભૂલવા માટે કરતો, તેમ છતાં ......

(૩) [**નિ. ૯૧–૯૨: સંખ્યાક્રમસૂચક પ્રત્યયો તથા નામયોગી પહેલાંના છઠ્ઠી વિભકિતના પ્રત્યયોનો લોપ**] આજથી પાચમે દિવસે સત્તરમા નંબરના મકાનની પાછળ લીમડાના ઝાડની નીચે તે તમને મળશે.

(૪) [**નિ. ૯૩: સામાન્ય લિપિમાંના સંકેતો**] ઇત્યાદિ, જાહેરખબર, દાખલા તરીકે, રાવબહાદુર, વગેરે.

(૫) [**નિ. ૯૪: સંજ્ઞાચિહ્નો**] એક બાજુ, હૅપી રાઇટ, તાળીઓના ગડગડાટ, બને બાજુ, બીજી બાજુ, શી ખબર?

(૬) [**નિ. ૯૫: નામ અને વિશેષણ માટે સરખી સંજ્ઞાઓ**] ઉદાર–ઉદારતા, ક્રૂર–ક્રૂરતા, ગરમ–ગરમી, ઠંડું–ઠંડી–ઠંડક, મીઠું–મીઠાશ, રાષ્ટ્ર–રાષ્ટ્રીય, વિવિધ–વિવિધતા, સેતાન–સેતાનિયત

### ઉદાહરણોનું લઘુલેખન



(સંપૂર્ણ)

## આપણી નજરે

હિંદના મશહૂર નૃત્યકાર શ્રી ઉદયશંકર અમેરિકાની મુલાકાત લીધા પછી પોતાના પ્રવાસો બંધ કરી હિંદ ખાતે બનારસમાં કાયમી મુકામ રાખી, ત્યાં એક કલાધામ સ્થાપનાના છે.

મુંબાઇમાં ભારતીય સાહિત્યપરિષદની શાખા સ્થપાઇ છે ને તેના પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ મુનશીની પસંદગી થઈ છે.

બ્રિટને સોનાનું ધોરણ છોડયું ત્યારથી તે તા. ૧૦મી એપ્રિલ સુધીમાં મુંબાઇથી પરદેશ રવાના થએલા સોનાની કુલ કીમત રૂ. ૨,૯૫,૬૬,૭૩,૫૯૫ પર પહોંચી છે.

હિંદ અને ચીન વચ્ચે સંસ્કૃતિભરી મિત્રતા પેદા કરવા અને સંસ્કૃતિના ઇતિહાસમાં નવું પાનું ઉઘાડવાના ઉદ્દેશથી શાંતિનિકેતનમાં રૂ. ૩૫૦૦૦ના ખર્ચે તૈયાર થએલો વિશ્વભારતી ચાઇનીઝ હૉલ પ્રો. તાન યુન શાનના હાથે ખુલ્લો મૂકાયો છે.

ત્રણ હિંદી સાહસિક સાઇકલીસ્ટો શ્રી પેરાસ, ગાંધી અને ઓફ જે ૧૯૩૩ના એપ્રિલની ૩૦મીએ મુંબાઇથી દુનિયાની મુસાફરીએ નીકળ્યા હતા તે ૩૪૦૦૦ માઇલનો પ્રવાસ પૂરો કરી દક્ષિણ આફ્રિકામાં કેપટાઉન મુકામે પહોંચ્યા છે.

# આ મહિનો (મે) . . . અને એની પ્રતિભા

**તા. ૧** મજૂરોનો મહાપર્વ 'મે દિવસ'.

**તા. ૩** બ.બુ અરવિંદ ઘોષ પર અલીપુર બૉમ્બ કેસ મંડાયો—ઇ. ૧૯૦૮.

**તા. ૪** શ્રીરંગપટ્ટણની લડાઇમાં ટીપુ સુલતાનનું મરણ—ઇ. ૧૭૯૯.

**તા. ૫** મહાન નેપોલિયનનું સેંટ હેલીના ખાતે અવસાન-ઇ ૧૮૨૧.

**તા. ૭** સ્ટીમર લુસિટાનિયા ડૂબી—ઇ. ૧૯૧૫ ● ● દક્ષિણ ધ્રુવ પર કૅપ્ટન સ્કૉટે પહેલાં પગલા પાડ્યાં—ઇ. ૧૯૧૨

**તા. ૮** રસાયણશાસ્ત્રના પિતા સમા મહાન ફ્રેંચ વિજ્ઞાની લાવાઝીએનો ફ્રાંસના ક્રાન્તિમંચ પર વધ—ઇ. ૧૭૯૪ ● ● કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને મોતીલાલ નેહરુનો જન્મ—ઇ ૧૮૬૧.

**તા. ૯** હિંદના પ્રખ્યાત મુસ્લીમ નેતા ને નામીચા હકીમ ડૉ મુખ્તાર અહમદ અનસારીનુ અવસાન-ઇ. ૧૯૩૬ ● ● શ્રી ગોપાલકૃષ્ણ ગોખલેનો જન્મ—ઈ ૧૮૬૬ ● ● પાર્લામેન્ટે હિંદના ગવર્નરની સત્તાઓ વધારો કરતો કાયદો પસાર કર્યો—ઈ ૧૮૬૫

**તા. ૧૦** બાદશાહ બાબરે આગ્રાનો કબજો લીધો—ઇ. ૧૫૨૬

**તા. ૧૧** ૧૮૫૭ના હિંદી સ્વાતંત્ર્ય યુદ્ધમાં બળવાખોર ગણાએલાઓએ દિલ્હીનો કબજો લીધો ને બીજે દિવસે મુગલ સમ્રાટ્ બહાદુરશાહ ઝફરને હિંદનો શહેનશાહ જાહેર કર્યો.

**તા. ૧૫** રશિયાના ઝાર નિકોલસ બીજાએ ગાદી છોડી—ઈ. ૧૯૧૭.

**તા. ૧૬** કનોજ આગળ શેરખાન સૂરે હુમાયૂંને હરાવ્યો—ઈ. ૧૫૪૦.

**તા. ૨૨** બ્રાહ્મોસમાજના સ્થાપક રાજા રામમોહન રૉયનો જન્મ—ઇ ૧૭૭૨.

**તા. ૨૩** પહેલું બંગાળી વર્તમાનપત્ર 'સમાચાર દર્પણ' શરૂ થયું—ઇ. ૧૮૧૮.

**તા. ૨૪** મહારાણી વિક્ટોરિયાની જન્મતિથિ—ઇ. ૧૮૧૯.

**તા. ૨૫** ગુલામી પ્રથા વિરુદ્ધ વિલ્બરફોર્સે ઉઠાવેલી ઝુંબેશથી બ્રિટિશ સલ્તનતમાં ગુલામોનો વેપાર બંધ થયો—ઇ ૧૮૬૭.

**તા. ૨૬** જર્મની સામેના મહાયુદ્ધમાં મિત્રરાજ્યોએ પોતાના સૈન્યની મુખત્યારી માર્શલ ફૉશને સોંપી—ઇ ૧૯૧૮

**તા. ૩૦** ગુજરાતના આદ્યસુધારક રા. બ મહીપતરામ રૂપરામ નીલકંઠનું અવસાન—ઈ. ૧૮૯૧

**તા. ૩૧** કરોડોના જાનમાલની ખુવારી કરતો ક્વેટાનો ભૂકંપ—ઈ. ૧૯૩૫.



આ માસની વિભૂતિ
રાજા રામમોહન રૉય

ઈ. ૧૭૭૨ અઢારમી સદીના કંપની સરકારના કારભાર વખતે, મે માસની ૨૨ મીએ બંગાળાના બરદ્વાન જિલ્લાના રાધાનગર ગામમાં તેમનો જન્મ થયો. એમના પિતાનું નામ રમાકાન્ત, માતાનું નામ ફુલઠકુરાણી. એમનું કુટુંબ શુદ્ધ સનાતની હતું.

ઇ. ૧૭૮૬ સંસ્કૃત વિદ્યાનું જ્ઞાન મેળવવા એમને બનારસ મોકલવામાં આવ્યા. ત્યારે ફારસી રાજભાષા હતી એટલે રામમોહને બનારસ જતા પહેલાં ફારસી અને અરબીનું જ્ઞાન મેળવી લીધું હતું એ જ્ઞાનત્રિવેણીના તેમણે સંગમ સાધ્યો ને ધર્મનો સાચો મર્મ પામ્યા કુટુંબની સ્થિતિચુસ્તતા અને અંધશ્રદ્ધા એમનાથી સહી ગઈ. મૂર્તિપૂજા અને બીજી બદીઓથી હિંદુ ધર્મની થએલી દુર્દશા એમનું જિગર ચીરવા માંડી. ધર્મપ્રાણ પિતાએ એમાં અનાસ્તિકપણું જોયું. રામમોહને કુમાર વયે જ ઘરમાથી રૂખસદ લઇ લીધી અને જુદાજુદા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવામાં એ તકનો ઉપયોગ કર્યો

ઇ. ૧૭૯૬ ઈસ્ટ ઇંડિયા કંપનીમાં કારકૂનની નોકરી સ્વીકારી અને અંગ્રેજીનો અભ્યાસ ચાલુ કર્યો.

ઇ. ૧૮૦૩ પિતાનું અવસાન.

ઇ. ૧૮૦૫ રામગઢના કલેક્ટર જોન ડગ્બીના શિરસ્તેદાર તરીકે રહ્યા.

ઇ. ૧૮૧૪ સરકારી નોકરી છોડી અને એ જ સાલમાં ધર્મ ઉપર સ્વતંત્ર વિવેચન ચલાવવા કલકત્તામાં 'આત્મીય સભા' સ્થાપી તથા 'બ્રાહ્મેનિકલ મૅગેઝીન' માસિક શરૂ કર્યું.

ઇ. ૧૮૨૮ હિંદુઓનાં જ્ઞાતિબંધારણો તોડી તેમનામાં સંપ, શાન્તિ, સત્તા, શૌર્ય અને શક્તિ લાવનારો ધર્મ સ્થાપવાના ઉદ્દેશથી 'બ્રહ્મો સમાજ'ની સ્થાપના કરી

ઈ. ૧૮૩૦ દિલ્હીના બાદશાહે પોતાના હક્કો રક્ષવા તેમને રાજાનો ઇલ્કાબ આપી, પાર્લામેન્ટમાં લડત ચલાવવા ઇંગ્લંડ મોકલ્યા જ્યાં એમનું બહુમાન થયું

ઇ. ૧૮૩૩ બ્રિસ્ટલ મુકામે સપ્ટેંબરની ૨૭મીએ એમનું અવસાન થયું.

મુડદાલ હિંદુ ધર્મમાં ચેતન ફૂંકનાર, રામમોહનરાય ત્યારના એકાકી લડવૈયા હતા. સતી થવાનો ચાલ નાબૂદ કરાવી, બંગાળી ગદ્યને જન્મ આપી તથા માનવહત્યા જેવા ઘોરતર અનેક રિવાજોને હિંદુ ધર્મમાંથી રૂખસદ અપાવી એમણે હિંદની પુનર્જાગૃતિમાં ચિરકાળનું સ્થાન મેળવ્યું છે.

# મહાદેવગર



આખા શરીરે ભસ્મ ને માથે નાનકડી જટા, શરીરે ભગવી કફની અને ઉપર આડા-અવળા કાળી દોરીના પટ્ટાઓ, બગલમાં ઝોળી ને કેડે લટકતા ઘુઘરા, એક હાથમાં ચીપીઓ ને બીજા હાથમાં ખપ્પર લઇ 'અહાલેક' કરતો એક ભૈરવ હમેશાં અમારી શેરીમાં આવતો. એનું નામ મહાદેવગર. મહાદેવગર દરરોજ સાંજે 'ભૈરવઝોળી' લઇ લોટ ઉઘરાવવા આવતો. એ ભૈરવનાથનો પૂજારી હતો.

મહાદેવગર જાતનો અતીત બાવો હતો. એમની પુરી, ગિરિ, નાથ વગેરે નાતમાંથી ગિરિની જાતનો એ હતો, પણ લોકો ગિરિને બદલે ગર કહેતા. અતીત એટલે શંકરના ગણ, એટલે શંકરની એ પહેલી પૂજા કરે. શંકરને ધરેલું શિવનિર્માલ્ય કહેવાય અને તપોધન કે અતીત વગર એ કોઇ ખાય નહિ. મહાદેવગર વહેલો ઊઠીને શંકરની પૂજા કરી આવે. બપોરે મહાપૂજા કરી આવે ને છેક સાંજે આરતી કરી શંકરને ધારે આવેલું બધું ઉપાડી લાવે. ને એમ એનો નિર્વાહ ચાલે. બીજી કંઇ ઉપાધિ નહિ ને રળવા કમાવાની ચિંતા નહિ. દિવસ આખો બેઠો બેઠો ચલમ ફૂંકે ને મજા કરે. મહાદેવગરને એમાં સંતોષ હતો.

સાદાં કપડાં ને ગળામાં રુદ્રાક્ષની માળા પહેરે. જનોઇ તો એ પહેરે જ નહિ, પણ ગળામાં કંઇ નહિ તો રુદ્રાક્ષનો એક પારો ને માથે ભગવી પાઘડી તો પહેરે જ. એ એનું આભૂષણ હતું.

મહાદેવગર કુતરાંનો ભારે શૉખીન. કુતરાં પાળે ને ઉછેરે. સાંજ પડે એટલે ભૈરવઝોળી ફેરવી આવે. એ ભૈરવઝોળી ફેરવે ત્યાં સુધી સ્થિર ઊભો ન રહે. જો ઊભા રહેવાનું આવે તો એક પગ ડોલતો ચાલ્યા કરે. ઘુઘરા ને ચીપીઆના ખખડાટે તાલબદ્ધ પગલાં પાડે. ઘેર આવી વેશ ને ભસ્મ કાઢી નાખે ને લોટ આવ્યો હોય તેમાંથી રોટલા કરી કુતરાંને ખવડાવે. એનો પરંપરાનો મઠ સાચવે ને સાંજસવાર ત્યાં દીવો, આરતી, પૂજા ને ધૂપદીપ કરે. મહાદેવગર મઠાધીશ હતો.

મઠને અંગે થોડીઘણી જમીન હતી. તેમાં સાથી રાખીને એ ખેડ કરાવે ને ખાધા જેટલું અનાજ આવે તે ઘરમાં નાખે. એથી એનાં છોકરાંઓનું ગુજરાન નભ્યે જાય. સવારસાંજ ભાવિકો ભેટ ધરે તે પરચુરણ ખર્ચમાં ચાલે ને ઝનાય ખળાં ટાણીએ માણા માપનો લાગો તો ઉઘરાવે જ. એ વધારાનું અનાજ વેચી નાખી મૂડી ભેગી કરે. એમ મહાદેવગર પૈસેટકે પણ સુખી હતો.

મહાશિવરાત્રી આવે એટલે મહાદેવગર સવારથી ભાંગ ઘૂંટવા બેસે ને આખો દિવસ ભાંગનો અખાડો ચલાવે. સાંજ પડે એટલે દીપમાળ પૂરે ને ભારે ઠાઠથી શિવની આરતી કરે. બ્રાહ્મણોને રુદ્રીપાઠ કરવા બેસાડે ને લઘુરુદ્ર કરાવે. મધરાત્રે કમળના ફૂલોથી મહાપૂજા કરે ને આરતીની આસકા સહુને આપે. શંકરના બાણ ઉપર ભાંગની ગળતી ચઢાવે ને આખી રાત્રીનો ઉજાગરો કરી ચારે પહોરની પૂજા કરી, વહેલી સવારે પૂર્ણાહુતી કરે ને 'બમ્ ભોળા!' કહી ભાંગનો લોટો ગટગટાવી જાય. શંકરનો જાણે એ પોઠીઓ હતો.

ગાંજાનો એ ભારે શૉખીન. બપોર થાય ને એનો અખાડો જામે. ગાંજાની કળીઓ લઇને પલાળવાનો જાય ને ધોવો જાય. એમ કેટલાં યે પાણીએ ધૂએ ને પછી ગાંજાની ગોળી બનાવી ગોઠી ચલમમાં તે ગોળી ગોઠવે. ઉપર સૂકો-તમાકુ ભરે ને પછી દેવતા ગોઠવે. નીચે પલાળેલી સાફી રાખીને 'બમ્ ગિરનારી!'ની ત્રાડ નાખી

દમ મારે ને ધૂમાડાના ગોટેગોટા કાઢે. એ પીતો જાય ને એની આંખ લાલઘૂમ થતી જાય. ગાંજાની વાસ પણ એટલી તીવ્ર અને મીઠી આવે કે પાસે બેઠેલા બધા ગંજેરીના મોંમાં પાણી છૂટે ને ચલમ સામે તાકી રહે. મહાદેવગર મોટો દમ લગાવી ધૂમાડો છૂટે ને પછી ચલમ બીજાને આપી, નીરાંતે બેઠો બેઠો ધૂમાડાના ગોટા કાઢે. મહાદેવગર જબ્બરો ગંજેરી હતો.

ભૈરવનાથનો એ ઉપાસક હતો. સાંજે ભૈરવનાથના મંદિરે જઇ આવે ને આરતી કરી આવે. ભૈરવનાથ તો જાગતી જ્યોત કહેવાતા એટલે લોકો એના પૂજારીનું ભારે માન જાળવે.

કોઇને તાવ આવે કે માથું દુઃખે તો મહાદેવગર તેમને દોરો કરી આપે. દોરાધાગાની તો હમેશાં લંગર ચાલતી જ હોય. ગમે તે થયું હોય તો લોકો દોરો કરાવવા દોડ્યા આવે. મહાદેવગર કાળા હીરના દોરાને સાત ગાંઠ વાળી આપે, સવા રૂપીઓ ને શ્રીફળ લે ને શંકરને પારે મૂકે. શ્રીફળ વધેરે નહિં ને વધેરે તો કોઇ તેની શેષ પણ ખાય નહિ. એ તો શિવનિર્માલ્ય. અતીત કે તપોધન વગર એ ખાય કોણ? મહાદેવગર મંત્રતંત્ર જાણે ને લોકોમાં એવી વાયકા પણ ખરી, કે મહાદેવગરને ભૈરવનાથ પ્રસન્ન છે. શ્રદ્ધા ફળતી ને લોકો કહેતા કે મહાદેવગર મોટો ગારુડી હતો.

એની નાતના બીજા અતીત બાવાઓ ગામોગામ જમાત લઇને ફરે, ઠેઠ હીંગળાજની જાત્રાઓ કરે ને તેનો ફકો બંધાવી આવે. ગામોગામ પડાવ કરી દુકાને દુકાને ભીખ ઉઘરાવે. ભીખ ન આપે તો ત્રાગું પે કરે ને લોહી પણ છાંટે, પણ ભીખ લીધે જ છુટકો કરે એવા હઠીલા. એ જમાત આવે ત્યારે મહાદેવગરના મઠમાં પડાવ નાખે. મહાદેવગર એમને એક ટંક ખવડાવે પણ કપાએલા શરીરવાળાથી શંકરને લોટો ન ચડાવાય એટલે મહાદેવગર એમને મહાદેવની પૂજા કરવા ન દે. એમ તો મહાદેવગર ભારે ધર્મચુસ્ત હતો.

મહાશિવરાત્રી ઉપર કોઇકોઇ વરસે એ ગિરનારની જાત્રાએ જાય, મેળામાં મહિનો માસનો પડાવ નાખીને પડે ને ભવનાથનાં દર્શન કરી પાવન થાય. એવો એ આસ્થાળુ હતો.

આખરે મહાદેવગર માંદો પડ્યો; પણ પોતાના દોરાધાગા એણે ન કર્યા. મહાદેવની સ્તુતિ કરે ને ખાટલામાં પડ્યો પડ્યો રૂદ્રાક્ષનો બેરખો ફેરવ્યા કરે. મહાદેવ એને પ્રસન્ન થયા ને એણે માનવદેહ છોડી દીધો.

એ મરી ગયો એટલે એના મઠની પછવાડે એના વડીલોની દેરીઓની પડખે સમાત ખોદીને એને અંદર દફનાવ્યો. ઉપર ધૂળનો ઓટલો કર્યો ને ઇંટોની નાનકડી દેરી બનાવી. સવાર સાંજે એના છોકરા ત્યાં ઘીનો દીવો કરી પગે લાગતા. છોકરાઓએ એની પાછળ ભંડારો કર્યો ને મહાદેવગરની મૂડી વાપરી નાખી.

અમે કોઇકોઇવાર મઠમાં જઇએ છીએ ત્યારે બધી દેરીઓ વચ્ચે મહાદેવગરની સમાત (સમાધિ) ઓળખી કાઢીએ છીએ. એના છોકરા હવે ભૈરવજોગી નથી ફેરવતા, પણ એની દેરી પાસે આવીએ ત્યારે 'ભૈરવ નાથ' તો યાદ આવે જ છે. મનુભાઇ જોધાણી

---

## ગોળુડો ઘાટ

હાં રે મને વ્હાલો છે
ઊગતા એ સૂરજનો સોનેરી ગોળુડો ઘાટ,
હા રે બીજો પ્યારો છે
પૂનમના ચન્દ્રમાનો રૂપેરી ગોળુડો ઘાટ.

હા રે મને વ્હાલો
મહાદેવના મંદિરના ઘુમ્મટનો ગોળુડો ઘાટ,
હા રે બીજો પ્યારો
આકાશતણા ઘુમ્મટનો વાદળી ગોળુડો ઘાટ.

હાં રે મને વ્હાલો
પણિયારીતણી રાતુડી ગાગરનો ગોળુડો ઘાટ,
હાં રે બીજો પ્યારો
ભરવાડેકેરી કાસાની તાંસળીનો ગોળુડો ઘાટ.

હાં રે મને વ્હાલો
ડોશીમાના ફરતા એ રેંટિયાનો ગોળુડો ઘાટ,
હાં રે બીજો પ્યારો
ભનવારીતણા લીલુડા સુંડલાનો ગોળુડો ઘાટ.

હાં રે મને વ્હાલો
આ વ્હાલો બ્રહ્માંડતણાં છોરાંનો ગોળુડો ઘાટ,
હાં રે એક વ્હાલો ના
કાળમુખી તોપ તણા મોઢાનો ગોળુડો ઘાટ.

'સુન્દરમ્'



# માધુકરી

ભલે ભવરણે મને અગણ્ય આપદાઓ મળો
કદી નવ કરું મહાન પુરુષાર્થને પાંગળો.
ફળો અમર ના ફળો' અફળતા ગણું લેશ ના
અનૂપ કર છો બળો અખિલ વિશ્વની વેદના,
પરંતુ પણ એક ના અબળ દીનતા આદરું
ગરું કદિક માર્ગ તો મરણ ધન્ય થાશે, ખરું?

—પ્રેમશંકર ભટ્ટ

## કાર્લ ફૉન ઓસિટ્સ્કી

'લડાઇ નજરોનજર જોયા પછી હું એવો મક્કમ અભિપ્રાય ધરાવતો થયો છું કે માણસજાત માટે એ અત્યંત ભયંકર અને નિરાશાજનક તથા કેવળ હીણપતભરી છે. વીરત્વ જેવું કોઇ તત્ત્વ એમાં નથી.'

આ શબ્દો અત્યારે નાઝી કેદખાનામાં સબડતા પ્રખ્યાત યુદ્ધવિરોધી જર્મન પત્રકાર કાર્લ ફૉન ઓસિટ્સ્કીના છે. એનું જીવનભરનું ધ્યેય જ જગતમાં શાંતિ સ્થાપવાનું છે. ને લડાઈનો એનો વિરોધ પણ ફૅશનેબલ ઢીરતા જેવો નથીઃ મહાયુદ્ધમાં લશ્કરી અફસર તરીકે એ લડી ચૂક્યો હોઇ, એ વિરોધ તો પ્રત્યક્ષ પ્રમાણો પરથી બંધાયેલી નક્કર શ્રદ્ધા સમો છે.

અને એવો શાંતિવાદી હોવા માટે તો જર્મન સરકારે એને કેદમાં પૂર્યો છે. વર્ષોથી એ પોતાના વેલ્ટ બ્યૂન (world stage)–'જગતની રંગભૂમિ'–પત્રના તંત્રીપદેથી યુદ્ધ વિરુદ્ધ પ્રચાર કાર્ય કરી રહ્યો હતો. ૧૯૩૧માં જર્મનીના વધતા સૈનિક દળના વિરોધી લેખ લખી એમાં એણે જણાવ્યું કે 'સૈનિકો ખૂનીઓ છે.' આથી આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જર્મનીની શાખ હલકી પાડવાના આરોપસર તેને કેદમાં પૂરી દેવામાં આવ્યો. આમ એ જગતની નજરે પહેલવહેલો ચડ્યો.

પાછળથી પ્રેસિડન્ટ હિંડનબર્ગના હુકમથી જ્યારે રાજદ્વારી કેદીઓને છોડવામાં આવ્યા ત્યારે એનો પણ છૂટકારો થયો. એણે તો તરત પાછું પોતાનું યુદ્ધવિરોધી પ્રચારકાર્ય ચાલુ કરી દીધું. એવામાં હિટલરની સરકાર સત્તા પર આવી. આવું પ્રચારકાર્ય એ કોઇ રીતે સાંખી લે એમ નહોતું. કહેવાય છે કે એ અમલની શરૂઆતના વર્ષોમાં તો એ મિત્રોએ [illegible] ઠાર મારવાની યોજના પણ થએલી. ઓસિટ્સ્કીના મિત્રોએ તેને જર્મની છોડી જવા ઘણુંઘણું સમજાવ્યો, પણ એણે ચોખ્ખો નકાર ભણ્યો. એણે જવાબ આપ્યોઃ 'યુદ્ધની બાબતમાં જનતાની અંદર અપ્રીતિ ફેલાવવી એ તો મારો જીવનહેતુ છેઃ એને હું કેમ કરીને છોડું?'

એણે ભલે જર્મની ન છોડ્યું નાઝી સરકારે તો એના પ્રચારકાર્યનું ખાત્મું કરવાનો દૃઢ નિશ્ચય કરી જ લીધો હતો.



૧૯૩૩ની સાલ આવી જર્મન પાર્લામેન્ટને (હજુ સુધી અજ્ઞાત રહેલા કોઇ કારણસર) આગ લાગી ને તેના આરોપ નીચે જે અનેક નિર્દોષોને પકડવામાં આવ્યા તેમાં સૌ પહેલી ધરપકડ કાર્લ ફૉન ઓસિટ્સ્કીની થઇ.

ત્યારથી તે આજ સુધી, જર્મનીના જૂના સરદારવંશમાં જન્મેલો, યુદ્ધનિષેધનો ધગધગતો એ પ્રચારક નાઝી કેદખાનાનો મહેમાન રહ્યો છે હવે તો એના કેદી જીવન એના પર ક્ષયનો પંજો પસારેલો હોઇ, બર્લિનની વેસ્ટ એન્ડ હૉસ્પીટલમાં એ જિંદગીના છેલ્લા દિવસો ગણી રહ્યો છે.

આ ઓસિટ્સ્કીને આ સાલનો નોબેલ શાંતિ પુરસ્કાર આપવામાં આવ્યો છે. જગતે પણ એને વધાવી લીધો છે, પણ નાઝી સરકારને એ નથી રૂચ્યું હિટલરે તો તાજેતરમાં જ ફરમાન બહાર પાડ્યું છે કે હવેથી કોઇ પણ જર્મને એ ઇનામ લઇ "પોતાની જાતને કલંકિત ન બનાવવી." ઓસિટ્સ્કી પર પણ એ ઇનામ લેવા માટે ખૂબ વીતી હતી એમ કહેવાય છે; પણ છાપાના પ્રતિનિધિઓએ એની મુલાકાત લીધેલી ત્યારે એણે એટલું જ જણાવેલું કે, 'મારી અત્યારની સ્થિતિ તમે જાણતા હોઇ, એ વિષે કશું વધારે હું કહી શકતો નથી' (લિટરરી ડાઇજેસ્ટ)

### ક્રિકેટકીર્તિની ભસ્મ

*** ઇંગ્લંડ અને ઑસ્ટ્રેલિયાની ટેસ્ટ મૅચમાં ઑસ્ટ્રેલિયાએ આ વખતે વિજેતા થઈ, વિજયચિહ્ન રૂપ ગણાતા 'એશીઝ'નો કબજો મેળવ્યો છે. આજ એ 'એશીઝ'ને ક્રિકેટ આલમમાં સર્વોપરિતાની સિદ્ધિ ગણવામાં આવે છે, પણ એનો જન્મ ઇંગ્લંડના કલંકમાંથી થયો છે એ તમે જાણો છો ?

આજકાલ કરતાં છેલ્લાં ૫૫ વર્ષથી ક્રિકેટઆલમમાં અગ્રસ્થાન ભોગવતા બે દેશો ઇંગ્લંડને ઑસ્ટ્રેલીયા વચ્ચે ક્રિકેટનો મહાજંગ ખેલાય છે અને એ જંગમાં વિજેતા બનનાર પોતાના વિજય ચિહ્ન તરીકે 'એશીઝ'નો કબજો લે છે. આ વર્ષના રસાકસીભર્યા જંગને અંતે એ 'એશીઝ' ભસ્મનું કુંપાદક ઑસ્ટ્રેલિયા વિજેતા તરીકે જાહેર થયું છે અને ઇંગ્લંડને પરાજીત કર્યાની સ્મૃતિના ચિહ્ન તરીકે એ 'એશીઝ'નું માલિક બન્યું છે.

જે 'એશીઝ' પ્રતિવર્ષ સમગ્ર દુનિયાની દૃષ્ટિનું કેન્દ્ર બને છે એની ઉત્પત્તિનો ઇતિહાસ જોતાં, એના મૂળમાં ક્રિકેટની રમતમાં પોતાને સર્વોપરિ મનાવતા ઇંગ્લંડના નામોશીભર્યા પરાજયની કથા લખાએલી માલમ પડે છે; એટલે વસ્તુતઃ તો એ ઇંગ્લંડની કીર્તિની ભસ્મ જ છે.

સને ૧૮૮૨માં મર્ડોકની સરદારી નીચે ઑસ્ટ્રેલિયાથી આવેલી ટીમ અને ઇંગ્લંડના ચુનંદા ખેલાડીઓ વચ્ચે ઓવલના મેદાન ઉપર ઑગસ્ટ માસની ૨૮ અને ૨૯મી તારીખે એક ટેસ્ટ મેચ રમાઇ. તેમાં ઑસ્ટ્રેલિયનોનો પહેલો દાવ ફક્ત ૬૩ રનમાં ખતમ થઇ ગયો, જ્યારે ઇંગ્લંડ પહેલા દાવમાં ૧૦૧ રન કરી ગયું

ઑસ્ટ્રેલિયાનો બીજા દાવનો જુમલો પણ બારે કહી શકાય તેવો ન હતો અને તેનો પરાજય થશે એમ ચોક્કસ લાગતું હતું, કારણ કે બીજા દાવમાં તેના ફક્ત ૧૨૨ રન જ થયા હતા. પોતાને વિજેતા તરીકે જાહેર કરવા માટે ઇંગ્લંડને ૮૫ રનનો નજીવો જુમલો એકઠો કરવાનો હતો અને તેની સ્થિતિ સંગીન હતી. બે વિકેટને ભોગે તેણે ૫૫ રન કરી લીધા હતા અને બાકીના ૩૫ રન તો જોતજોતામાં થઇ જશે એમ લાગતું હતું.

પણ એકાએક બાજીનો રંગ બદલાઈ ગયો. ઑસ્ટ્રેલિયાના 'દાનવી' બોલર સ્પોફૉર્થે હાહાકાર વર્તાવી દીધો. તેણે ઇંગ્લંડની વિકેટો ઉપરાઉપરી ખેરવી નાખી અને વિજયની આશાથી ઉત્સાહી બનેલું ઇંગ્લંડ ફક્ત ૭૭ રન કરી શક્યું. સ્પોફૉર્થે બંને દાવમાં સાત સાત વિકેટો ખેરવી ને ઑસ્ટ્રેલિયાને ઇંગ્લંડના મેદાનમાં પ્રથમ વિજય અપાવ્યો. ઇંગ્લંડની ક્રિકેટકીર્તિ ઉપર એ દિવસે શ્યામ આવરણ છવાયું અને એની યાદમાં લંડનના 'સ્પોર્ટિંગ ટાઇમ્સ' નામના અખબારે કાળા અક્ષરે મૃત્યુલેખ લખ્યો:

'૧૮૮૨ના ઑગસ્ટની ૨૯મી તારીખે ઓવલના મેદાન ઉપર ભસ્મીભૂત થએલી ઇંગ્લંડની ક્રિકેટકીર્તિની દદંભરી સ્મૃતિમાં મિત્રવર્ગ અને સ્નેહીઓની ઊંડી હમદર્દી સાથે એના મૃત દેહનું દહન કરવામાં આવશે અને એની ભસ્મ ઑસ્ટ્રેલિયા લઇ જવામાં આવશે.'

આ રીતે ઇંગ્લંડની ક્રિકેટકીર્તિની કાલ્પનિક ભસ્મનું અસ્તિત્વ શરૂ થયું.

બીજે વર્ષે ઇંગ્લંડની ટીમ ઑસ્ટ્રેલિયા ગઇ અને ત્યાં બંને પક્ષે બબ્બે મૅચો જીતી પ્રવાસ દરમિયાન મેલ્બોર્નની સ્ત્રીઓએ ઇંગ્લીશ કૅપ્ટનને આ 'ભસ્મ' રાખવા માટે એક પાત્ર ભેટ આપ્યું. એ વાસણની ભેટ ધરનાર ફ્લોરેન્સ મર્ફી ઇંગ્લીશ કૅપ્ટનનાં પ્રેમમાં પડી અને તેને પરણી. આ છે 'ભસ્મ'ની કથા. (પ્રતાપ)

### છ જ્યૉર્જો

રાણી ઍનના મૃત્યુ પછી જર્મન લોહીના હૅનોવેરિયન રાજાઓ ઇંગ્લંડની ગાદીએ આવ્યા. ઈ. ૧૭૦૧માં થએલા ઍક્ટ ઑવ સેટલમેન્ટથી જેમ્સ પહેલાની પુત્રી એલીઝાબેથની સૌથી નાની પુત્રી સોફિયાનો પુત્ર જ્યૉર્જ પહેલો ગાદીએ બેઠો.

વિલિયમ ત્રીજાના વખતમાં યુરોપખંડમાં તેણે ઘણાં યુદ્ધોમાં ભાગ લીધો હતો. પણ એના રાજ્યારોહણે અંગ્રેજ પ્રજામાં ભળતા તેને અટકાવ્યો, કારણ તે અંગ્રેજી જાણતો ન હતો ને પ્રજા જર્મન જાણતી ન હતી પ્રધાનો ને તેની વચ્ચેનો વ્યવહાર ફિલષ્ટ લૅટીનમાં જ ઘણોખરો ચાલતો.

આ કારણે રાજકારણમાં એક જબરો પલટો આવ્યો. તે








ડાબી બાજુને મથાળેથી અનુક્રમે જ્યૉર્જ પહેલાથી તે જ્યૉર્જ છઠ્ઠા સુધી

સમય સુધીમાં રાજા જાતે કૅબિનેટની સભામાં હાજરી આપતો, પણ એમાંનો એક શબ્દ પોતે ન સમજી શકતાં આ જ્યૉર્જે એમાં ભાગ લેવો છોડી દીધો. તે દહાડાથી આજની ઘડી સુધી[1]

[1] બ્રિટિશ સમ્રાટે એ સભાનું પ્રમુખપદ નથી લીધું

પ્રજાને સારે નસીબે, રાજાની ગેરહાજરીમાં એ વખતે ૨૧ વર્ષ સુધી સત્તા ભોગવનાર સર રૉબર્ટ વૉલ્પોલ જેવી વ્યક્તિ પ્રજાને મળી હતી. ઇંગ્લંડના પ્રાઇમ મિનિસ્ટર(વડા પ્રધાન)નું બિરુદ મેળવનાર એ પહેલો જ રાજદ્વારી હતો.

જ્યૉર્જ પહેલો હિંમતવાન ને નિખાલસ હતો. જર્મનીની મુસાફરીએ જતાં પોતાની ગાડીમાં જ એ ઓચિંતો અવસાન પામ્યો.

તેના પછી ઈ. ૧૭૨૭મા જ્યૉર્જ બીજો ગાદીએ આવ્યો. એ અંગ્રેજી જાણતો હતો, પણ રાજકારણમા તે ઝાઝું સમજતો નહોતો એટલે પ્રધાન વૉલ્પોલ અને પોતાની હોશિયાર પત્ની કૅરોલીન આ-સર્પૅકની સલાહ મુજબ જ તે વર્તતો.

એના રાજકાળમા સ્ટૂઅર્ટોનો ઝંડો ફરી (અને છેલ્લી) વાર જ ફરકાયો. ડ્યૂક ઑવ કંબરલૅંડે જૅકોબાઇટ સૈન્ય કચડી નાખ્યું અને 'બૉની પ્રિન્સ ચાર્લી'એ પોતાના પૂર્વજોની રાજગાદીની આશા તદ્દન મૂકી દીધી.

એના જ રાજકાળમાં ફ્રેંચો પાસેથી કૅનેડા ઝૂંટવાયું અને હિંદી સામ્રાજ્યનો પાયો નખાયો. ફ્રેંચો સાથે ડિબેરોન જેવી મહાન લડાઈઓમાં વિજય મળ્યો. જ્યૉર્જ બીજો જાતે લશ્કર દોરતો. લશ્કરને દોરનાર ઇંગ્લંડનો એ છેલ્લો જ રાજા હતો. ડેટિંગ્ટન યુદ્ધમાં તેનો ઘોડો તેને પછાડીને નાઠો ત્યારે તે બોલ્યો: 'હવે મેં જાણ્યું કે હું નાસી નહિ જઈ શકું.'

તે પછીનો ત્રીજો જ્યૉર્જ, પ્રિન્સ ઑવ વેલ્સ ફ્રેડરિકનો સૌથી મોટો પુત્ર હતો ને હૅનોવેરિયન વંશનો ઇંગ્લંડમા જન્મેલો એ પહેલો જ રાજા હતો. રાજપણાની તેને ખૂબ ખુમારી હતી ને તેમાં ઘણી વખતે તે આપખુદાઈથી વર્તતો. તેની માતા આગ્રહથી તેને કહ્યા કરતી, 'Gorge be a King'.

પિટને પદભ્રષ્ટ કરી પહેલાં તો એ પ્રજામાં અળખામણો થયો, પણ પછી તેની સાદાઈ, ભોળાપણું ને પ્રજાહિતમાં તેણે લેવા માંડેલા રસથી તે પ્રજાપ્રિય બન્યો ને 'ખેડૂત જ્યૉર્જ'ના લાડકા નામથી પ્રજાએ તેને નવાજ્યો.

એનાં રાજપણાના ખ્યાલમાં તેના માનીતા પ્રધાન નૉર્થે ઘણી સહાય કરી. કામ ગમે તેટલું હોય પણ તેથી તે મુદ્દલ ન કંટાળતો ને જવાબદારી ઉઠાવવામાં તેને એક જાતનો આનંદ આવતો. એના શાસનકાળમાં અમેરિકા સ્વતંત્ર થયું.

ઇ. ૧૮૨૦માં ગાદીએ આવેલા જ્યૉર્જ ચોથાએ નવ વર્ષથી રીજંટ તરીકે કામ કરેલું હોઈ રાજ્ય કર્તાં ... કાર્યો એ બજાવતો. એ ખૂબ દેખાવડો હતો ને તેનાં હાસ્ય અને રીતભાતે પ્રજાનું દિલ જીત્યું હતું. તેના વખતમાં નેપોલિયનનો સૂર્ય અસ્તાચળે ગયો. તેના વખતમા વિક્ટોરિયા જન્મી. એ ગવૈયો ને ભાષાશાસ્ત્રી પણ હતો. અને સંસ્કારી રીતભાતને કારણે તે યુરોપનો પહેલો સદ્‌ગૃહસ્થ ગણાતો. કલા અને સાહિત્યનો તે ખૂબ શોખીન. તેની આસપાસ કવિઓ, ચિત્રકારો ને ગવૈયા ઘેરાએલા જ રહેતા. પોતાના શોખ પ્રમાણે તેણે મહાન સ્થપતિ નૅશ પાસે લંડનના પ્રખ્યાત મહોલ્લા રીજન્ટ સ્ટ્રીટનું નિર્માણ કરાવ્યું. વેસ્ટ મિન્સ્ટરમાં રાજ્યારોહણ કરનાર એ પહેલો રાજા હતો. એના પછી વિલિયમ ચોથો ગાદીએ આવ્યો, પણ એ પોતાની પત્ની કૅરોલીનથી અળગો હતો એટલે એ વેસ્ટમિન્સ્ટર આવી તો યે તેને પાછી કાઢી હતી.

આ ચાર પછી પાંચમા જ્યૉર્જના ગાદીએ આવ્યા વચ્ચે તો ૮૦ વર્ષ વીતી ગયાં. જ્યૉર્જ પાંચમા એમના પિતા એડવર્ડ સાતમાના મરણ પછી ૧૯૧૦ના મે માસમાં ગાદીએ બેઠા. ગાદીએ તો એમના મોટા ભાઈ ડ્યૂક ઑવ ક્લૅરેન્સ આવવાના હતા, પણ એમના અકાળ અવસાનથી ગાદી એમને મળી. નૌકા કાફલામાં એમણે ખાસ શિક્ષણ મેળવ્યું હતું અને એમના પોતાના કહેવા પ્રમાણે તો એ કાફલામાં ગાળેલા સમય જેવો સુખી ગાળો એમણે જીવનમાં કદી નહોતો અનુભવ્યો.

પચીસ વર્ષના શાસનકાળમાં એ ખૂબ લોકપ્રિય થયા. પોતાની બધી શક્તિઓ રાજ્ય પાછળ ખર્ચવા તે તૈયાર હતા. આયર્લૅંડ અને હિંદુસ્તાન વિષેની એમના કાળમા ઉઠેલા કટ-

કટીઓમાં એમણે આપેલા તોડે બંધારણીય રાજા શું કરી શકે તેની પ્રતીતિ આપી. વાયરલેસથી પ્રજાને સંબોધનાર એ પહેલા રાજા હતા. તેમની પ્રજા તેમને મિત્ર અને સલાહકાર ગણતી.

અને હવે આઠમા એડવર્ડના રાજત્યાગથી છઠ્ઠા જ્યોર્જ ગાદીએ આવ્યા છે. તે ડયૂક ઑવ યૉર્ક તરીકે ખૂબ પ્રજાપ્રિય હતા. ને કોઈ પરદેશી કરતાં પોતાની જ ભૂમિની પત્ની એલિઝાબેથ પસંદ કરીને વધુ પ્રજાપ્રિય થયા છે. એમણે પૈ નૌકાસૈન્યનું શિક્ષણ લીધું છે અને જગતના મહાયુદ્ધમાં પણ ભાગ લીધેલો. ઉપરાંત એ કેળવાએલા વિમાની ને બ્રિટિશ મહારાજ્યના જબરા સફરી છે. (સંકલિત)

## હિંદમાં રેલવેનું પગરણ

હિંદુસ્તાનમાં રેલવે બાંધવાની પહેલ વહેલી દરખાસ્ત આર. એમ. સ્ટીવન્સન નામના ઇજનેરે ઇંગ્લૅંડની ઇસ્ટ ઇંડીઆ કંપનીને ઇ. સ. ૧૮૪૪ મા કરી. પહેલવહેલી રેલવે લાઈન મુંબાઈથી થાણા સુધી ૨૦ માઇલના અંતરમાં નાખવામાં આવી. ઇ. સ. ૧૮૪૨ માં જી. આઇ. પી. રેલવે કંપનીને ઇસ્ટ ઇંડીઆ કંપનીએ મુંબાઇથી કલ્યાણ સુધીની રેલવે બાંધવાનો કૉન્ટ્રાક્ટ આપ્યો. વળી આવી જ રીતે કલકત્તાથી લગભગ મીરઝાપુર સુધીની સો માઇલની રેલવે બાંધવાનો કૉન્ટ્રાક્ટ પણ એજ સાલમાં અપાયો. મુંબાઇનો કૉન્ટ્રાક્ટ ૫ લાખ પૌંડનો અને બંગાળાનો ૧૦ લાખ પૌંડનો હતો.

ઈ. સ. ૧૮૫૩ મા જ્યારે લૉર્ડ ડેલહાઉસી હિંદુસ્તાનનો વાઇસરૉય હતો ત્યારે અમુક કંપનીઓને રેલવે બાંધવાનો કૉન્ટ્રાક્ટ આપવાનું નક્કી થયું, અને ઉત્તર હિંદુસ્તાનમાં શાખા લાઇનો માટે હિંદુસ્તાન રેલવે કંપનીને ૧૮૬૨ મા કૉન્ટ્રાક્ટ આપવામાં આવ્યો. મદ્રાસના હિંદુસ્તાન ટ્રામવે કંપનીને પણ આવો કૉન્ટ્રાક્ટ આપવામાં આવ્યો હતો.

આવી રીતે ઇંગ્લંડમા થતું હતું તેમ, ખાનગી કંપનીઓને રેલવેના કૉન્ટ્રાક્ટ આપવાનું ચાલુ રાખી હિંદમાં પણ અખતરા થવા માંડયા. પણ ૧૮૬૯માં ગવર્મેન્ટ ઑવ ઇન્ડીઆએ સરકારી માલિકીની રેલવેઓ બાંધવાનું નક્કી કર્યું, અને ૧૮૭૮ મા સ્ટેટ રેલવે ડિરેક્ટરની એક બોર્ડ સ્થપાઇ. આ રેલવે બોર્ડની શરૂઆત.

આવી રીતે બોર્ડ અને ખાનગી કંપનીઓના સહકારથી ધીમે ધીમે રેલવેએ ઘણી પ્રગતિ કરી આવી રીતે સરકારી તથા ખાનગી રેલવે મળી ઈ. સ ૧૯૧૨માં ૩૧,૯૬૮ માઇલની રેલવે લાઇન નખાઈ ગઇ.

વળી પાછું સરકારે સર વીલીઅમ એકવર્થ નામના એક નિષ્ણાત પુરુષના પ્રમુખપણા નીચે કમિટી સ્થાપી અને તે કમિટીના મંતવ્ય મુજબ એમ નક્કી કરવામાં આવ્યું કે એક જબર વ્યવહાર ખાતું (Department of Communications) સ્થાપવું, જે રેલવે, બંદર, વહાણવટું, તાર, ટપાલ વગેરે વ્યવહારોનું જવાબદાર રહે. આ કમિટીની ભલામણ હજુ સુધી પણ ધ્યાનપૂર્વક લક્ષમાં લેવાય છે અને સરકારને જેમ જેમ નાણાંની સગવડ આવતી જાય છે તેમ તેમ એક પછી એક ખાનગી કંપનીઓ પાસેથી તેમની કૉન્ટ્રાક્ટની મુદત પૂરી થયે રેલવેઓ ખરીદી લે છે.

(શ્રીગોડ પ્રકાશ) કાન્તિલાલ પ. પંડયા.

## જગતની મોંઘી ત્રાંબાની ખાણ કેમ શોધાઈ?

શોધખોળને માટે નીકળેલો કોલિયર નામનો એક મુસાફર ૧૯૦૫ની સાલમાં એક સાંજે તંબૂ ઊભો કરવાની તૈયારી કરતો હતો એવામાં એક હરણ તેણે જોયું અને ભૂખ લાગી હતી એટલે તેને ગોળીથી ઠાર કર્યું. હરણ મોતનાં તરફડિયાં મારતું હતું તેને લીધે ખૂબ ધૂળ ઊડી અને થોડી જમીન ખોદાઇ ગઇ. આથી હાલમાં રોઆન ઍન્ટીલપ માઇન નામે ઓળખાતો ત્રાંબાનો જથ્થો દુનિયાની દૃષ્ટિએ પહેલી વાર પડયો.

હરણનાં તરફડિયાંથી જે જમીન ખોદાઇ તે ત્રાંબાની ખાણનો એક છેડો છે અને બીજો છેડો ૧૦ માઇલ દૂર છે. ખાણની ઊંડાઇ ૩૦૦૦ ફૂટ છે.

ગણતરી કરતા એમ જણાયું છે કે ઉત્તર રોડેશિયાની ત્રાંબાની આ માટી ૫૦ કરોડ ટન વજનની છે અને તેમાં સરેરાશ ૪ ટકા ત્રાંબુ હોઇને કુલ ત્રાંબુ બે કરોડ ટન જેટલું છે.

આજની દુનિયાનો ત્રાંબાનો કુલ જથ્થો પાંચ કરોડ વીસ લાખ ટન જેટલો છે, એટલે દુનિયાના ત્રાંબાનો બે પંચમાંશ ભાગ તો હરણના શિકારને જ આભારી છે! અમેરિકાની ખાણના માલિકો કહે છે કે મિ. કોલિયરે હરણને બદલે એકાદ સસલું માર્યું હોત તો કેવું સારું થાત! આજે તેમની સામે હરીફાઇ કરનાર તો કોઇ ન હોત! (અંબેજી કંઠસ્થી)

## વર્તમાનપત્ર પહેલું ક્યારે નીકળ્યું

આખી દુનિયામાં સૌ પહેલું દૈનિક વર્તમાનપત્ર બે હજાર વર્ષ પહેલાં રોમના પ્રજાસત્તાકમાંથી નીકળતું હતું, તેનું નામ 'રોજના ખબર' જેવું હતું. સરકારી હુકમો, મૃત્યુ તથા લગ્નની નોંધો, કરારો, ઈનામની હકીકત વગેરે તેમાં છપાતાં. ઇ. પૂ. ૫૯ વર્ષ ઉપરની જુલિયસ સીઝરના અમલકાળની સેનેટનો વૃત્તાંત તેમાં છપાએલો મળ્યો છે.

## અંકોડી

કલકત્તામાં ભરાએલા સ્વદેશી પ્રદર્શનમાં ઘોષ ઍન્ડ સન્સની દુકાન ધ્યાન ખેંચે તેવી હતી. Adora (પેટંટ કરાવેલું નામ) નામની એક સાડાત્રણ રૂપિયાની અંકોડી વેચાતી હતી. આ અંકોડીથી નાનું છોકરું પણ જવાહરબંધ ધારેલી ડિઝાઇન ગૂંથી શકે છે. સાદી અંકોડીથી જે કામ મહિને થઇ શકે તે કામ આ અંકોડીથી એક કલાકમાં થઇ શકે છે. પેન્સિલના જેવો જ તેનો આકાર હોય છે, અને તેમાંથી નીકળતી સોયમાં દોરો પરોવી દીધા પછી જેમ કાગળ પર પેન્સિલથી લખીએ છીએ તેમ આ અંકોડીથી કપડાં ઉપર

લખવાનું કે ચીતરવાનું હોય છે. લખવામાં જેટલી વાર લાગે છે તેટલી જ વારમાં ધારેલા શબ્દો કે ચિત્રો ગૂંથાઇ જાય છે. જે કોઇને આ અંકોડીનો અનુભવ લેવો હોય તેણે ઘોષ ઍન્ડ સન્સ, એમ્બ્રોઇડરી સ્પેશિયાલિસ્ટ, મિરજાપુર સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે પત્રવ્યવહાર કરી એક અંકોડી ખરીદ કરી લેવી. દરેક ઘરમાં તે વસાવવાલાયક છે. (કિશોર)

### દિલ્હીમાં ગુજરાતી ધર્મશાળા

• • • રાજકીય, સામાજિક, વ્યાપારિક અને ઐતિહાસિક દૃષ્ટિએ દિલ્હીની અગત્ય દિનપ્રતિદિન વધતી જ જાય છે; તેમજ હરદ્વાર, કલકત્તા, રંગૂન વગેરે સ્થળે જતા આવતા યાત્રીઓને પણ દિલ્હીમાં વિશ્રામસ્થાન કરવું પડે છે. એને અનુલક્ષીને ત્યાં વસતા ગુજરાતી ભાઇઓ 'શ્રી દિલ્હી ગુજરાતી સમાજ' (રજીસ્ટર્ડ) કેટલાંક વર્ષોથી ચલાવે છે તથા એને અંગે શાળા, પુસ્તકાલય તથા અતિથિગૃહ પણ ચાલે છે. હવે દિલ્હીમાં ગુજરાતી ધર્મશાળા ઊભી કરવાની તેમને અભિલાષા છે ને તે માટે બૃહદ્ ગુજરાત સમક્ષ આ વિજ્ઞપ્તિ તેઓએ રજૂ કરી છે. તેમાં સહકાર આપવા ઇચ્છનારાઓએ, પ્રચારક સમિતિ શ્રી દિલ્હી ગુજરાતી સમાજ નં. ૧૦ બારાદરીવાર દિલ્હી—એ સરનામે સહાય મોકલવી. ગુજરાતના દાનવીરો એની ઉપેક્ષા ન કરે.

આ સમાજ દિલ્હીમાં આવનાર ગુર્જર યાત્રાળુઓ, વેપારીઓ, મુસાફરો, તેમજ અન્ય સજ્જનોને સમુચિત સાધનવાળા અતિથિગૃહ દ્વારા દિલ્હીની નવીનતા ઠગબાજી, મુશ્કેલીઓ, તથા અનેક પ્રકારના પ્રપંચોમાંથી રક્ષણ કરી સેવાવૃત્તિથી સહાય કરવા પ્રવૃત્તિ કરી રહેલ છે.

દર વર્ષે ગુજરાતી સમાજના નાનકડા અતિથિગૃહનો લાભ લગભગ ત્રણ હજારથી વધુ મુસાફરો લે છે. તેઓની સંખ્યા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય છે અને વધતા જતા જનસમુદાયના પ્રવાહને પહોંચી વળવાનું કાર્ય પૂરતી જગ્યાના અભાવે મુશ્કેલ થઇ પડ્યું છે તેથી અનેક ગુર્જર કુટુંબોને ઘણી વખત નિરાશ કરવા પડે છે; જેથી તેઓને ફરજિયાત અન્ય હોટેલો યા બીજે સ્થળે આશ્રય લઇ અનેક પ્રકારની કનડગતો ને કડવા અનુભવો ભોગવવાના પ્રસંગો ઊભા થાય છે.

આ સમાજ દિલ્હીમાં આવનાર સર્વે ગુજરાતી અતિથિઓનું સ્વાગત કરી ભોગવવી પડતી હાડમારીઓમાંથી રક્ષણ કરી સેવા કરવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. દિલ્હીમાં આવતા પ્રતિષ્ઠિત ગૃહસ્થો, વેપારીઓ તથા દેશનેતાઓએ મજકુર સમાજની મુલાકાત લઇ પ્રસ્તુત કાર્યની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. એટલું જ નહિ, આ સેવાકાર્યની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારી છે.

હવે દર્શાવેલી તમામ મુશ્કેલીઓ દૂર કરવાના હેતુથી શ્રી દિલ્હી ગુજરાતી સમાજે શાળા, પુસ્તકાલય અને અતિથિગૃહનો સમાવેશ થાય, એવું એક વિશાળ મકાન (ધર્મશાળા) બંધાવવા માટે 'ધર્મશાળા ફંડ' ખોલ્યું છે.

બૃહદ્ ગુજરાતના દાનવીરો, રાજવંશીઓ, વેપારીઓ, ધર્માદા ફંડોનાં ટ્રસ્ટી મંડળો, તેમજ અન્ય ઉદાર શ્રીમંતો, ધર્મશાળા ફંડમાં પોતાનું ઉદાર સૌજન્ય દર્શાવી ગુજરાત કાઠીઆવાડની કીર્તિવંત દાનશક્તિનો પરિચય કરાવશે, એવી શ્રી દિલ્હી ગુજરાતી સમાજ મહદ્ અભિલાષા સેવે છે.

### ઘરગથ્થુ ખૂનીઓ !

• • • ફક્ત રોગ ફેલાવનારાં જંતુઓથી જ માનવજાત માહિતગાર થઇ, તકેદારી કેળવે તો દુનિયાના અરધા રોગો નાબૂદ થઇ જાય. રોગના ફેલાવામાં તેમનો પગપેસારો અસહ્ય છે, છતાં સરેરાશ મનુષ્ય તો તે પ્રત્યે પૂરી બેદરકારી કેળવે છે. એ જંતુઓ કેવા ખૂની હોય છે એ આ નીચેનો લેખ તમને કહેશે.

જંતુઓની સૃષ્ટિમાં વધુમાં વધુ ભયંકર તો આપણે સાધારણ ગણી કાઢેલી માખીની ઓલાદ છે. તમે કદાચ સાંભળીને નવાઇ પામશો, પણ ઇરિપવાદમાં માંદગીને ખાટલે પડેલામાંથી પચોતેર ભાગ આ માખીને આભારી હોય છે. ઢોરોમાં પણ રોગોનો ફેલાવ કરનાર ઘણે ભાગે માખીઓ અને કેટલીક અરી બગાઇઓ હોય છે.

ઉકરડેથી ઊડીને આવતી એક જ માખીનું સૂક્ષ્મદર્શક યંત્ર નીચે નિરીક્ષણ કરશો તો તેના શરીર પર આઠથી દસ ઝેરી રોગોના ફેલાવક કીટાણુઓ (બૅક્ટીરિયા) મળી આવશે. અને છતાંયે એ બિચારી (!) માખીને આપણે કદાચિત્ આપણા ખોરાક પર, આપણા બાળકોનાં મોં પર અને આપણા પર પણ બેસવા—ફરવાની છૂટ આપતા રહીએ છીએ.

એ માખીની વસ્તીવૃદ્ધિથી પણ તમે કદાચ માહિતગાર નહિ હો. દરેક માખી દર વખતે ચોરાશી ઇંડાં મૂકે છે. એક જ મોસમમાં એક માખી અને તેની વંશાવળીએ મૂકેલાં ઇંડાંની સંખ્યા સત્તર લાખોની ઉપર થઇ જાય. પ્રભુની કેટલી મહેરબાની છે?!

ત્યારપછી બીજે નંબરે માંકણ આવે. તેની કનડગત તો કોઇથી અજાણી પણ નહિ હોય. એક વખત કોઇ ઘરમાં તેનો પગપેસારો થયો તો તેમાંથી મુક્તિ મેળવવાનો કોઇ ઇલાજ જ નથી. વિજ્ઞાન પણ તે હજુ નથી હટાવી શક્યું એમ અમેરિકાના વસ્તીગણતરી ખાતાના વડાનું કહેવું છે. માંકણનો દરેક ચટકો લોહીમાં કંઇને કંઇ ચેપ તો મૂકી જ દે છે.

ત્રીજે નંબર ચાંચડનો. ખરી રીતે તો એ માખીથી પણ ભયંકર છે, કારણ કે બ્યૂબૉનિક (ગાંઠીઆ) પ્લેગના જંતુઓ તે ખાસ ફેલાવે છે. એ માટે ઉંદરોને તો આપણે નાહકના બદનામ કરીએ છીએ. ખરું જોતાં તો તેમનાં શરીર પર ચોંટેલું આ ચાંચડોનું લશ્કર જ પ્લેગ માટે જવાબદાર છે.

માણસ જાતને મૃત્યુના મોંમાં ધકેલી મોકલનાર તો

શિક્ષકે ઘેરથી હિસાબ ગણવા આપેલા તેમાંથી એકનો જવાબ ન આવડવાથી વિદ્યાર્થી ગોપાળકૃષ્ણ ગોખલેએ તે બીજા વિદ્યાર્થીની મદદથી તૈયાર કર્યો. બધા જવાબ સાચા પડ્યા એટલે શિક્ષકે ઇનામ આપવા માડ્યું, પણ એ ન લેતાં ગોખલે તો રડવા લાગ્યા. કારણ પૂછતાં તેમણે સાચી વાત જણાવી દેતા કહ્યુ, 'હું ઇનામ મેળવવાને નહિ, પણ સજાને પાત્ર છું.' એ સત્યનિષ્ઠાથી શિક્ષક ઊલટા વધુ ખુશ થયા ને એમના હાથમા ઈનામ મૂકી બોલ્યા, 'હવે આ ઇનામ હું તારી સચ્ચાઇ માટે આપું છું.'



ઢાલ સિવાય કાચબાના શરીરનાં અંગો બહુ સુંવાળાં હોય છે, એટલે એને એ કુદરતી બક્ષિસ જ મળી છે કે એ ધારે ત્યારે પોતાનાં અંગો ઢાલ નીચે સંતાડી દે.

આયુધનો અર્થ આપણે 'શસ્ત્ર' કરીએ છીએ. પણ ખરી રીતે તો એ નીચે લખેલા છત્રીસ જાતનાં અસ્ત્ર–શસ્ત્રોનું સમૂહવાચક નામ છે: ચક્ર, ત્રિશૂળ, ધનુષ્, વજ્ર, બાણ, કેવાણ, તુરંગ (બંદૂક), કોક, ફરસી, કટાર, છરો, સેલ (બરછી). ખેટક (ઢાલ), તરવાર, ગદા, સાંગ, તોમર, પાશ, ભુશંડી, બાંટ, ખંજર, જંબૂર, લઠ, જંત્ર, અંકુશ, ભાલો, હળ, મૂશળ, ખડ્ગ, બરબક, જંજાલ, જરહ, ગુપ્તી ગુરંજ, પટા અને પિસ્તોલ.

જામનગર તાબાના ધુતારપુર ગામમાં ૧૨૦ વર્ષનાં વયનાં ગંગા ડોશી છે, જેમની પાંચ પેઢી જીવે છે. તેમને બત્રીસે દાંત નવા ફૂટ્યા છે અને ચણા ચાવી શકે છે.

ગણિત ગમ્મત

૧૫૬મા અંકમા આપેલી ગણિત ગમ્મત પ્રમાણે ૧થી અમુક 'એકી' અંક સુધીના સળંગ આંકડાઓનો સરવાળો કરવો હોય તો નીચે પ્રમાણે કરવું પડે છે: દા. ત ૧થી ૧૧ સુધીના સરવાળા માટે

$$૧૧ \times \frac{૧૧}{૨} + \frac{૧૧}{૨}$$
$$=૬૦\frac{૧}{૨} + ૫\frac{૧}{૨}$$
$$=૬૬.$$

પણ એમાં અપૂર્ણાંક આવી જાય છે તે દૂર રાખવું હોય તો નીચે પ્રમાણે થઇ શકે. ૧થી૧૧ સુધીના સરવાળા માટે

$$૧૧ \times \frac{૧૦}{૨} + ૧૧$$
$$=૫૫ + ૧૧$$
$$=૬૬.$$

અથવા ૧થી ૧૦૧ સુધીના સરવાળા માટે

$$૧૦૧ \times \frac{૧૦૦}{૨} + ૧૦૧$$
$$=૧૦૧ \times ૫૦ + ૧૦૧$$
$$=૫૦૫૦ + ૧૦૧$$
$$=૫૧૫૧.$$

—એ. ૨. નાયક

અનેકાર્થી શબ્દ: ઓર=અવર, અન્ય, બીજું; નિરાળું કે જુદું; અસાધારણ કે વિચિત્ર; પાણીનું હડી જવું તે, ઓઘ; ચડસાચડસી; ગર્ભના રક્ષણ માટે તેના ઉપર રહેતી પાતળી ચામડીની કોથળી; ઘાસ, પરાળ ઇત્યાદિમાં કેરીને પાકવા નાખવી તે.

બાળવાના કોલસા રાખવા માટે હવા ઉજાસવાળું અને ભેજ વગરનું ઠેકાણું ખાસ પસંદ કરજો, કારણ હવાની ગેરહાજરીમાં એમાંનો ગૅસ નીકળતો જતો હોઇ, તે ઓછા તાપે જલદી બળી જાય છે ને પરિણામે ખર્ચાળ નીવડે છે.

ઉંદરોને ચૂનાની વાસ નથી ગમતી. નસાડવા હોય તો અજમાવી જોજો.

સૌ પહેલી મોટર કુર્નૉત નામના એક ફ્રેન્ચે ઈ. ૧૭૭૦માં શોધેલી જેની ઝડપ કલાકના સવા બે માઈલની હતી ને તેને ત્રણ પૈડાં હતાં!

૧૮૮૧ની સાલમાં ગોઆની સરકારે એવો કાયદો કાઢ્યો હતો કે સરકારી દફતરમાં પોતાનું નામ નોંધાવી આવનાર ગરીબને દર મહિને એક રતલ મીઠું મફત આપવું.

પાણી જો અશુદ્ધ હોવાની શંકા જાય તો થોડું નાઇટ્રેટ ઑવ સિલ્વર એમાં નાખી જોવું. અશુદ્ધ હશે તો એ દૂધિયું બની જશે.

સીગારેટની ડબી, ફોટોગ્રાફિક સામાન વગેરેમાથી નીકળતો સિલ્વર પેપર આપણે ફેંકી દઇએ છીએ. પણ રંગકામ કરતાં કરતાં થોડો વખત અટકાવી દેવાનું આવે તો બ્રશને એ સિલ્વર પેપરમાં લપેટી મૂકવાથી તે સુકાઇ નહિ જાય. એત્રણ દિવસ સુધી પણ રહી શકશે



અમારા ત્રણને માટે ગાડીમાં જગ્યા થશે કે?

ઇલાકાવ્યો • આગગાડી • ચાંદરણાં

ના લેખક

**ચન્દ્રવદન મહેતાનું**

એંશી વિદ્યાર્થીઓ સાથે પોતે જાતે બે
વાર ભજવેલું, વિદ્યાર્થીઓને ઉપયોગી
તદ્દન નવું નાટક

# રમકડાંની દુકાન

ત્રિરંગી પૂઠું · ત્રિરંગી મુખચિત્ર · મોટા ટાઇપમાં · ૦–૧૨–૦

કોઇ પણ બુકસેલર પાસે માગો

# નવચેતન

એપ્રિલ : ૩૬ના અંકથી દર માસે
૧૦૮ પાનાંનું વાંચન તેમજ
અનેક ચિત્રો આપે છે

આ નવા, દળદાર ને આકર્ષક
'નવચેતન'ના જરૂર ગ્રાહક બનો

વાર્ષિક રૂ. ૬॥ હિંદ બહાર રૂ. ૮॥
છુટક રૂ. ૦॥

'નવચેતન' ઑફિસ
૨૫ પોલોકસ્ટ્રીટ, કલકત્તા

ટૂંક સમયમાં બહાર પડશે

# લગ્નોત્સવ

વિવાહવિધિની ભાવનાઓ તથા લગ્નસંબંધી
શાસ્ત્રોય અવતરણો વગેરે સહિત

કનું દેસાઇ કૃત

લગ્નપ્રસંગનાં પાંચ
નવાં આલેખનો

KUMAR Reg. No. B. 1808

# ગુજરાતી પ્રકાશનોમાં અપૂર્વ

## અજંતાના કલામંડપો

ℂ. આમાં અતિશયોક્તિ નથી. આ અગાઉ ગુજરાતી સાહિત્યમાં અજંતાની કલા પર એક પણ સ્વતંત્ર પુસ્તક પ્રકટ થયું નથી. રવિશંકર રાવળ જેવાને હાથે અજંતાની કલા પર એકેએક મુદ્દાની ચર્ચા કરતો, વિગતથી લખાયેલો વિસ્તૃત પરિચયલેખ, અને કાકાસાહેબ કાલેલકરની કલમમાંથી આવેલી અજંતા કલમના એક ઉત્કૃષ્ટ ચિત્રની પિછાન એ એની લેખનસામગ્રી છે.

ℂ. અને ચિત્રોથી તો એ, ભરચક છે. નવ ત્રિરંગી ચિત્રો એનાં પાનાંઓને રંગમય કરી દે છે; આર્ટ પેપર પર છાપેલાં સોળ પાનાં ભરીને અનેક એકરંગી આલેખનો, ફોટોગ્રાફો વગેરેની સમૃદ્ધ સામગ્રી એમાં સભર ભરી છે; અને પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોની કલાત્મક છાંટ, મન પર અજંતાના વાતાવરણના સંસ્કારે ફોરી રહે છે.

ℂ. ખરેજ કલાત્મક પ્રકાશનોમાં એ અનન્ય છે.

દોઢ રૂપિયાની કીમતમાં, અજંતા ઉપર, આટલી સમૃદ્ધ સામગ્રીવાળુ એક પણ પ્રકાશન આજ લગી બહાર પડ્યું નથી:

કીમત રૂ. ૧-૮-૦;
રજિસ્ટ્રેશન સાથે પોસ્ટેજ ૦-૫-૦.



કુમાર કાર્યાલય · ૧૪૫૪ — રાયપુર — અમદાવાદ

# પછી સાંજ કંટાળાભરેલી કદી નહિ રહે

મારૂં જ યોજેલું, ડાયરેક્ટ કરેલું ને લીધેલું સીનેમા તમારા પોતાને ત્યાં જ હોય તો સાંજે બહાર નીકળવાનું તમને મન પણ ન થાય.

સીને-'કોડાક' એઈટથી તમારાં પોતાનાં જ ચિત્રો, અને તે યે નઝીરી માં નીપજાવી, તમે જબરી રમજ મેળવી શકો. સીને-'કોડાક' એઈટની પૂર્ણ પદ્ધતિથી ફિલ્મનું એક૮ર રીલ ચાર સુધીનું કામ આપે છે, એટલે લીધેલો દરેક શૉટ તમને પાંચ આનાથી યે ઓછી કીમતે પડે છે! એ તમારા પોતા માટે, કુટુંબ માટે અને મિત્રો માટે ખરેખરો રોમાંચક અને અખૂટ આનંદ આપનારો શૉખ બની રહે છે. તમારે ત્યાંના ડીલર પાસે જઈને સીને-'કોડાક' એઈટ અને તેની કામગીરી વાનું તેને કહો.



F ૩.૫ના લેન્સવાળા સીને-'કોડાક' એઈટનું મૉડેલ ૨૦ની કીમત માત્ર રૂા ૧૨૫, F ૨.૭ અને F ૧.૯ના લેન્સોવાળા બીજા મૉડેલોની કીમત રૂા ૧૬૫ અને રૂા ૩૩૫. તમારી ફિલ્મ પ્રોજેક્ટ કરવા માટેના 'કોડાસ્કોપ' વાપરવામાં સરળ અને કીમતમાં યે સસ્તા છે.

**કોડાક લિમિટેડ** (ઇંગ્લંડમાં ઇન્કોર્પોરેટ થએલી) મુંબાઈ · કલકત્તા · લાહોર · મદ્રાસ

# રજુઆત

કેટલાક માસ પૂર્વે 'કુમાર'માં આવી ગએલા 'જીવનતીર્થ હરદ્વાર'ના વાંચનારાઓ કાકાસાહેબની કલમનો લાક્ષણિક પ્રસાદ નહિ ભૂલ્યા હોય. 'परोपकारार्थमिदं शरीरम्' એ સૂત્ર ઉદ્દ્યોતવતાં પાણી ઉજાળે જતી 'સેવાવ્રતા રાવી'નો આ અંકમાં એમણે કરાવેલો પરિચય પણ એવો જ સહૃદયી જણાશે. ¶ કમાલના ચરિત્રના ઉતારામાં, નવી રાષ્ટ્રીય સરકારના પ્રમુખ નીમાયા પછીથી તે આજ દિવસ સુધીનું એનું જીવનચરિત્ર શરૂ થાય છે. સુલતાની ને ખિલાફતનો નાશ કરી, ધર્મનાં ધતીંગો ને અરબી ભાષાનો ઉચ્છેદ કરી, આજના તુર્કી અને તુર્કજીવનને એણે જે કક્ષાએ પહોંચાડ્યું છે એનો મર્મ એથી પામી શકાશે. ¶ આપણા ઉદ્યોગનાં મહત્વનાં અંગો પાછળ, હિંદને ફરીફરીને વળગી રહી તેનું શોણિત ચૂસતી અનેક પરદેશી વસ્તુઓ આપણું ધ્યાન જ નથી ખેંચતી. એનાં સાચાં કારણોની મીમાંસા પછી, આ અંકમાં એનું નિદાન સૂચવેલું છે. હિંદને લાગુ પડેલા એ પક્ષાઘાત માટે સાચી રીતે તો આપણી લોકોપયોગી સંસ્થાઓ જ જવાબદાર હોઈ, તેમણે લેવા ઘટતા માર્ગની પે એમાં છણાવટ કરવામાં આવી છે. ¶ 'કાજિયાં અને જળકુકડી' ઉપરાંત ના. વનેચર એમની લેખમાળાના આ હપ્તામાં ઉત્તર ગુજરાતના સરઃપ્રદેશનો અને આપણી રખડી દેશજ પ્રવાસી એ બે પક્ષિસૃષ્ટિનો જે રંગભર્યો પરિચય આપે છે તે આપણા દેશ પ્રત્યે અસ્મિતા પ્રેરે તેવો છે. ¶ કાચી બુદ્ધિ અને કુસંગને લઈને કુમારજીવનમાં સ્વાભાવિક જ થવા પામતી ગફલતને 'જુગારી'ની વાર્તામાં નિરૂપવામાં આવી છે. ¶ આગબોટમાં તમે ભલે કદી ન બેઠયા હો, છતાં આ વખતનું 'જીવનનું પરેડ' વાંચતાં તો લાગે જ કે બને જ એના જહાજ સાહેબ, ને કપ્તાન સાથે ગોઠડી કરતા ને એનું યંત્રકામ નજરાવતા ફિરી મહાસાગરનાં પાણી ચીરી રહ્યા હો એમ લાગશે. ¶ થોડા જ સમય પર અવસાન પામેલા, મરાઠી જ્ઞાનકોશના રચયિતા ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરનું 'આધુકરી'માંનું ચરિત્ર કેટલું પ્રેરક છે તે સમજાવે છે. અને એમ જ વિજ્ઞાનમાંનો 'કુમાર વિજ્ઞાનીઓ'નો લેખ તો આપણા ગુજરાતના કુમારો ને એની ક્રિયાશીલ અભિલાષાને પડકારરૂપે રહે છે.







મુદ્રક • બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક • રવિશંકર રાવળ: કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશના ૧૨ શિ.; છ માસિક લવાજમ રૂ. ૩; છુટક નકલના ૧૦ આના. મુંબાઇના એજન્ટો • આર. આર. શેઠની કંપની, અને સી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; અંદર બાબતના એજન્ટ ગવાન આર્ટસ પ્રિન્સેસ સ્ટ્રીટ



કુમારમાંનાં સર્વ લખાણો ચિત્રો અને ફોટો કૉપીરાઈટથી રક્ષિત છે

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અનવપત જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌકોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુ

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.

**કીમત**
પા રતલના પૉટનો રૂા ૧॥
અરધા રતલના પૉટના રૂા. ૨॥
એક રતલના પૉટના રૂા. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ. ભોગીલાલ બ્રધર્સ. ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે. જાહેર ખબર 'કુમાર'મા વાંચી હતી એટલું જણાવજો

# No. 4711 Rhinegold

## Eau de Cologne * Perfume

“રાહિનગોલ્ડ” પર્ફ્યુમ એની દિલચશ્પ આહ્લાદકતાથી મુગ્ધ બનાવી દે છે. “ રાહિનગોલ્ડ ” કોલનવૉટરમાં તેની પોતાની પ્રશંસનીય મનમોહક ફોરમ ઉપરાંત “૪૭૧૧”નાં કોલનવૉટરનો તાજપભર્યો પુટ પણ આપવામાં આવ્યો છે.



# ઊર્મિ જૂન મહિને

ઝાંઝવાનાં જળ (નવલિકા) શ્રીકાંત
ગૃહપ્રવેશ (નાટિકા) નગીનદાસ પારેખ
સંસ્કૃતિનું સંગમસ્થાન (વ્યાખ્યાન) ટાગોર
વીર મેઝીની (જીવનચરિત્ર) ચ
કલ્યાણમૂર્તિ (ચાલુ નવલકથા) સોપાન
આંતરરાષ્ટ્રીય આંદોલનો ભા. વિદ્વાંસ
આપણો દેશ (આંકડાઓ) છો. કામદાર
રામુનું ઘર (નવલિકા) ક્ષ
તંત્રાની વિચારમાળા જયસુખ મહેતા
માંદગીનુ મૂળ (લેખ) કાન્તિલાલ ગાંધી
ગૌરીનાપતિને (એક પત્ર) પ્રબોધ

આ ઉપરાંત ઇન્દુલાલ ગાંધી, સુન્દરમ્, પૂજાલાલ, મોહિનીચંદ્ર વગેરે પ્રસિદ્ધ કવિઓનાં કાવ્યો, કવિતાની થેલીમાંથી, અભ્યાસપૂર્ણ નોંધ, જીવનચરિત્ર, અવલોકનો અને ભાવના વગેરે આવશે

અમારી વિનતિ છે કે 'ઊર્મિ'ના દરેક અંકને ધ્યાનપૂર્વક જોયા વિના મૂકી ન દેશો

દર મહિનાની દસમી તારીખની અંદર પ્રગટ થશે ઓછામાં ઓછાં ચોસઠ પાનાંનું વાંચન અપાશે

વાર્ષિક લવાજમ રૂ. ૪ · પરદેશમાં શિલિંગ ૧૦

ગ્રાહક થવા માટે આજે જ લખો

ઊર્મિ કાર્યાલય · ડેન્સો હૉલ · કરાચી



## કુમારોને માટે

આજના ગ્રામોદ્ધારના પ્રશ્નનો ઊકેલ કરતી આ નવલકથા કુમાર-કુમારીઓને પોતાના કર્તવ્યનો રાહ બતાવે છે

# દિનેશ

ગ્રામજીવનમાં સ્વર્ગ ખડું કરનાર ગ્રામસેવક દિનેશે પોતાની બેહની સાથે શહેરના વૈભવ-વિલાસ છોડી ગ્રામપુનરોદ્ધારમાં જીવન સમર્પે છે અને ગામડાંઓમાં કેવાં અનિષ્ટો છે તે બતાવી તેમની સેવાના માર્ગો મોકળા કરે છે

પાકું પૂઠું · પૃષ્ઠ ૩૫૦ · કીમત રૂ. બે

જગતના જાણીતા અને સ્વાતંત્ર્યને પામેલા અગર સ્વાતંત્ર્યપંથી કે તેને કિનારે ઊભેલા ઉન્નત રાષ્ટ્રોના, આરંભકાળથી માંડીને અર્વાચીન સમય સુધીના અભ્યાસસિદ્ધ, સ્વતંત્ર દષ્ટિબિન્દુથી ગુજરાતના જાણીતા વિદ્વાનોને હાથે તૈયાર થએલા ઇતિહાસગ્રંથો

## ઉન્નત રાષ્ટ્ર ગ્રંથાવલિ

હાસ આપવાની યોજના જાણવા માટે બે પૈસાની ટીકીટ મોકલી મગાવો

## પરાધીન રશિયા

(તૈયાર થવા આવ્યું છે)

બીજું પુસ્તક

## સ્વાધીન જાપાન

(છપાય છે)

જીવનલાલ અમરશી મહેતા·અમદાવાદ
જીવનલાલ ઍન્ડ સન્સ · મુંબાઇ-૨



અભ્યાસની બારી
ચિત્રકાર • છગનલાલ જાદવ
(ગૂજરાત કલાસંઘ ચિત્રશાળા)

# એકલવ્યની ગુરુદક્ષિણા

'કાંઈ નહિ, ગુરુ, કાંઈ નહિ; ભલે લીધો તમે અંગૂઠો આમ!
જોજો ને લૈશ ચલાવી હું અંગૂઠા વિના યે માહરૂં કામ.
જોર ઓછું ને મને આવતું, આવતું'તું એના કરતાં બમણું સ્હેજ,
મુક્ત થયો તમ ઋણથી, ન્હૈતર દેવું એ શિરપે વાળવું કે'ત.

આજ પ્રભાતે તમે લઈ દક્ષિણા, પળીઆ હસ્તિનાપુરની વાટ.
પાછળ પાછળ બકરાં ઘેટાં શી કૌરવ પાંડવ કેરી જમાત
કૂદતી નાચતી દોડતી દેખીને આંખડીઓ મારી નીરે ભરાય,
રાજનાં બાળ આ ભીલકુમારનો હાથ કપાવીને કાં ખુશી થાય?

જાણું તમારી તો ઈચ્છા ન'તી જરી આશાઓમાં મમ અગ્નિ દેવાની.
જ્યારે મેં તમને વૃક્ષને છાંયડે માટીની મૂર્તિ તમારી દેખાડી,
ત્યારે કેવી તમ મુખપે ગર્વની લાલપ આવી હતી સરી સ્હેજ,
શિરપે માહરા દૃષ્ટિ પડી તમ, કોમળ આશીરવાદની પેઠ.
ધીરે ધીરે તમે સ્નેહથી પૂછી'તી સાધનાની મારી સઘળી રીત;
કેવી રીતે હું તમારી એ મૂર્તિમાં સ્થિર કરી મમ ચંચળ ચિત્ત,
શીખ્યો હતો બધી વિદ્યાઓ જે નવ શીખવી કો દિ' શિખાય,
રાત ને દિવસ શ્રમ કર્યા પછી અંતરમાં જેની ઓળખ થાય.
દેખી તમે મારી વિદ્યાતણી પરિપૂર્ણતા વિસ્મય પામ્યા'તા સ્હેજ,
જ્યારે મેં શ્વાનના મુખમાંથી મારાં શર ખેંચી લીધાં, ને લગીરેક
ઈજા એને નવ આવવા દીધી, ને ભસવા લાગ્યો એ જોરથી પાછો,
ગુરુ તમારાં નયનમાં ત્યારે મેં દીઠો'તો હર્ષનો છાંયડો આછો!
કાં જે, ગુરુદેવ, હું તો હતો તમ વિદ્યાનું વાહન માત્ર,
મૂળ તો શક્તિ તમારી જ સઘળાં ચલવતી મમ ગાત્ર;
માતપિતા જેમ બાળક જોઈને થૈ જતાં હર્ષથી ઘેલાં
તેમ ગુરુદેવ, દેખીને મુજને અશ્રુ બે હર્ષનાં આંખે ઝરેલાં!

કિંતુ તમે જ્યારે પાછું ફરી જોયું, દીઠાં જ્યારે પેલા સર્વનાં મુખ,
ઈર્ષ્યાના અગ્નિએ બાળી કર્યાં હતાં સર્વને મ્લાન કુરૂપ.
સ્વપ્નમાંથી તમે જાગી ઊઠ્યા ત્યારે, સાંભર્યું રાજગુરુ તમે મોટા,
ભીલકુમારની ભક્તિને વશ થઈ તમે રાજ્યને થ્યા'તા રે ખોટા.
રાજકુમારોને રાખવાને રાજી વાપરવાની હતી તમ વિદ્યા,
કૌરવ-પાંડવ જાણતાં એ તેથી મૂંઝવણ તમ જોઈને રીઝ્યા.
દીધું હતું તમે એમાંના એકને વેણ કરી દેવા સર્વથી શ્રેષ્ઠ
શિષ્ય તમારો, હવે કરી કેમ રાખો એને ભીલકુમારની હેઠ?






જાપાનના થીએટરની રચના સમજાવતો નકશો

પંખો ક્યાં ખોસાય, કઇ રીતે ખેંચાય તથા ઊપડે વગેરે તાલ-બદ્ધ અને કલાત્મક રીતે જોવાનું મળ્યું એટલે જોએલાં અનેક જાપાની ચિત્રોની લાક્ષણિકતા એકદમ સમજાઈ ગઇ એ ચિતારા-ઓએ જે કંઇ બારીકીઓ લાવવા પ્રયત્ન કર્યો હતો તે બધો આ નાનકડી નર્તિકાએ અનેક રીતે અંગભંગ કરી પ્રત્યક્ષ કરી બતાવ્યો પછી વળી ઋતુના ગીત શરૂ થયા ત્યારે અજબ ઝૂબીથી એ નર્તિકાએ ઉપરના કીમોનો બદલવા માંડ્યા પહેલા ..ા અમને યે સમજ ન પડી કે કેટલા કીમોનો તેણે પહેર્યા .શે ! પણ લગભગ ચારેક જાતના વસ્ત્રો એણે બદલી બતાવ્યાં, ..ા આગઉથી તે કળી જવાનું મુશ્કેલ હતુ

આમ, અમે એક પછી એક જે પ્રયોગો જોયા તેમાં વચ્ચે ..ગ અને અમેરિકન નૃત્યોના પણ સુંદર અનુકરણ હતા વચમા ..હારવટીઆનો એક પ્રસગ, નૃત્ય અને વાર્તાની ગૂંથણી-..પે જોયો એ બધામા છોકરીઓએ જ સ્વાગ સજ્યા હતા ..ર્તામાં કઇક એવું હતુ કે નિર્દોષ માણસોને ક્રૂરતાથી લૂટી ..ઓ ઉન્મત્ત બન્યા છે એવામાં તેમની નજરે માતૃભૂમિ ..ળતી દેખાય છે, એટલે બધાને પોતાના કરતુક ઉપર અફ-..સોસ થાય છે અને પકડેલા કેદીઓને છોડી દઇ, માતૃભૂમિને ..ર્પણ થવા ચાલ્યા જાય છે. એ બધામા ક્રૂર ઉન્માદ, વેદના, ..હાનુકંપા વગેરે ભાવોની ખીલવણી છાપ પાડે એવી હતી

નાટકની સાથેસાથે જે વાદ્યસમુદાય કામ કરતો હતો તેના ..ાણસો જોતા તેમા યુવાનોને ઉંમરે ઊભેલાં યુવકયુવતીઓ જ હતાં. તેમની વચ્ચે કોઈ વૃદ્ધ ઉસ્તાદ વખતોવખત માન સૂચના આપતો નજરે પડતો. પછી સમજાયુ કે આ બધા પ્રયોગો બીનધંધાર્થી મંડળો તરફથી કરવામા આવ્યા હતા નાટ્ય ગૃહની બહારના મેદાનમાં અમે કેટલીક પ્રેક્ષક બાલિકાઓને તેમની એ સખીઓ સાથે હસાહસી કરી મળતી જોઇ તે જ પ્રમાણે જુવાનોને તેમના મિત્રો શાબાશી આપતા હતા અમે તો જાપાની ભાષા ન જાણીએ એટલે મૂગું સીનેમા જોનાર જેવા રહ્યા, પણ જ્ઞાન સાક્ષાત્ સામે હતુ તેનો મોટો તફાવત હતો.

## તાકારાજુકા

● જાપાનમાં જનાર એક પણ પરદેશી તાકારાજુકાનું નામ નહિ ભૂલે. કોબેવાસી હિંદી વેપારીઓમાથી ઘણા તો દર માસે બદલાતો તાકારાજુકાનો એક પ્રયોગ જતો નહિ કરવાના નિયમવાળા છે કોબે અને ઓસાકાની વચ્ચે નાગીનોમીઆથી રેલવેનો એક ફાટો બદલાઇને તાકારાજુકા તરફ જાય છે ભાગ્યે જ અરધો કલાક લાગે છે. કોબેથી સીધી તાકારાજુકા જનારી ગાડીઓ પણ મળવાનો સંભવ.

તાકારાજુકા મૂળ તો એક મોટી જાગીર છે. તેના માલિકે ત્યાં આ નાટ્યગૃહની યોજના કરી ને જાપાન ઉપર તેની મોટી અસર કરી છે અને હવે તો ટોકિયોમા પણ બીજું તાકારાજુકા થીએટર જમાવ્યું છે જાપાનની દરેક સંસ્થાની વ્યવસ્થા અને યોજનામા એક ખૂબી એ હોય છે કે તે ભાગ્યે જ પ્રજાને બોજા-રૂપ હોય છે. ખરૂં કહીએ તો, તાકારાજુકા કન્યાઓને માટે લલિત-કળાઓની એક વિદ્યાપીઠ છે નૃત્ય, નાટ્ય, વક્તવ્ય, અભિનય, સ્વાંગ, સંગીત, તાલ વગેરે રંગભૂમિગત અનેક કળાઓ શી-ખવવાની ત્યા મોટી શાળા છે ઉપરાંત ફોટોગ્રાફી, ફિલ્મિંગ પણ શીખવાય છે. જાપાન તેમજ યુરોપના તે કળાઓના બહુ ઊંચી કક્ષાએ પહોંચેલા નિષ્ણાત વિદ્યાગુરુઓના હાથ નીચે સેંકડો છોકરીઓ પોતાની શાળાના અભ્યાસક્રમ જોડે અહીં એ કળાઓમાં નિષ્ણાત બની રહી છે એમની સંસ્થાના નિર્વાહ માટે આ થીએટરમાં દરરોજ ૧ થી ૫ સુધી નાટ્યનું એક પ્રોગ્રામ એક મહિના સુધી ચાલુ રાખે છે, બીજે મહિને નવું પ્રોગ્રામ લઇ બીજી મંડળી કામ આપે છે આ પ્રોગ્રામો સા-ચવવાને લગભગ ચારસો જેટલી છોકરીઓના તાલીમ પામેલાં મંડળો છે ને કેટલીક તો ‘સ્ટાર’ પદવીએ પહોંચેલી છે. પણ તેની વાત બાજુ રાખીએ તો ઘણીખરી છોકરીઓ પાછળથી આ કળા-ઓના શિક્ષણની નોકરી કરે છે અથવા પોતાના ખાસ શોખ ખાતર એ કળા ચાલુ રાખે છે. ઘણી ખાનદાન ઘરની કન્યાઓ એમા જોડાતાં સંક્ષોભ ધરતી નથી. એનું એક કારણ તો જાપાન-ની સામાજિક સભ્યતા છે નારીજાત તરફ ત્યા કોઇ ઠેકાણે કટાક્ષ, મશ્કરી કે ચેષ્ટા જાહેર જગ્યાઓમા તો શું પણ નાટકના અભિનયમા પણ નથી, તેમજ પ્રેક્ષકોનું મૌન અને ભાવા-ત્મકતા એમની કળાને ઓર આશ્રય આપી રહ્યાં છે.

તાકારાજુકા થીએટરમાં પ્રેક્ષકોના જુદાજુદા વર્ગો નથી, તેમજ ટિકિટ ફી પણ સાવ જૂજ છે: માત્ર છ આના થાય. એક પ્રોગ્રામ આખો મહિનો ચાલુ રહે, છતાં ટિકિટ માટે ત્રણચાર દિવસ અગાઉથી ગોઠવાઇ ન કરી હોય તો છેવાડે દરે જગ્યા મળે તે નિભાવી લેવાની. તમે ટિકિટ ખરીદો તે વાર જ તમારી જગ્યાનો નંબર હોય જ. તાકારાજુકા



હો નો તો કુ નાગના જાપાની નાટકમાંનું એક દૃશ્ય

સ્ટેશન આગળ કેટલાક જાપાનીઓને મેં આવી રીતે મેળવેલા ઊંચા નંબરની ટિકીટ ઉપર વેપાર કરતા પણ જોયા. પરંતુ થીએટરની બારી ઉપર એ બાબત નહિ જ. થીએટરની આસપાસ એક સુંદર બગીચો છે તેની પણ જુદી ટિકીટ હોય છે. અમોને વખત થોડો હતો, એટલે બગીચો બાકી રાખી સીધા થીએટરમાં ગયા. રવિવાર હતો એટલે પાંચ વાગ્યાના બીજા ખેલમાં અમારે બેસવાનું હતું. રવિવાર સિવાય રોજનો એક જ ખેલ રહે છે. થીએટરનું મકાન બહુ જ વિશાળ હોવા છતાં માણસો એટલાં બધાં હતાં કે ઊભા રહેવાની જગ્યા પણ માંડ દેખાય. પહેલો ખેલ પૂરો થયે તેના માણસો બહાર નીકળી ગયાં અને ની વારની થઈ તેમાં અમે અંદર પેઠા. જાપાનની આમ જનતા ત્યાં ડોકાઈ હતી. પણ કે ઈની તરફ ચીડ કે અપમાનનું ત્યાં નામ નહોતું. બધા દરવાજા પરથી પ્રેક્ષકોને અંદર લેવામાં આવતા અને તેમની ટિકિટ પ્રમાણે સ્થાન બતાવનારી સ્વયંસેવિકાઓના જૂથ અંદર ઘૂમ્યા જ કરતાં. તેમનાં સ્મિત અને ઠાવકાઇ જાપાની કેળવણીનું સુંદર પ્રતીક હતાં. અમે ચારપાંચ મિત્રો હતા, પણ મને મહેમાન તરીકે લઈ જનારા મિ. કોઠારી અને તેમના મિત્ર મિ. સી બાલકૃષ્ણે સૌથી આગલી હારની એક ટિકીટ મારા માટે ફાજલ પાડી હતી. એવા સાદા સદ્ભાવે પણ મને સૂક્ષ્મ નિરીક્ષણની વધુ સરળતા આપી

**રંગભૂમિની રચના**

● અંદર જતાં જ લગભગ ૩૦૦૦ માણસની ગોઠવણવાળું પ્રેક્ષકભુવન અને સામેની રેશમી ભરતકામથી ભરેલી ચિત્રમય જવનિકા આખા વાતાવરણને પરસ્તાન બનાવી દેતાં લાગ્યાં. જાપાની રંગભૂમિનું આમુખ બહુ ઊંચાઈવાળું નથી હોતું. ઊંચાઈ કરતાં પહોળાઈમાં તે લગભગ ત્રણગણું અને એક મોટી પરસાળ હોય એવું હોય છે. ઊંચાઈ ૧૮ કે ૨૦ ફૂટની તો હશે, પણ આડો પટ બહુ વિસ્તારમાં હોવાથી આંખો ઊંચી ખેંચાતી ન રહે. તેની બે બાજુ, પ્રેક્ષકો જુએ તેમ બારણાં હોય છે. ઘણીવાર પાત્રો તેમાંથી આવે છે અથવા જાય છે. જવનિકા પરના રેશમી ભરતકામે અનેક રંગો અને રૂપોનો સુંદર મેળો બનાવ્યો હતો અને તે પણ તાકારાઝુકાની કલચિત્રી કન્યાઓએ જ તૈયાર કરેલો. જવનિકાની આગળ જ પ્રેક્ષકોના અગ્રભાગમાં વાદ્યસમૂહની ગોઠવણ હતી. લગભગ ૪૦–૫૦ માણસો એ વર્ગમાં હતા. પણ તેમની બેઠક નીચા પડતા ખાડામાં હોવાથી કોઈનું માથું નજરે પડતું નહોતું, તેમ જ ત્યાં કોઈ છે એવી ખબરે પડે નહિ એવી રીતે તેમનાં ગાઇડલાઈટ્સ (જરૂરી રોશની)ની ગોઠવણ હતી.

એ વાદ્યસમુદાયના ભોંયરામાંથી ઑરકેસ્ટ્રાના તાર આખા થીએટરમાં દરેક ભાગમાં પથરાઈને ગુપ્ત રાખેલાં લાઉડસ્પીકરો સાથે જોડેલા હતા. એ થીએટરની બીજી એ ખૂબી એ હતી કે તેમાં થાંભલો એક પણ ન હતો. નીચે કે ઉપર બધે નવીન રી-ઇનફોર્સ્ડ સીમેન્ટ કોન્ક્રીટની અનોખી રચનાથી બાંધેલું છાપરું અને માત્ર તરફ નજર કરો તો તમારી નજરને અટકાવનાર એકાદ ફાનસનું ડોકિયું પણ ન હોય. રોશની બધી ભીંતની સપાટી સાથે જડેલા કાચમાંથી દેખાતી હતી. એ રચનાનો કંઇક ખ્યાલ સાથેના સ્કેચ ઉપરથી મળશે, બાકી એ રંગરાગ, શાંતિ અને પ્રેરક વાતાવરણ તો કલ્પનાથી જ માણી લેવાનું. ગરીબ કે તવંગર, વિદ્વાન કે કારીગર, વેપારી કે મજૂર બધાનો સમુમેળો ત્યાં એક પંક્તિએ જામેલો જણાયો હતો, છતાં અવાજ કે વિસંવાદનું નામ નહોતું. પ્રોગ્રામ પાંચ કલાકનો હતો, તેમાં જુદાજુદા પ્રયોગો રજૂ થવાના હતા. જાપાનને પરદેશના ઉત્તમ નાટ્યપ્રયોગો બતાવવાનો શોખ છે અને તેની યોગ્ય કદર તે કરી શકે તે ખાતર આ માસનો મુખ્ય પ્રોગ્રામ ફ્રેન્ચ નવલકાર ઍલેક્ઝાન્ડર ડ્યૂમાની વિખ્યાત કૃતિ કાઉન્ટ ઑફ મૉન્ટીક્રિસ્ટોનું હતું તે-બાર જુદાજુદા પ્રયોગોમાં ગોઠવ્યું હતું. પણ તેની પૂર્વે જે જાપાનની સંસ્કૃતિને ઘડનારા જે પ્રયોગો હતા તેનું સદૈવ ધ્યાન જાળવવું જરૂરી છે; કેમકે તેથી જાપાન નાટકોમાં પણ કેવી રુચિ ધરાવે છે તેનો ખ્યાલ મળશે

પહેલો પ્રયોગ હતો નૃત્યખેલ અંગ્રેજીમાં તો Dancing Mushrooms લખ્યું હતું, પણ કથાપ્રસંગને અનુરૂપ આ

માગીએ તે પાંચ મિનિટમાં તે હાજર કરી દેતો. ટૂંકમાં અમારી સગવડ અને આરામનો પાર ન હતો. અમે વૈષ્ણવ એટલે રાંધવાનું, વાસણનું અને એવું બીજું કામ જાતે જ કરી લેતા, તેથી અમારૂં કામ તેમને ઝાઝું પહોંચતું નહિ. અમારો સ્ટુઅર્ડ તેથી અમારા પર વધારે ખુશ રહેતો.

નહાવાધોવાનું પત્યું કે વગરવિલંબે હું તૂતક પર પહોચ્યો ને મુંબાઇનો કિનારો દેખાતો હોય તો જોવાને ચોતરફ તાણીતાણીને નજર નાખી, પણ કંઇ દેખાતું ન હતું આગલે દિવસે દેખાતાં વહાણ, સ્ટીમર, દીવાદાંડી બધું જ અદશ્ય થઇ ગયું હતું. ચોતરફ પાણી, પાણી ને પાણી જ દેખાતું હતું. મોજાંની લહેરીઓ ઊંચાનીચી થતી હોવાથી કોઇએ આકાશ જ નીચે બિછાવી દીધું છે કે શું એવો ભ્રમ થતો ન હતો. દૂર દૂર મોજાં ફૂટી જઇ ધોળા ફીણ દેખાતા હોવાથી સમુદ્રમાં છીએ એવું લાગતું હતું મુંબાઇનું ડોળું પાણી દેખાતું બંધ થયું હતું અને લીલાશ પડતું પાણી દેખાતું હતું. અમારી સ્ટીમર પણ પાણી કાપતી આગળ ને આગળ ધપ્યે જતી હતી. આગળ જાય છે એટલું જ જણાતું હતું, —કઇ દિશામાં, કયાં જઇ રહી છે એ કંઇ કળાતું ન હતું. કળાતી હતી ફક્ત ક્ષિતિજ. સ્ટીમર ડોલ્યા કરતી હતી તેથી દરિયો ઘડીકમાં માથા ઉપર ચડી જતો દેખાતો અને ઘડીકમાં પગની નીચે ઊતરી જતો જણાતો. દરિયો એટલે દરિયાનું પાણી નહિ પણ દૂર દૂર આકાશ સાથે જોડાએલી દરિયાની ધાર. પિતાશ્રી ઉપર આવ્યા અને તેમણે પણ આખું દશ્ય જોયું ને બોલ્યા કે, 'હવે સાત દિવસ સુધી પાણી સિવાય બીજું કશું દેખાવાનું નથી. સાતમે દિવસે સિશેલ્સના ટાપુ આવશે.'

ઠીકઠીક દિવસ ચડ્યો ત્યાં સુધી મેં સમુદ્રદર્શન જ કર્યા કર્યું. બપોર થતાં સમુદ્ર જોવાનો મોહ ઊતરી ગયો અને હું જમનાદાસકાકાની જગ્યા જોવા ગયો. અમારી પહેલા બીજા વર્ગની કોટડીઓની હાર પૂરી થતી હતી; તેની બંને બાજુએ મોટાં ચોરસ તૂતક હતાં. એ તુતકમાં રાંધવાના લોઢાના ચૂલા, માલની હેરફેર કરનારા ઊંટડા (ક્રેન) અને વચ્ચોવચ્ચ એક ખૂબ ઊંચો થાંભલો આવેલા હતાં. બંને તૂતક સરખા જ હતાં. આ તૂતકની નીચે બે ત્રણ ભોયરાં હતાં. નીચેના ભોંયરામાં તો માલ ભરેલો હતો, પણ સૌથી ઉપલા એટલે કે પહેલા ભોંયરામાં ત્રીજા વર્ગના ઉતારૂઓને ભર્યા હતા. લોકો એને ફાલકો પણ કહેતા.

ફાલકામાં ઊતરીને મેં જોયું તો સેંકડો ઉતારૂઓ અડોઅડ પથારી કરીને તથા પોતાની પેટીઓથી નાના વાડા બાંધીને પડયા હતા. સ્ટીમર ડોલવાથી કેટલાયને ઊલટી થતી હતી ઊબકાના અવાજો બધેથી સંભળાતા હતા. કોઇ માટીના કુંડામાં તો કોઇ તદ્દન જમીન પર જ ઊલટી કરતા હોવાથી બધું બહુ સૂગામણું થઇ પડયું હતું. અધુરામાં પૂરૂં બીડીના ધુમાડાથી આખો ફાલકો ગંધાઇ ઊઠયો હતો. બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને ઊલટીથી માંદલા થઇ ન ગએલા સિવાયના બીજાં માણસો ચચ્ચાર આઠ આઠનાં કૂંડાળામાં બેસી, ગંજીપો રમતા હતા તે તરફ મારૂં ધ્યાન ગયા વિના ન રહ્યું ગંજીપો નહોતા રમતા એ કોઇ નાટકનાં ગાયનો ગાવામાં, ચા ગાંઠીઆ ખાવામાં, અને કોઈ કોઇ ધક્કામૂક્કી અડપલા ને પરસ્પર જેવા તેવા શબ્દો સંભળાવવામાં ગુંથાયા હતા હું ફરતો ફરતો બધું જોતો હતો ત્યારે એક બે મંડળીએ મને પોતાની પાસે બેસાડયો, પરંતુ એમના મોમાંથી નીકળતી તમાકુની ગંધથી અને થોડી વારમાં જ તેમણે માંડેલી હસાહસ અને એકબીજાની મશ્કરીઓથી કંટાળી જઇ હું ત્યાંથી ભાગતો થયો. વળી ભોંયરામાં હવા અજવાળું યે ન હતું તેથી પણ હું અકળાયો ને જોવાનું પૂરૂં કરી ઉપર ચાલ્યા જવાની ઉતાવળ કરી.

ભોંયરામાં હવા આવવાને ઉંચેના ભાગમાં ગોળ બારીઓની હાર એટલી ઊંચી હતી કે બહાર ઉછળતા મોજાંઓની છાલક અંદર ન આવી શકે. કોઇ વાર જ્યારે પવન ફૂંકાય અને મોજાંઓ ગુસ્સામાં આવી જાય ત્યારે એ બારીમાંથી આવી તેઓ હિંદુ-અહિંદુ કશું તપાસ્યા વિના બધાને સર્વતીર્થનું સ્નાન કરાવી દે ખરાં, પણ શાંત મનોહર મોસમમાં તો એ બારીમાંથી ભોંકમાં પ્રકાશ ને હવા સારી પેઠે અંદર લઇ શકાય. પરંતુ આપણા દેશવાસીઓ નકામા પવન અને શરદીથી ડરી એ બારીઓ બંધ રાખતા હતા અને અંદરનું વાતાવરણ વધુ અકળાવનારૂં થઇ પડયું હતું. ઊલટી અને બીડીની ગંધ, પાનની પિચકારીઓ, કપડાના ગાભા વગેરે જોઇને મને હવે ત્રાસ છૂટયો, એટલે

પથરાતાં. ગાડી પહોળી પાકી સડક પરની બંને કિનાર જેવી સીધી હોય તેવી જ સીધી, જાણે સમુદ્રમાર્ગે સ્ટીમરને માટે કોઇ સડક તૈયાર કરી ન હોય! એ જલપંથ બહુ જ મોહક દેખાતો. મને થતું કે સ્ટીમરના કઠેડા પરથી કૂદી પડી એ સુંદર સડક પર થોડી લટાર મારી હોય તો કેવી મજા! પણ એ મજા તો કોઇ પરીનો બાળક લઇ શકે; હું લેવા જાઉં તો મજા સોંસરવી નીકળી જાય એની મને ખબર હતી. ઊગતા કે આથમતા ચંદ્રનો રૂપેરી પટો ક્ષિતિજથી સ્ટીમર સુધી પથરાએલો દેખાતો, તેનાથી જરા યે ઓછો ઊતરે એવો સ્ટીમરે નીપજાવેલો એ જલપથ રાતના અંધારામાં ન દેખાતો. જો કે રાત્રે એ જોવા મને કોઇ ઊભવા ન દેતું. સાંજે દીવાબત્તી થયે પૂરો કલાક ન વીતે ત્યાં મારે પથારી પર પહોંચી જવું પડતું.

જ્યારે બહુ ગરમી જણાતી ત્યારે રાત્રે ઓરડીમાં સૂવાને બદલે તૂતક પર પથારી પાથરી અમે સૂતા. અંધારામાં યે પથારીમાં બેઠા બેઠા સમુદ્રમાં અનેક જાતના ચળકાટ દેખાતા. મોજાં ભાગી ફીણ ફેલાવાથી ફૂલના હાર વેરાએલા હોય એવું લાગે. એ ઉપરાંત આગિયા જેવા હજારો અને લાખો કીડા પાણીમાં અહીંથી તહીં જતા હોય એવું દેખાતું. હું એને દરિયાના આગિયા માનતો, પણ એક વાર પિતાશ્રીએ કહ્યું કે 'એ ફૉસ્ફરસ છે, જીવડા નથી.'

જેમ પાણીમાં તેમ આકાશમાં વાદળાં જોવાની યે મજા તૂતકની પથારીમાં પડ્યાપડ્યા આવતી. કોઇ મગર જેવું વાદળું હોય તે ઘડીકમાં હાથીના આકાર જેવું થઇ જાય. કેશુ, કૃષ્ણ ને હું એ હાથી છે કે મગર છે તેની ચર્ચા ચલાવતા હોઇએ, ત્યાં તો એ મોટા મિનારા જેવું થઇ જાય ને વળી ઝાડ બની જાય. સમુદ્ર અને આકાશના આવા આંખમાં ન સમાય અને જીભે ન કથાય એવાં દૃશ્ય સાથે મારી બાની વાર્તાઓ ભળતી ત્યારે જે રસ ખીલતો તે કોઇ નાટક કે કાવ્યમાં હજુ સુધી અનુભવ્યો નથી. મોટે ભાગે મારી બા ભાગવતની વાર્તા કરતી. કૃષ્ણ ભગવાને બકાસુરને માર્યો, દાવાનળ પીધો, પૂતનાની છાતી ચૂસી લીધી, નાગદમન કર્યું એ કથાઓને જાણે પ્રત્યક્ષ જોઇ રહ્યો હોઉં એવું લાગતું. બકાસુરની આકાશ સુધી ફેલાતી ચાંચ જાણે સમુદ્રનું પાણી ને આકાશનાં વાદળાં છે એવું લાગતું અને તેમાં કૃષ્ણ ભગવાનના પગને સ્થાને અમારી સ્ટીમર ધુરંગે જતી ભાસતી. આવી કલ્પનાઓના આનંદમાં ઊંઘ ક્યારે આવી જતી તેની ખબર ન પડતી.

ગીતાનો અગિયારમો અધ્યાય શીખ્યો ત્યારે તેમાંના વિરાટ સ્વરૂપના વર્ણનથી અનેક પ્રકારના ભાવ પેદા થયા હતા. ખગોળશાસ્ત્રની કણિકાઓ જાણવા મળી ને આકાશગંગા તથા સૂર્યથી હજારોગણા તેજવી સૂર્યો, તેમનાં અંતર ને શક્તિની કલ્પનાઓથી દિઙ્મૂઢ થયો હતો. પણ વિરાટ દર્શનનો જે ભવ્ય રસ અને તન્મય કરી દેનારી છાપ એ નાની વયે હિંદી મહાસાગરને ખોળે નાજુક સ્ટીમરમાં વિહરતા પડી તે અનોખી જ હતી. એનું વર્ણન ને વિશ્લેષણ કરવા જતાં દિલમાં સચવાએલું ચિત્રરત્ન ચૂંથાઇ જતું લાગે છે.

એક બપોરે એક બુઢ્ઢો ખલાસી પોતાથી યે વધુ જીર્ણ વાવટો પાથરી, તેને જ્યાંત્યાં થીગડાં દેતો બેઠો હતો. મેં પૂછ્યું: 'કોઇ દિવસ નહિ ને આજે વાવટો લઇને કેમ બેઠા છો?' તેણે જવાબ આપ્યો: 'કાલે આપણે સિસ્ચેલ્સ પહોંચશું ત્યારે વાવટો આ ઊંચા થાંભલા પર ચડાવવો પડશે. વાવટો ન ચડે તો સ્ટીમરને કોઇ બંદરમાં જવા ન દે.' એની વાત સાચી હતી, કલાક બે કલાક પછી ભંડકના ચોકમાં બંધ પડેલાં ટાઢાં યંત્રો સચેતન થયાં. જે નળો પર રોજ પગ મૂકી ચાલતા તે પર પગ મૂકતાં દઝાવા લાગ્યું. બંદરમાં માલ ચડાવવાઉતારવા માટે ઊંટડાઓ—'ક્રેન' ચાલુ કરવા ખલાસીઓ તેના બધા ભાગો તપાસી તપાસીને જોવા ને સુધારવા લાગ્યા.

પૂરો એક દિવસ આ તૈયારીઓમાં ન વીત્યો ત્યાં દૂરદૂર વાદળાં જેવું કંઇક દેખાવા લાગ્યું. ઉતારૂઓએ દૂરબીન માંડી જોવા માંડ્યું. એ જમીન છે, એ કાંઠો છે એમ થોડી વારે ખાત્રી થઇ અને બધા ઉતારૂઓમાં ઉત્સાહ ફેલાઇ ગયો.

સિસ્ચેલ્સ દ્વીપ પહોંચવાના આનંદ કરતા યે મહાસાગર નિર્વિઘ્ને ઓળંગી ગયાનો આનંદ વધુ હતો. હજુ આફ્રિકા આઘું હતું, છતાં 'આરો નહિ, ઓવારો નહિ, પાળ કે પડથારો નહિ,' એવા સાગરનો એક છેડો નજરે પડ્યો તેનો એ આનંદ હતો.

પ્રભુદાસ ગાંધી

# ઘર બાળીને ગામ બચાવ્યું

જાપાનના એક ગામડામાં એક કૂબાના બારણા આગળ હાગમુચિ નામે એક ડોસો તથા તેનો નાનકડો પૌત્ર બેઠા હતા. કૂબો એક નીચી ટેકરીને માથે હતો, ને ત્યાંથી સમુદ્ર દેખાતો હતો. અડખે-પડખે ખેતર હતાં, તેમાં મોલ પાકી ગયા હતા તે તડકામાં સુવર્ણરંગે ચમકતા હતા ને પવનમાં હીંચકતા હતા.

હાગમુચિ તથા તેનો પૌત્ર બે જણ જ ત્યાં હતા. ઘરનાં બીજાં માણસ ટેકરીની તળેટીએ ગામ હતું ત્યાં ગયાં હતાં. આજ કોઇ તહેવાર હતો, એટલે વૃદ્ધ પુરુષ તથા છોકરા વિના બીજાંબધાં મિત્રો સાથે મોજ કરવા નીકળી પડ્યાં હતાં. દીવડા લઇને એ ફરતા સરઘસને કૂબાના બારણા આગળ આ બેય જોતા બેઠા હતા, અને છેટેથી ગીત તથા નાચનો ધ્વનિ સંભળાતો હતો. ખેતરમા દાખડો બહુ કર્યો હતો એટલે ડોસો થાક ખાતો હતો, અને છોકરો એના પગ આગળ રમતો હતો.

નીચે આવી રહેલા ગામનાં ખોરડાંની ઓલી કોર સમુદ્ર ઉપર દૃષ્ટિ કરતો હાગમુચિ બેઠો હતો, ત્યાં નાનો છોકરો સમુદ્રગામી વહાણની, અને એક દિવસ એમા બેસીને નવા દેશ જોવાની પોતાની અભિલાષાની વાત કરવા મંડ્યો. એકાએક હાગમુચિને લાગ્યું કે આજ સમુદ્રનો રંગ ફરી ગયો છે. આખો દિવસ તોફાન જેવું તો હતું જ; પણ હવે પાણી નિત્ય કરતાં નીચું જણાતું હતું અને આઘે પાણીમાથી બહાર ઊપડી આવેલી રેતીની ભેખડ હતી, જે પહેલા એણે કદી નહોતી જોઈ. આમ બેઠો બેઠો તે જોતો હતો. ત્યાં, પોતે નાનો હતો ત્યારે પોતાના દાદાએ કહેલી એક વાત એને સાંભરી આવી. એવું બન્યું હતું કે સમુદ્રનું પાણી કાંઠેથી એટલે બધે આઘે ઓસરી ગયું હતું કે આ રેતીની ભેખડ દેખાવા મંડી હતી. પછી જુવાળ આવ્યો હતો તે એટલો આકરો આવેલો કે સમુદ્ર-કાંઠે બંધ હતો તે તૂટી જઇ, બધે પાણી ફરી વળેલું, કેટલાંય ગામડાં ધોવાઇ ગએલાં અને અનેક માણસો ઘરબાર વિનાનાં થઇ ગયાં હતા.

હાગમુચિ તો ભયની ચોકી કરતો બેઠો. થોડીક વાર પછી એણે જોયું તો એક પ્રચંડ લોઢ દૂરથી જમીન તરફ ધસ્યો આવતો હતો. તે ઊઠ્યો અને ગામલોકને હાકલ કરી. પણ પવન ઊલટો વાતો હતો અને એટલે ઊંચેથી એની હાક કોઇ સાંભળી શકે એમ ન હતું. ડોસો વિચારમાં પડ્યો કે લોકોને સવેળા કેમ કરીને ચેતવવા.

તરત જ એને એક યુક્તિ સૂઝી, જેથી કરીને લોકો ટેકરી ઉપર ભાગી આવે. ઘરની પાછળ રસોડામાં ચોખાના તપેલા નીચે દેવતા ભડભડ બળતો હતો. ડોસાએ એક લાકડી લીધી અને એને છેડે કપડું બાંધ્યું. પાસે પડેલી તેલની બરણીમા લાકડી બોળીને ચૂલામાં સળગાવી. આ મશાલ ઝાલીને જ્યાં મોલ પાકીને લણણી સારુ તૈયાર ઊભા હતા, ત્યાં ખેતરમાં એ ગયો અને મોલમા દેવતા મૂક્યો. મોલ એકદમ સળગી ઊઠ્યા અને જ્વાળા ઝપાટાબંધ આખા ખેતર ઉપર પથરાઇ ગઇ.

કોઇએ આ ભાળ્યું છે કે નહિ તે જોવા હાગમુચિએ નીચે નજર કરી. પણ ત્યાં તો ગાનતાન ચાલુ જ હતા. એટલે ડોસાએ ઝટઝટ બીજી મસાલ કરી અને પોતાના કૂબાના છાપરાને આગ લગાડી. એ જોઇને છોકરો ભયભીત થઇ ગયો અને વિચારવા મંડ્યો કે અદા ગાંડા તો નથી થઇ ગયા? પછી તરત જ તેણે નીચે ગામમા મંદિરનો ઘંટ વાગતો સાંભળ્યો, જે આગ લાગે ત્યારે હમેશા વગાડવામાં આવતો. ટેકરી ઉપર લાગેલી આગ કોઇએ જોઇ હતી અને લોકોને હાગમુચિની વારે બોલાવતું હતું. વૃદ્ધ પુરુષ તથા તેના પૌત્રને આગથી બચાવવા સારુ લોકો પોતાના રંગરાગ છોડીને ટેકરીની ટોચે ધાયા. હાંફતા હાંફતા ઉપર આવ્યા ત્યાં તો નીચે પાણીના લોઢની પ્રચંડ ગર્જના સંભળાણી. પાણીનો ડુંગર કાંઠા ઉપર કૂદી પડ્યો અને

ગામનાં એક પછી એક બધાં ઘર તોડી નાખ્યાં. કેટલા યે ગાઉના વિસ્તારમાં પાણી ફરી વળ્યું, અને ઘર, ખેતર તથા ગામડાંના થોડી પળોમાં તો ઘાણ નીકળી ગયો. પણ જે ડોસાની વારે ધાયાં હતાં તે લોકો બચી ગયાં.

આમ ઘરખેતરનો ભોગ આપીને હામગુચિએ સેંકડો ગામબંધુઓના જીવ બચાવ્યા. એના પુણ્યસ્મરણાર્થે તેમણે દેરડી બંધાવી. આજે પણ જાપાનના બાળકોને આ હામગુચિની વાર્તા કહેવામાં આવે છે.

દેસાઇ વાલજી ગોવિંદજી

(મિસ હૅમ્બર્ટના અંગ્રેજી ઉપરથી)

# મૂંઝવણ

કોઈ કહો પૂછું તે મુજને,
સાચું શું સમજાવો રે!

ભાળું આકાશે જ્યાં ચાંદો,
પૂછું બાને કેવો ચાંદો?
કહેશે, 'તારા જેવો મોટો',
થાતું, શું હું મોટો રે!
કોણ કહે, પૂછું તે મુજને
સાચું શું સમજાવે રે!
—કોઈ કહો૦

ત્યાં બાપા કહે ટપલી મારી,
'ધૂર્ત' શું બોલી મોઢું વકાસી?'
કોણ મઝા એ સમજે મારી?
ભાંગી ટપલી મારી રે!
કહેશો, ક્યાં જાવું મારે ને
કહું ક્યાં? સાંભળશે કો રે?
—કોઈ કહો૦



પૂછું જ્યાં કંઇ ના સમજાયે,
દિલમાં કંઇ ગુંચવાડો થાયે;
કોઇ સહાય ન થાતું ત્યારે
ઉલટો સૌ ધમકાવે રે!
મૂંઝવણ મારી વધતી ત્યારે
નવ થાતું કો મારૂં રે!
—કોઇ કહો૦

પંખી પેલાં અદ્ધર ઊડે,
તારલીઆની સાથે કૂદે;
કેવી મઝા! એ કેવા રાચે!
તાકી રહ્યો આકાશે રે!
કેવી મજા એ પંખીડાંને
તારલીઆ શું નાચે રે!
—કોઈ કહો૦

શી રીતે ચાલે આ ગાડી?
કેવું એન્જિન? કેવી ચાવી?
કહ્યું, 'બતાવો;' બાપા બોલ્યા,
'જોજે મોટો થઇને' રે!
ધીરજને કહો કસવી કેવી?
ને અકળામણ આવી રે!
—કોઇ કહો૦

'સમજે નહિ ને કરે લવારો!'
'મોટો થા તું ત્યારે વારો!'
'ખાલી પકવે માથું શાનો?'
'કર મા તું કુટારો રે!'
ચારે ઓરથી એ ઉચ્ચારો
ડગલે ડગલે ડારો રે!
—કોઇ કહો૦



ગુલાબ, ચંપો, ડોલર સુંદર,
ફૂટી કળી શી રીતે અંદર?
નવલા નવલા રંગો સુંદર!
શી રીતે એ થાતું રે?
બેનીને પૂછ્યું ત્યાં બોલી,
'ખાલી માથું ફોડે રે!'
—કોઇ કહો૦

હિંતુભાઇ જોષી



# માધુકરી

ભયની રે ભભૂતિ અંગે ચોળજે હો જી
ભવનેશાને રમતો ભમતો આપ—
ભજે રે જીવનના ખેલા ખેલતો હો જી;
સતને રે એંધાણે ભજે આપ
હૈયે હૈયે રામ રમાયા આદુના હો જી.

(કૌમુદી) —સુંદરજી ગો. બેટાઇ

## ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર

જેના નામ સાથે જ વિદ્વત્તા અને વિચારસ્વાતંત્ર્યની મૂર્તિ નજર સામે ખડી થાય એવા ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરના અવસાનથી મહારાષ્ટ્રીય સાહિત્યને એક ન પુરાય તેવી ખોટ પડી છે. એ પ્રચંડ આશાવાદી અને નિરલસ કાર્યકર્તાના અવસાનના સમાચારો ઓચિંતા તા ૧૧મી એપ્રિલ ને રવિવારનાં છાપાંની કટારોમાં દેખાયા પ્રેમચંદજીનું બનેલું તેમ જ એમના વિષે બનવા પામ્યું એમની માંદગીના કશા સમાચારો જાહેરને નહોતા સાહિત્યકારને જે કોર્ટ પર આપણે મૂક્યો છે તેનો એ પુરાવો છે

ડૉ. કેતકર પશ્ચિમના દેશોમાં ખૂબ ફર્યા હતા અને એ છતાં ઢંગધડા વગરના અંગ્રેજી પોશાકમાં, કલ્પનાના ભાર હેઠળ દબાએલા એમના સ્થૂલ દેહને રસ્તે ચાલતાં ચવાણું ફાકતાં કે કોઇ પુરાણી હોટેલમાં બેસી નાસ્તો ઉડાવતા પકડી પાડવો એ સહજ વાત હતી એમાં, કૃત્રિમ શિષ્ટાચાર પ્રત્યેની એમની તિરસ્કારવૃત્તિ જ હતી

મધ્યપ્રાંતમાં આવેલા રાયપુર નામના ગામમાં ઇ ૧૮૮૪માં એક દક્ષિણી બ્રાહ્મણ કુટુંબમાં એમનો જન્મ થયો એમના પિતા ત્યાંના પોસ્ટમાસ્તર હતા. બાળપણથી જ જ્ઞાન સંપાદન કરવાની એમની ભૂખ જાગી હતી. હાઇસ્કૂલનો અભ્યાસ અમરાવતીમાં પૂરો કરી એ મુંબાઈની વિલ્સન કૉલેજમાં દાખલ થયા અને ત્યાં રોમન લૉ અને જ્યુરિસપ્રુડન્સ ઐચ્છિક વિષયો તરીકે લીધા. મરાઠી ભાષાની સેવા કરવાની પ્રવૃત્તિની ત્યાંથી જ શરૂઆત થઈ. 'મહારાષ્ટ્ર વાગ્વિલાસ' નામનું માસિક એમણે શરૂ કર્યું. પરંતુ આજની આપણી શિક્ષણ-પદ્ધતિમાં 'ભણતર' અને જ્ઞાનનો શોક્ય જેવો જે સંબંધ થઇ પડયો છે તે એમને પણ આડો આવ્યો પરીક્ષાની દૃષ્ટિએ એમણે અભ્યાસ કર્યો જ ન હતો ને વળી પાછા ઇતર અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડયા હતા, એટલે બી.એ.માં એમનું નાવ ડૂબકાં ખાવા માંડયું

કેતકર બી એ. ન થયા, પરંતુ એમનું યુવાન હૃદય જ્ઞાનાર્જનની મહત્ત્વાકાંક્ષાથી ઊભરાતું હતું. એટલે પરદેશ જઇ શિક્ષણ પૂરું કરવાની એમને આકાંક્ષા થઇ. ૧૯૦૬માં એ અમેરિકા ઊપડ્યા અને ત્યાં કોર્નેલ વિશ્વવિદ્યાલયમાં જોડાઇ ૧૯૦૯માં બી એ. અને એમ એ ની પદવીઓ મેળવી. આ સાલમાં જ એમણે 'હિંદુસ્તાનમાંની જાતિઓનો ઇતિહાસ' નામનો નિબંધ પુસ્તકાકારે બહાર પાડ્યો, જેના પર લેખકના નામ તરીકે માત્ર 'સંપાદક મહારાષ્ટ્ર વાગ્વિલાસ માસિક' છાપેલું છે એ પછી ૧૯૧૧માં હિંદુ ધર્મ સંબંધી પ્રબંધ લખીને એ પી એચ ડી થયા.

અમેરિકાના વસવાટ દરમિયાન સંશોધનકાર્ય તરફ એમની વૃત્તિ વળી એ વિષયનો આમણે ત્યાંથી જ અભ્યાસ આદર્યો, ને આજીવન તેને વળગી રહ્યા. એ દિશામાં વધુ જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તે ઇંગ્લંડ પણ ગયા, પરંતુ ત્યાં કાળા-ગોરાના ભેદને અંગે તેમને જોઇએ તેવું ક્ષેત્ર ન મળ્યું ને ઇ. ૧૯૧૨માં એ પાછા હિંદ ફર્યા. એક વર્ષ કલકત્તા વિશ્વ-વિદ્યાલયમાં અર્થશાસ્ત્ર અને શાસનશાસ્ત્રના અધ્યાપક તરીકે કામ કર્યું. પછી મુંબાઇ ગયા અને ત્યાં અનેક દિશામાં પ્રવૃત્તિઓ આદરી 'શિલોત્રી બૅંક' એમણે ખોલી, પણ તેમાં નિષ્ફળતા મળતાં એ બાજુની પ્રવૃત્તિ પડતી મૂકી અને 'રાષ્ટ્રધર્મ પ્રચારણ સંઘ' નામની સંસ્થા ઊભી કરી. આ સંસ્થાનું કાર્ય ત્રિવિધ હતું: એક તો હિંદની ભાષાવાર પ્રાંત-


ડૉ. કેતકર

રચના કરવી; બીજું, પ્રાન્તિક વ્યવહાર બધો દેશીભાષામાં ચલાવવો; અને ત્રીજું, વિશ્વવિદ્યાલયમાં દેશી ભાષાની શિક્ષણપદ્ધતિ દાખલ કરવી આ સંસ્થાને આંધ્રને ઉત્કર્ષમાં ખૂબ ઉત્તેજન મળ્યું ડૉ. પટ્ટાભી સીતારામૈયા એને ટેકો આપનારાઓમાં મુખ્ય હતા.

ત્યાર પછી, સંશોધકજીવનનાં જે સ્વપ્ન પોતે સેવેલાં તેની સિદ્ધિ માટે ડૉ. કેતકરે પ્રયત્નો આદર્યા. એને પરિણામે એમના કીર્તિકળશરૂપ 'મરાઠી જ્ઞાનકોશ'ની રચનાનો જન્મ થયો. અનેકવિધ પ્રયત્નો બાદ 'મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ મંડળ લિમિટેડ'ની સ્થાપના થઈ. પ્રો. રાજવાડે પ્રમુખ થયા અને મંત્રી તથા વ્યવસ્થાપકનું પદ એમણે પોતે સંભાળ્યું ઇ.સ. ૧૯૧૭થી જ્ઞાનકોશની સક્રિય પ્રવૃત્તિ શરૂ થઈ. ૧૯૨૧માં એનો પહેલો ભાગ બહાર પડ્યો ને ૧૯૨૮મા એનો ત્રેવીસમો ભાગ પ્રગટ થયો. આ પ્રવૃત્તિ બર આણવામાં કેતકરને ઓછી મુસીબતો નહોતી નડી. ફ્રેંચ જ્ઞાનકોશકાર દિદેરોની માફક પૈસાની ટાંચ, શાસ્ત્રીય મતભેદો ને વિરુદ્ધ વાતાવરણનો તેમને ખૂબ સામનો કરવો પડેલો. એ માટે એ કાગળો લખતા એનો કોઇ જવાબ ન આપતું, પુસ્તકો મોકલતા એ કોઇ પરત ન કરતું. એક ઇતિહાસસંશોધકને આ કામમાં મદદ આપવા એમણે કહેતાં એણે જવાબ આપેલો કે, 'નાટકો લખી હું બાર મહિને હજાર રૂપિયા પેદા કાં ન કરું ?' પણ કેતકરે એવી એકે મુસીબતથી પોતાની જાતને રૂંધાવા ન દીધી ને દિદેરોના Le Neveu de Rameau જેમ જ એમનો જ્ઞાનકોશ આજે મહારાષ્ટ્રીય વાઙ્મયની સમૃદ્ધિ બની રહ્યો છે. માત્ર પોતાના અદ્ભુત આત્મવિશ્વાસને લઇને જ એમણે એ કામ પાર પાડ્યું એમ કહી શકાય એમને પહેલેથી જ ખાત્રી થઇ ચૂકી હતી કે એ મહદ્કાર્ય માત્ર સ્વાવલંબનથી જ પાર પાડી શકાશે એ દિશાનું જ્ઞાન એ અમેરિકામાં રહેલા ત્યારે જ ત્યાંના જ્ઞાનકોશના સંપાદકોને મળી, એમણે મેળવી લીધું હતું.

એમના ઇંગ્લંડનિવાસ દરમિયાન એક વિદૂષી બાઇ મિસ એડિથ વિક્ટોરિયા કોહનનો એમને ભેટો થઇ ગએલો. એમની સંશોધકપ્રવૃત્તિ પર એ બાઇ મુગ્ધ બન્યાં હતાં. એમના બીજા પણ સદ્ગુણોથી પ્રેરાઇને તેમણે એમના જીવનસાથી બનવાનો નિર્ણય કર્યો અને સ્વદેશ, મિત્રો, સ્નેહીજનો સર્વેને છોડી, ૧૯૧૯માં તે હિંદ આવ્યાં અને વ્રાત્યસ્તોમ વિધિ દ્વારા હિંદુસંસ્કાર સ્વીકારી ડૉ. કેતકર સાથે લગ્નગ્રન્થિથી જોડાઇ ગયાં. પૂર્વેનાં આ મિસ કોહન ને હાલનાં શ્રીમતી શીલવતી દેવી. ડૉ. કેતકરની સાહિત્યપ્રવૃત્તિમાં અને પુસ્તકોના વેચાણમાં એમણે જબર મદદ કરી છે એવું કાર્યૈક્ય અને તાદાત્મ્ય બહુ થોડાં જોડાંમાં જ નજરે ચડે.

ડૉ. કેતકર જ્ઞાનકોશ જેવા સંશોધનાત્મક કાર્યોમાં જ કંઇ નહોતા પૂરાઈ રહ્યા. લલિત વાઙ્મયની પણ એમણે અમોલ સેવા બજાવી છે. એ નવલકથાકાર અને કવિ પણ હતા. 'બ્રાહ્મણકન્યા', 'ગાંવસાસૂ', 'ગોંડવનાંતીલ પ્રિયંવદા', 'પરાંગદા', 'આશાવાદી' અને છેલ્લી અપ્રસિદ્ધ 'વિચક્ષણા' એમ છ લોકપ્રિય નવલકથાઓ એમણે લખેલી છે. એમની નવલકથા એટલે ગઇ અરધી સદીના મહારાષ્ટ્રીય જીવન, આકાંક્ષા અને વ્યક્તિજીવનનું જ્વલંત ચિત્ર. એમનાં લખાણોમાં જીવનની વિવિધતાનું માર્મિક નિરીક્ષણ છે, સ્વતંત્ર વિચારો છે અને જૂની રૂઢિશૃંખલાઓનું ભંજન છે. નવીન કલ્પનાઓ યોજવી એ એમનો નિત્યવ્યવહાર હતો. સભા જીતનારું વક્તૃત્વ પણ એમને વર્યું હતું. હિંદની બધી ભાષાઓમાં જ્ઞાનકોશની આવૃત્તિઓ નીકળે એ એમનું મહદ્ સ્વપ્ન હતું. પણ એ પૂર્ણ ન થયું. ગુજરાતી અને હિંદી ભાષામાં એનો એકેક ભાગ બહાર પડી, એ પ્રવૃત્તિ અટકી ગઇ

મહારાષ્ટ્રમાં જાતિભેદની જે અધમ વૃત્તિ પ્રવર્તે છે એને લઇને ડૉ. કેતકરનું સાહિત્ય અને સંશોધનનું કાર્ય જોઇએ એટલા પ્રમાણમાં પ્રકાશમાં નથી આવી શક્યું એ પોતે જાતિભેદમાં નહોતા માનતા, એટલે એમને અપમાનો પણ ખૂબ સહન કરવાં પડેલાં. વિદ્વાન અને પૂજ્ય ગણાએલી વ્યક્તિઓ સુદ્ધાએ એમના પ્રત્યે ઉપેક્ષા સેવેલી ને એને પરિણામે જે માનના એ ભાગી હતા એ માન પણ મહારાષ્ટ્ર તેમને ન આપી શક્યું

એ માન તો ઘેર રહ્યું, પણ પોતાની પ્રવૃત્તિ આગળ ચલાવવા માટે યે એમને પોતાના વાચનલેખનના સમયનો ભોગ આપી પોતાનાં પુસ્તકો ખપાવવા રખડવું પડતું, ને એમનાં પત્નીને જર્મન ભાષાના વર્ગ લેવા પડતા. લોકપ્રિયતા નહિ, પણ લોકસેવા એમનો આદર્શ હતો. નહિતર પ્રોફેસરની કોઇક જેવી નોકરી તરછોડી, બજારમાંથી આણેલાં જૂનાં કપડાં તે ચાર આઠ આનાના જપાની જોડા ચડાવી, મજૂર જેમ પોતાનાં પુસ્તકોની પોટલી ઉપાડી ઘેરેઘેર તે ખપાવવા નીકળવાની એમને શી જરૂર પડી હોત ? એવી સ્થિતિ મહારાષ્ટ્રે એમના પર ન લાદી હોત તો મરાઠી ભાષાને એમણે કેટલી સમૃદ્ધ કરી હોત ? જે સમાજમાં એક વિદ્વાન નિષ્પક્ષપાત અને નીડર વ્યક્તિને સ્વસ્થ ચિત્તે લખવાનો પણ અવકાશ નથી મળતો એને વિષે વધુ શું કહેવાપણું હોય ?

આવા એક ઉપેક્ષિત છતાં એકનિષ્ઠ સાહિત્યસેવક ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરનું તા. ૧૦મી શનિવારના રોજ પૂનાની સાસૂન હૉસ્પિટલમાં અવસાન થયું એમના શબને, એમનાં

પત્નીની ઇચ્છા મુજબ દફન નહિ કરતાં એક ટેકરી પર દફનાવવામાં આવ્યું છે ને એમની સમાધિ પર આંગ્લ કવિ રૉબર્ટ બ્રાઉનિંગની 'વૈયાકરણીની ઉત્તરક્રિયા' નામક કવિતાની આ લીટીઓ કોતરવામાં આવી છે:

'સર્વસાધારણ લોકો પ્રમાણે સાધારણ જગાએ એનું દફન કરવું યોગ્ય નથી. ટેકરીની ટોચ જ એને માટે યોગ્ય સ્થાન છે. સાધારણ માણસ પેઠે નજીવી વાતોમાં એ કદી રસ નહોતો લેતો. મહાન કાર્યો કરવાની એને ચિર આકાંક્ષા હતી, પણ એ પૂરી થવા પહેલાં જ તે આ જગત છોડી ગયો. સાધારણ માણસ એકેક પૈસાનો સંચય કરી, હજારોનો સંગ્રહ કરે છે; જ્યારે આ મહાપુરુષે આકાંક્ષા લક્ષાવધિની સેવી, પણ એક પૈસો મેળવ્યા સિવાય વિદાય લીધી. જે મહાન પંડિતે જીવનમાં જ્ઞાનસંચયનો જ વ્રત અંગીકાર કર્યો તેને સાદી જગાએ દફનાવવાનો વિચાર માની પણ કેમ શકાય? એનું તો એવા જ સ્થળે દફન કરવું જોઇએ જ્યાં ચાંદનીનો પ્રકાશ અનિર્વેધ રમી રહ્યો હોય, જ્યાં પ્રભાતનું હિમતુષાર વાતાવરણમાં ઉલ્લાસ રેડતું હોય અને જ્યાં વાદળાંમાંથી આનંદ નીતરતો હોય. કલ્પનાસૃષ્ટિમાં ઊંચેઊંચે ઊડનારાને આરામ માટે પણ એવું ઉચ્ચ સ્થાન જ જોઇએ. જગતને કલ્પના પણ ન આવે એવા ઉચ્ચ સ્થાને તેને જગા આપજો, તેને વિશ્રાંતિ લેવા દેજો. મેદાનના સામાન્ય વાતાવરણ વચ્ચે જીવવા એ જન્મ્યો જ નહોતો.'

ડૉ. કેતકર ગયા. મહારાષ્ટ્રીય સાહિત્યનો અંતરંગ પરિચય સેવનારાઓ કહે છે કે આવતાં ૨૦–૩૦ વર્ષોમાં મહારાષ્ટ્રને એવી બીજી પ્રતિભા મળશે નહિ. કદાચ મળે પણ; પરંતુ જીવનભર ઉપેક્ષિત એ આશાવાદી કાર્યકર્તા, શક્તિશાળી સંશોધક અને દીર્ઘ વ્યાસંગીની ગુરવત મહારાષ્ટ્રીય સાહિત્યક્ષેત્રની એક કાળી ટીલી રૂપે તો રહેવાની જ. —આ.

## કુમાર વિજ્ઞાનીઓ

ઑસનટાઉનની મોયતળાઆની એક પ્રયોગશાળામાં નવ વર્ષનો રૉબર્ટ સ્નેલિંગ કાચની એક નળીમાં કાળો પ્રવાહી રેડી રહ્યો છે. અગિયાર વર્ષનો એનો મોટો ભાઈ વિલિયમ તેના પર નજર રાખી રહ્યો છે. બંને એ તપાસી લઇ ડોકાં ધુણાવે છે અને 'ફૉસ્ટ પર્મેનન્ટ આયર્ન-ગૅલો-ટૅનેટ'નું લેબલ મારેલી, એક ગૅલનની બરણીમાં તે ઠાલવી દે છે.

આ એમનો રોજિંદો ક્રમ છે, કારણ એ સ્નેલિંગ બંધુઓ વૈજ્ઞાનિક શાહીના વિશારદો છે. જુદા જુદા રંગોની શાહીઓ બનાવી, સ્ટોરો, ઑફિસો, હૉટેલો અને શાળાઓમાં પહોંચાડવાનો એમનો ધંધો છે. વિલિયમ મોટો છે ને એ કંપનીનો પ્રેસિડેન્ટ છે. રૉબર્ટ પ્રયોગશાળાનો નિયામક અને વાઇસ પ્રેસિડેન્ટ છે. આ બે ભાઇઓની એ 'સ્નેલિંગ કેમિકલ ઍન્ડ કંપની' વરસ દહાડે ૭૦૦ ડૉલરની આવક કરતી હોવાનું બહાર આવ્યું છે!

એવા તો, છથી માંડીને સોળ વર્ષના કેટલા યે કુમાર વિજ્ઞાનીઓ પોતાની પ્રવૃત્તિ અમેરિકા દેશમાં ચલાવી રહ્યા છે. અને તે વિજ્ઞાનની કોઇ એકાદ શાખામાં નહિ, પણ આખા યે વિજ્ઞાનક્ષેત્રમાં. વયમાં નાની, છતાં વિજ્ઞાનનો આવતી કાલનો મોરચો સર કરવાની ફોજ સૌની એ ટોળી છે.

'કુમાર'માં તમે 'એક તારાનો આપઘાત' વાંચ્યો હશે. પણ એ નોવા હર્ક્યુલિસ તારાનો પહેલો પ્રથમ જોનાર તો રૉબર્ટ લૂઈ નામનો, છાપાં વેચનારો એક કુમાર ફેરીઓ! રાત બ રાત વધુ ને વધુ પ્રકાશ રેડતા જતા એ પ્રકાશ વિષે હાર્લો શૅપ્લે જેવા વિજ્ઞાનીએ પણ કહ્યું છે કે, તારક સૃષ્ટિનો એ અભૂતપૂર્વ બનાવ છે. લૂઇને ખગોળનો શોખ છાપાં વેચતાં વેચતાં જ લાગેલો ને હાથે કાચ ઘસી, જાતે બધાં ઓજારો લઇ એણે દૂરબીન તૈયાર કરેલું. એની એ તપશ્ચર્યા ફળી અને આજે તે ખગોળ માટેની શિષ્યવૃત્તિ મેળવીને વર્જિનિયા યુનિવર્સિટીમાં વધુ પ્રગતિ સાધી રહ્યો છે.

આવા કુમાર ખગોળશાસ્ત્રીઓની જ અમેરિકામાં એક ક્લબ છે અને તેના અનેક સભ્યો તારામાં આવતા જુવાળથી માંડી સૂર્યના ગ્રહણ સુધીના આકાશી બનાવો દિવસ ને રાત નજરાવી જ રહ્યા હોય છે. અને આવા થોડાક કુમારોએ સાથે મળી તાજેતરમાં જ 'Hand book of the Heavens' નામની એક ચોપડી પણ બહાર પાડી છે.

જ્યૉર્જ ફિડલર અમેરિકાના ન્યૂ જર્સી પ્રાંતના ઑડુબૉન ગામનો એક કુમાર છે. તેને પ્રાકૃતિક વિજ્ઞાનનો શોખ છે. એણે પોતે એકઠા કરેલા નમૂનાઓનું એક સંગ્રહસ્થાન બનાવ્યું છે ને એમાં એવી નિપુણતા પ્રાપ્ત કરી છે કે કેટલી યે ક્લબોમાં વ્યાખ્યાન આપવા એને નિમંત્રવામાં આવે છે.

વિજ્ઞાનમાં મોંઘું કસતા બેશક સાધનો અને પૈસાની સગવડ જોઇએ, પણ અમેરિકાના સાત વર્ષના કુમારોને પેટન્ટ મેળવતા અને અગ્યાર વર્ષનાઓને પોતાનાં વિમાનોમાં સોલો ફ્લાઇટ (એકાકી ઉડ્ડયન) કરતા વાંચીએ છીએ ત્યારે નથી લાગતું કે આપણી સામેની મોટી આડખીલી તો પ્રમાણિક ખંતનો અભાવ જ છે?

## થર્મોમીટરનો ઇતિહાસ

આજે ઘણાંખરા થર્મોમીટરો પર આપણે ફારનહાઈટનું નામ વાંચીએ છીએ, પણ એ એનો ખરો શોધક નથી. એનો શોધનાર તો ગૅલીલિયો. ઇ. ૧૬૧૧માં એણે એ શોધ્યું ત્યારે તો એ પાણી ભરેલી માત્ર એક નળી હતી. ગરમીથી પ્રવાહીઓ વિસ્તરે છે એ સિદ્ધાંત પરથી એણે એની રચના કરેલી.

એ ખાલી નળાનો એક છેડો ખુલ્લો હતો ને બીજે છેડે ગોળો હતો. એને તપાવીને એનું ખુલ્લું મોઢું પાણી ભરેલા વાસણમાં બોળવામાં આવતું. અંદરની હવા જેમ ઠરતી તેમ તેનું રોકાણ ઘટતું ને પાણી ઊંચું ચડતું; જેમ એ ગરમ થતી તેમ તેનું રોકાણ વધતું ને પાણી પાછું નીચે ધકેલાતું. આ



રીતે ઉષ્ણતામાનનો કંઇક ક્યાસ નીકળી શકતો, પણ ચોકસાઇભર્યો નહિ એ કંઈક અંશે બૅરોમીટર પણ હતું, પરંતુ હવાના દબાણથી સાચા માપ માટે તે પર આધાર રાખી શકાતો નહિ

પછી તો ન્યૂટને પ્રવાહીને ઠેકાણે તેલ મૂક્યું બીજાઓએ આલ્કોહૉલ મૂક્યું, પણ ફારનહાઇટના જન્મ સુધી એમા કશી વધુ ચોકસાઈ નહોતી આવી શકી

ડૅનિયેલ જેબ્રાઇલ ફારનહાઇટનો જન્મ ડાન્ઝીગ(જર્મની) મા ઇ ૧૬૮૬ના મેની ૧૪મીએ થએલો ને ૧૭૩૬માં આમ્સ્ટર્ડામ (હોલૅંડ) ખાતે તેનુ અવસાન થએલું એ ધંધે તો વેપારી હતો, પણ વિજ્ઞાનમા એને એટલો બધો રસ પડ્યો કે એણે વેપાર છોડી મૂકી દીધો. એના સમયના બધા સિદ્ધ વિજ્ઞાનીઓનાં થર્મોમીટર એણે બનાવી આપેલા.

૧૬૭૦મા થર્મોમીટરમાં પારાનો પહેલો ઉપયોગ થયો, પણ એમા વપરાએલો પારો અશુદ્ધ હોતાં એ નિષ્ફળ નીવડ્યો. ફારનહાઇટે એ શુદ્ધ બનાવવાની રીત શોધી કાઢી જેથી તે નળીમા ચોંટી ન રહે કે વરાળમા રૂપાતર ન પામે

થર્મોમીટર માટે છેડે ગોળાવાળી કાચની નળી બનાવી તેમાં પારો રેડવામા આવે છે ને પછી તે તપાવવામાં આવે છે. એથી તેમાંથી બધી હવા નીકળી જતાં તરત તેનું મે ઢુ બંધ કરી દેવામા આવે છે નળી ઠરતા પારો પાછો નીચો ઊતરે છે ને તેને ફરી વિસ્તરવાનો પૂરો અવકાશ રહે છે. થર્મોમીટર ગરમ થાય છે ત્યારે પારા સાથે નળીનો કાચ પણ વિસ્તાર પામે છે, પણ કાચ કરતા પારો સાતગણો વિસ્તાર પામતો હોવાથી તે નળીમા ઊંચો ચડે છે.

થર્મોમીટરોને ચોકસાઈભર્યાં બનાવવાની ખૂબ કાળજી રાખવામાં આવે છે, કારણકે જરાસરખી અચોકસાઇ પણ તેને નકામાં બનાવી દે છે. ફારનહાઇટે ઠંડીની અતિશયતાનું બિંદુ પહેલાં તો ડાન્ઝીગના શૂન્ય ઉષ્ણતામાન પર મૂકેલું, પણ પછી તેને માલૂમ પડ્યું કે બરફ ને મીઠાના મિશ્રણના ઉષ્ણતામાનની શૂન્યતા વધુ ચોક્કસ હતી. એ શોધ્યા પછી ઊકળતા પાણીનુ ઉષ્ણતામાન એણે શોધ્યુ ને એ બને બિંદુ નક્કી કરી, વચ્ચેની જગ્યા ૨૧૨ ભાગમાં વહેંચી નાખી પાણી ઠરી જાય એ બિંદુ તેણે ૩૨ ડિગ્રી પર આંક્યું. શરીરનું ઉષ્ણતામાન એણે ૯૬ ડિગ્રી નક્કી કર્યું હતું. આજે શરીરનું ઉષ્ણતામાન ફરીને ૯૮·૬ ડિગ્રી ગણાય છે, પણ ફારનહાઇટનાં તેનાં ઠરાવેલાં બે અંતિમ બિંદુઓ તો અચળ રહ્યાં છે.

પછીથી સેલ્સિયસે, પાણી ઠરે એ બિન્દુને શૂન્ય અને ઊકળતા પાણીના બિંદુને ૧૦૦ ગણી, નવું સેન્ટીગ્રેડ થર્મોમીટર બનાવ્યું. આજે જોકે લગભગ બધા વિજ્ઞાનીઓ તો એ વાપરે છે, પણ સામાન્ય જનતામાં તો હજુ ફારનહાઇટનો જ ઉપયોગ ચાલુ છે.

## સરવૈયું

સાબુના એકે તત્ત્વ સિવાયનો સાબુ તમે જોયો છે? છતાં અમેરિકાના બે ઉદ્યોગપતિઓએ એ બનાવવા પાછળ વીસ કરોડ ડૉલરની મૂડી રોકી છે કારણ? દુનિયાને હવે રોજ ને રોજ કંઈ ને કંઇ નવીન અને તે યે સારૂ ને સગવું જોઇએ છે. એ માગણીએ રસાયણોની દુનિયામાં આજ પૂર્વે કદી નહિ એવી હલમચલ મચાવી દીધી છે. અને એને પરિણામે બરફ કરતા વધુ ઠંડો હલકો ને જલદી ઓગળે નહિ એવો ઘનીકૃત કાર્બન ડાયોક્સાઇડનો 'સૂકો બરફ', કપડાં ધોતાં રંગને બીલકુલ અસર ન થાય ને ફીણુ ન વળે એવા ક્ષારવાળો 'આલ્કોહોલ' ને એવી તો અનેક અજાયબીભરી શોધો રોજ ને રોજ જગત સમક્ષ રજૂ થતી જાય છે. દેખીતી રીતે જ અમેરિકા એમાં મોખરે છે ને એને વર્ષે દિવસે તેર અબજ ડૉલરની આવક તો રસાયણીઓની ભૂંગળીઓને જ આભારી છે.

એકલું રસાયણશાસ્ત્ર જ શા માટે? બીજા કોઈ પણ શાસ્ત્ર તરફ નજર ફેંકો. રોજ બ રોજ અભિનવ સિદ્ધિઓની નવી સીમામાં પ્રવેશતી એની પ્રગતિ જોઇ, આ વીસમી સદી તમને માનવજીવનના કોઈ દિવ્ય પ્રભાત સમી જ જણાશે. માણસને સદીઓથી મૂંઝવી રહેલા કોયડાઓનો આ સદીએ ઉકેલ બતાવ્યો છે ને અનુલ્લંઘ્ય એવી મુસીબતોની પાર એણે માણસને મૂક્યો છે. એનું સાચું મહત્વ પામવા, આપણે તેનું આજ સુધીનું સરવૈયું કાઢીએ

એના ઉદયકાળે વાયુ અજેય જ મનાઇ ચૂક્યો હતો. વિમાનમા ઊડવાના બધા અખતરા નિષ્ફળ ગયા હતા. એક માઇલ ઊડી શકનારને હજારો પૌંડોનાં ઇનામોની જાહેરાતો થતી. એવામાં અમેરિકાના રાઇટ બંધુઓ પાચ મિનિટ અદ્ધર ઊડવાની વાતો છાપાંમાં આવી કોઇ એ માનવા તૈયાર નહોતું. પરંતુ ૧૯૦૮માં વિલ્બર રાઇટે પારીસ નજીક દોઢ કલાક હવામાં ઊડી બતાવ્યું ને ૧૯૦૯ના જુલાઈમાં ફ્રાન્સના કિનારેથી મૉનોપ્લેનમાં ડોવર પહોંચી હેવી બ્લારિયોએ ડેઇલી-મેઇલનું એક હજાર પૌંડનું શકવર્તી ઇનામ જીત્યું. વીસમી સદીએ હવાને પરાજિત કરી.

શરૂઆતનાં એ વિમાનોનાં યંત્રો બહુ હલકાં હતા. ઍંજીન-પાવર પણ ખૂબ નીચો, ને ઊડનારને ધારતી પણ ખૂબ રહેતી

પરંતુ ફ્રેંચ વિમાની પાગોએ ૨૦૦૦ ફૂટ ઊંચા ઊડી એ દૂર કરી. તેણે સાબિત કર્યું કે મશીન જો મજબૂત હોય અને જમીનની ખૂબ નજીક ન હોય તો કોઈ પણ સ્થિતિમાં તેને કાબૂમાં લઇ શકાય છે.

અને એ પછી આજ અઢી દાયકા બાદ આપણે શું જોઇએ છે? લાકડા ને કૅનવાસનાં એ વિમાનો અદૃશ્ય જ થઈ ગયાં છે. એને બદલે કદ અને શક્તિમાં અનેકગણાં ચડિયાતાં નક્કર ધાતુનાં વિમાનો માણસે બનાવ્યાં છે ને કેમ જાણે એ પોતાનાં ગુલામ હોય તેમ પચાસ હજાર ફૂટ ઉપર પણ એની પાસે મનફાવતું કામ લે છે. હવે તો વિમાનો માટે આટલાંટિક મહાસાગરમાં યે સ્ટેશનો ઊભાં કરવાની યોજનાઓ વિચારાય છે. અમેરિકાએ પાસિફિક આરપાર પાન-અમેરિકન એરલાઇન શરૂ કરી દીધી છે.

વળી આ સદીની શરૂઆતમાં પરમાણુનો સંભવ પણ અર્ધસત્ય લેખાતો. આજે તે કદ અને આકાર સહિત નિશ્ચિત બન્યો છે તે માપી શકાય છે, તેની આંતરરચના જાણી શકાય છે, ને તેના ફોટોગ્રાફો પણ લઇ શકાય છે.

એવી જ રીતે બીનતારી સંદેશાની જે વાતને હસી કાઢવામાં આવેલી એ પણ આ સદીના ઉગમકાળે જ સફળતાને વરી ને ૧૯૦૧માં આટલાંટિક આરપાર એવા સંદેશા મોકલાયા. હવે તો રેડીઓ-ટેલીગ્રાફી ને રેડીઓ-ટેલીફોની યે જન્મી છે ૧૯૨૦ સુધી જાહેર બ્રૉડકાસ્ટમાં કોઇ રસ નહોતું લેતું એ હવે સર્વસાધારણ બન્યું છે. આજે તો દુનિયાના એક છેડે બનતા બનાવની જાણ તુરતાતુરત બીજે છેડે થઇ જાય છે દુનિયા જાણે ખોબા જેવડી બની ગઇ છે!

સેલેનિયમ અને ક્ષારોવાળી ધાતુઓ, દૂરદર્શનને વધુ ને વધુ નજીક આણતાં જાય છે પ્રકાશને દબાણ હોવાની મૅક્સવેલની શોધ ફોટોગ્રાફીમાં કમાલ કરી રહી છે કાચી ધાતુઓમાંથી સોનું બનાવવા 'કૉલૉઇડ કેમિસ્ટ્રી' મદદે લેવાઇ છે. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં તો આપણા જ્ઞાનના પરીઘમાં સિદ્ધાંતો ને સાબિતીઓનો જાણે ગંજ ખડકાયો છે

ભૌતિકશાસ્ત્રમાં પણ વિજ્ઞાનીઓની ગયા વર્ષની આ શોધોએ અંગ વાઢ્યો કહી શકાય: પ્રકૃતિમાં બનતો રેડીઓ ઍક્ટિવ પદાર્થ પ્રયોગશાળામાં બનાવી શકાય છે। બીજું, ત્રણ વિજ્ઞાનીઓએ પરસ્પર સહકારથી કુદરતના એક મૂળભૂત શક્તિ શોધી કાઢી એ પણ એવું જ પરાક્રમ છે એ શક્તિ તે અણુઓના બે પડને એક સાથે સાંકળી રાખતી શક્તિ ભૌતિકશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું છે કે અણુ બહાર શક્તિ જેટલા પ્રમાણમાં કામ કરે છે તે કરતા અણુના કેન્દ્ર (nuclei)માં તે સાડા સાત ગણી વધારે કામ કરે છે.

અને જીવશાસ્ત્રે (biology એ) શું શીખવ્યું? એણે જીવનની પ્રાથમિકતમ ભૂમિકાઓના જ્ઞાનનો વિસ્તાર કર્યો છે. રસાયણોની શીશીઓમાં છોકરાં જન્માવવાનો વખત તો હજુ નથી આવ્યો, પણ ગર્ભમાં તો પુંસત્વની કશી મદદ વગર રસાયણોથી જ બાળક જન્માવી શકાયું છે. જો કે હજી એ સફળ નથી થયું, કારણ એવી રીતે જન્મેલું બાળક બહુ નાજુક હોઈ જલદી મરી જાય છે.

માનસશાસ્ત્રે વળી માનસતરંગો બાબતનો ઉહાપોહ જગાવ્યો છે. એ તરંગો માનવમગજમાંથી પ્રસરણ પામતા વિદ્યુત્તરંગો છે. તે વૈયક્તિક છે એટલું તો સિદ્ધ થઇ ચૂક્યુ છે. પણ વ્યક્તિત્વ પીછાનવામાં તે કેટલે અંશે સહાયક છે એ હજુ જોવાનું રહે છે.

હજુ તો અરધાથી યે ઓછા વીતેલા વીસમી સદીના જીવનના ગાળાનું આ સરવૈયું છે. પણ હવે તો જેટલી વિધાયક એટલી જ એની વિઘાતક પ્રવૃત્તિ પણ જોર પકડતી જાય છે એટલે તેનું ભાવિ અત્યારથી ભાખી શકાય તેમ નથી.

'કુમાર'

## સીંગાપોરનો ભૂતકાળ

* * * વેપારના સફળ કેન્દ્ર તરીકે સીંગાપોરનું નામ મશ્હૂર છે જ. બ્રિટને પૅસિફિકમાં કરવા માંડેલી કિલ્લેબંદીમાં એક અગત્યનું મથક બનાવી તેને વધુ ખ્યાત બનાવ્યું છે. પણ સૈકાઓ પહેલાં સીંગાપોરનો એવો જ ઉપયોગ કરવામાં આવેલો એ જાણો છો? અહીં એને લગતી આપવામાં આવેલી ઐતિહાસિક માહિતી ઉતારી છે.

હિંદી અને પૅસિફિક મહાસાગરોના નાકા જેવું સીંગાપોર એ નામની નદી પર જ વસેલું છે. એ ઉત્તમ બંદર હોઇ, પૂર્વપશ્ચિમ જતા જહાજોને નાંગરવાનું મુખ્ય બારૂં પણ છે.

આ સીંગાપોર સૈકાઓ પૂર્વે તુમાસિક નામે ઓળખાતું અને તે મહારાજાધિરાજ રાજેન્દ્ર નામના બૌદ્ધ રાજાને તાબે હતું ચીનના મહાસામ્રાજ્ય પર ચડાઇ કરવાના ઉદ્દેશથી જ એણે એ વસાવેલું, પણ એ ઉદ્દેશ નિષ્ફળ ગયો. પરિણામે એના પછીના કાળમાં તેના પ્રત્યે દુર્લક્ષ થતુ જઇ, છેવટે એ હિંસ્ર પ્રાણીઓથી ભરપૂર એક જંગલ બની ગયું.

એ પછી સૈકાઓ બાદ ઉત્તમ નામના કોઈ રાજાને એની પૂર્વેની ખ્યાતિ સાંભળી પાછું તુમાસિક વસાવવાનું મન થયું ને તે પોતાના માણસો લઇ ઊપડ્યો. કિનારે ઊતરતાં જ એક સિંહને સામે બેઠેલો જોયો ને એ પરથી એ પ્રદેશનું નામ તુમાસિક બદલાવી એણે સિંહપૂર પાડ્યું, જેનો અપભ્રંશ આજે સીંગાપોર થયો છે.

કાળાંતરે ત્યાં વસતી વધતી ગઇ ને તેનો અમલ પણ જુદા જુદા હાથ નીચે બદલાતો ગયો કેટલોક કાળ તે ચીનના તાબામાં પણ રહ્યું હતું, પરંતુ એનો સુસંબદ્ધ ઇતિહાસ કંઇ મળતો નથી જોકે એના પ્રાચીન અવશેષો ખોદવાનું કામ ચાલુ છે, ને ખોદાએલા અવશેષોમાંથી કાનનો એક અલંકાર પ્રાપ્ત થયો છે, જેના પર નારાયણની મૂર્તિ કોતરેલી છે. બીજા પણ એ પ્રકારના અવશેષો મળ્યા છે જે પરથી ચોક્કસ થાય

છે કે એક વખત ભારતીય સંસ્કૃતિએ પોતાનો વિજયધ્વજ ત્યાં પણ ફરકાવ્યો હશે. એ બાબત પર વધુ પ્રકાશ પડે ત્યારે ખરૂં.

(મરાઠી 'પ્રભા' ઉપરથી)

## આંખની માવજત

* * * આપણા શરીરમાં સૌથી નાજુકમાં નાજુક આંતર-રચનાવાળું અંગ આપણી આંખ છે. એની માવજત વિષે આ પહેલાંના અંકોમાં વખતો વખત ઉહાપોહ થએલો છે. આ અંકમાં થોડું વધારે.

આપણી તંદુરસ્તી આંખો પર ઘણી અસર કરે છે એ સાચું; પણ એના બગડવાનું કારણ મોટે ભાગે તો કચરો અને ખરાબ પ્રકાશ જ હોય છે બાળકની, શાળાયોગ્ય વય થતાં તો તેને માટે પ્રકાશનો પ્રશ્ન ખાસ વિચારવાનો રહે છે.

પહેલું તો, પ્રકાશ પુષ્કળ પ્રમાણમાં હોવો જોઇએ; પણ તે આંખે નાખે એટલો બધો તો નહિ જ. બીજું, તે બત્તીનો પ્રકાશ હોય તો સ્થિર હોવો જોઇએ; અને ત્રીજું તે એવે ઠેકાણેથી આવવો જોઇએ કે જ્યાંથી હવા મારફત તેનો ધુમાડો આપણને પહોંચી ન શકે. આ ત્રીજો પ્રકાર તો આંખો જેટલો જ ફેફસાં માટે પણ નુકસાનકારક છે.

વીજળીના દીવા જોકે આ બધી ગરજ પૂરી પાડે છે, પણ આપણે ત્યાં બધાને તેની સગવડ નહોતા, ગ્યાસતેલના દીવા વાપરનાર સૌને માટે ઉપર્યુક્ત સલાહ જરૂરની છે.

મોટે ભાગે તો આંખો બગડવાનું કારણ આપણી પોતાની જ ગફલત હોય છે. ને એ ગફલતને લીધે જ ટૂંકી નજરનો રોગ આજે જગતવ્યાપી બન્યો છે. આંખના ડોળાને એની કુદરતી હદ કરતાં વધુ ખેંચવામાં આવે તેનું એ પરિણામ છે. એથી કરીને આપણી આંખનો લેન્સ, જે બધા દર્શ્યોની છબી ઉતારે છે તે બાહ્યગોળ (convex) બનવા પામે છે ને તેને અંગે આંખના જ્ઞાનતંતુ જ્ઞેરના સબધથી તેનું અંતર પડતું જાય છે.

આંખની સંભાળ માટે આ અને આવી બીજી બારીક સૂચનાઓ ખાસ જાણવી જરૂરની છે. આપણો હિંદ એ બાબત માં કમભાગીમાં કમભાગી દેશ છે કે સૌથી વધુ જન્માંધ બાળકો આ દેશમાં જ જન્મે છે. ને એ માટે માબાપોજ જવાબદાર છે. માબાપે ચોકખાઈ પાળવી એટલી અગત્યની છે એટલું જ બાળકને ચોકખું રાખવું અગત્યનું છે. આંખોનાં પોપચાં પર બેસતી માખીઓ પણ ઘણી વખતે આંખ બગાડવાનો ચેપ મૂકતી જાય છે.

નાની ઉમરમાં ઝાંખાં પ્રકાશથી તો બચવું જ જોઇએ, પરંતુ સૂર્યનાં કિરણો પણ સીધાં આંખ પર ન આવે એથી યે ચેતતા રહેવાનું છે. બીજી બાજુ, મોટી વયે, આંખ ખેંચાય એવા ઝાંખા પ્રકાશમાં કામ કરવું છોડી દેવું જોઇએ. વાંચવા માટે ફાનસનો પ્રકાશ નુકસાનકર્તા છે, એટલે બની શકે ત્યાં સુધી દિવસે જ વાંચવાનું રાખવું. વળી વાંચતાંવાંચતાં આં-ખોને થાક જણાય કે એમાં ઝળઝળિયાં આવે કે તરત પુસ્તક ઊંચું મૂકી દેવું. વાંચતી વખતે પ્રકાશ સીધો ચહેરા પર કદી આવવા ન દેવો જોઇએ. ખભા પાછળથી એ આવી સીધો પુસ્તક ઉપર પડવો જોઇએ.

સૂતાંસૂતાં વાંચવાની ટેવ પણ સારી નથી. લોહીના સરળ ભ્રમણમાં એથી દખલ થાય છે, ને આંખને કષ્ટ પડે છે. માંદગીમાં કે એમાંથી ઊઠ્યા પછી યે વાંચવાની તકલિફ ન લેવી.

આટલી સાવચેતી રાખ્યા છતાં યે આંખો વિષે નાની શી ફરિયાદ ઊઠે કે તરત દાક્તરની સલાહ લેવી ન ભૂલવી.

## ચંગલપેઠ અથવા પક્ષીતીર્થ

ત્રિવેન્દ્રમથી કેપ કન્યાકુમારી સુધી મોટરની સગવડ છે. વચમાં નાગરકોઇલ નામનું ગામ મોટરના જંક્શન તરીકે ઓળખાય છે. અમે કેપ કન્યાકુમારીથી મોટર મારફત તીનેવલી રેલવે સ્ટેશન થઈ મદુરા આવ્યા. મદુરા એ ઘણું પ્રાચીન શહેર છે. અસલના વખતમાં તે પાંડવોની રાજધાની હતું. તીર્થગોરો હજુ પાંડવોના મહેલો વગેરે સ્મારકો આપણને બતાવે છે. અહીં એક ઉત્તમ કોતરણીવાળું ભવ્ય શિવાલય છે. હિંદુ લોકોના તીર્થક્ષેત્ર તરીકે ઉત્તર હિંદમાં જેવું માહાત્મ્ય કાશીક્ષેત્રનું છે, તેવું જ માહાત્મ્ય દક્ષિણ હિંદમાં આ મદુરા શહેરનુ છે અહીંથી ચંગલપેઠ જવાય છે. અહીં પણ શિખરબંધ શિવાલય આગળ એક નાનું સ્વચ્છ મીઠા પાણીનું તળાવ છે, જેમાંથી બાર વર્ષે એક મોટો શંખ ઉત્પન્ન થાય છે તેથી તેને શંખકુંડ કહે છે. અહીંના તીર્થગોરો આપણને આ શંખ બતાવે છે. અહીં પુષ્કળ રમણીય ગિરિકંદરાઓ આવેલી છે. એક પહાડ ઉપર વેદગિરિ શંકર ભગવાનનું આકર્ષક મંદિર છે. આ મંદિર ઉપર જવા માટે પગથીઆવાળો રસ્તો બનાવેલો છે. જતાં અર્ધો કલાક થાય છે. પરંતુ ઉપર ગયા પછી ચારે બાજુનું સૃષ્ટિસૌંદર્ય જોઇ ત્યાંથી પાછા આવવાનું મન થતું નથી. આ ગિરિમાળાના એક શિખર ઉપર એટલે કે મંદિરની પાસે જ હમેશાં બરાબર મધ્યાહ્ન સમયે મંદિરનો પૂજારી ઝાલર વગાડે છે, એટલે સમળી જેવા પણ સમળીથી મોટા સફેદ રંગના બે પક્ષીઓ આવે છે અને પૂજારી પાસેના ખાદ્ય પદાર્થો નિર્ભયતાથી ખાઇ પાછા ઊડી જાય છે. સંપાતી અને જટાયુ નામના આ બે પક્ષીઓ હશે અથવા તો તેમના વંશના હશે એમ અંધશ્રદ્ધાળુ લોકો માને છે. ખરી હકીકત એ છે કે હમેશાં આ બે પક્ષીઓ આવીને ખોરાક ખાઇ ઊડી જાય છે. આથી આ ચંગલપેઠને પક્ષીતીર્થ કહે છે.

—કેશવલાલ જટાશંકર મહેતા

## સીગારેટ

સીગારેટ બનાવવામા ખાસ કરીને ત્રણ વસ્તુઓ વપરાય છે, તમાકુ, તેને ખુશબો આપનાર પદાર્થ અને કાગળ. તમાકુ એને માટે ભીનાશ ટકાવવાના ખાસ ગુણવાળી જોઇએ ખુશબો માટે પહેલાં તો એ તમાકુને ખાંડ (brown sugar), મધ

અને તેની સાથે રહેલા કોઈ ખુશબોદાર પદાર્થના મિશ્રણમાં બોળી કાઢવામાં આવે છે ને પછી લવિંગનું યા તજનું તેલ કે એવી કંઈ સુગંધી, ફુવારાથી એના પર છાંટવામાં આવે છે.

સીગારેટ માટેના કાગળ સેલ્યુલોસ ધરાવતા પદાર્થમાંથી જ બનાવવામાં આવે છે ને પછી એની બળવાની ક્રિયા પ્રમાણસર રાખવા તેમાં કૅલ્શ્યમ કાર્બોનેટ ભેળવવામાં આવે છે.

પહેલાં તો બધી સીગારેટો હાથે જ બનાવી લેવામાં આવતી, પણ અમેરિકાના આંતરવિગ્રહ પછી બૉન્સૅકે સીગારેટયંત્ર શોધી કાઢ્યું. જેમાં અત્યાર સુધી સુધારાવધારા થતા રહી, હવે તો એક મિનિટે બારસોથી સોળસો સીગારેટો બનાવી શકાય છે.

શોધકોએ સીગારેટના ધુમાડામાં નીચેના પદાર્થો હોવાનું શોધી કાઢ્યું છે: ફર્ફ્યુરલ, કાર્બન મોનોક્સાઈડ, હાઇડ્રોજન સલ્ફાઈડ, હાઇડ્રોજન સાયેનાઇડ, મેથીલ આલ્કોહોલ, હાઇડ્રોકાર્બન્સ, નવસાર, સોમલ, અને નિકોટીન તો ખરું જ. નિકોટીનનું પ્રમાણ તમાકુના ભેજ પર આધાર રાખે છે. ઘૂંટીને દમ મારવાથી ધુમાડામાં તેનું પ્રમાણ ઘટે છે. મોઢામાં જતો ધુમાડો આમ્લમય હોય છે, જ્યારે સીગારેટને બીજે છેડે હવામાં જતો ધુમાડો ક્ષારમય હોય છે.

મેન્થૉલેટેડ સીગારેટો આવે છે તેમાં મિશ્રણ તો બીજી સીગારેટો સરખું જ હોય છે, પણ એ મિશ્રણ પર મેન્થૉલ ખાસ છાંટવામાં આવ્યું હોય છે. નિકોટીન વગરની સીગારેટો બનાવવાના પ્રયાસ પણ થયા છે, પરંતુ સફળ નથી થયા. લગભગ અરધા જેટલું એનું પ્રમાણ રહી જ જાય છે.

(સાયન્સ ડાઇજેસ્ટ)

### અંધારામાં જોતો કૅમેરા

ઘણાં વર્ષોની શોધખોળ પછી એક જર્મન ઇલેક્ટ્રિક કંપનીએ બજારમાં એક એવો કૅમેરા મૂક્યો છે, જેનો લેન્સ, માણસની આંખ જ્યાં જોવામાં નિષ્ફળ નીવડે છે એવા અંધારામાં સ્પષ્ટ રીતે જોઈ શકે છે. એ શોધે એકલી ફોટોગ્રાફીમાં જ નહિ પણ સીનેમૅટોગ્રાફી, પ્રાકૃતિક ઇતિહાસ, વૈદક, ગુનાઓનું શોધન વગેરે અનેક દિશાઓમાં નવી શક્યતાઓ ઊભી કરી છે.

આ કૅમેરાની કામગીરી સામાન્ય કૅમેરા જેવી જ હોય છે. ફરક માત્ર એટલો કે તે પ્રકાશનાં કિરણોનો નહિ, પણ ઇલેક્ટ્રોન કિરણોનો ઉપયોગ કરે છે. ફોટોગ્રાફિક લેન્સ જેવો જ તેને ઇલેક્ટ્રોન લેન્સ હોય છે. જેના પરથી આ શોધ સફળ થઈ છે એ ઇલેક્ટ્રોન કિરણોને લગતા નિયમોના શાસ્ત્રને 'જીઓમેટ્રિક ઇલેક્ટ્રોન ઑપ્ટિકલ સાયન્સ'નું નામ આપવામાં આવ્યું છે. આ નવા શાસ્ત્રનો પાયો જર્મનીમાં રોપાયો છે અને ત્યાં જ તે ઉત્તરોત્તર વિકાસ સાધતું જાય છે. જો કે કેટલાક આગેવાન અમેરિકન વિજ્ઞાનીઓ પણ હવે તેની પાછળ પડ્યા છે.

જર્મન કંપની દ્વારા બજારમાં મૂકાએલા આ સાધનમાં બીજી અદ્ભુતતાઓ ઉપરાંત પ્રકાશનાં લાલ કિરણોને વાદળી રંગમાં પલટાવવાની અને સાધારણતઃ અદ્દશ્ય એવાં કિરણોને દ્દશ્ય બનાવવાની પણ અદ્ભુત શક્તિ છે. અદ્દશ્ય કિરણો એટલે માણસની નજરમાં ન આવતાં ઇન્ફ્રા-રેડ અને અલ્ટ્રા-વાયોલેટ કિરણો. આ 'અંધારો કૅમેરા' એ જ કિરણોનો ઉપયોગ કરે છે; એટલે તે વડે, બીલકુલ અંધારામાં ઊભેલી વ્યક્તિઓના પણ, કોઇ એમને જુએ છે એવી આશંકા યે એમના મનમાં આવવા દીધા સિવાય, ફોટોગ્રાફ ઝડપી શકાય છે.

### ડાર્વિનના થીઅરીને મળતાં ભાઇબેન



જે ભાઇબ્હેનનો ફોટો આ સાથે મોકલું છું તે જાતે ઢાઢી છે. ભાઇની ઉમર ૨૦ વર્ષની ને બહેનની ૧૫ વર્ષની છે. બહેન બહેરી ને મૂગી છે. તે કાંઇ બોલી શકતી નથી, તેમ જ સમજી પણ શકતી નથી. તેના બધા ચાળા મનુષ્ય કરતાં વાંદરાને વધુ મળતા આવે છે. આખો વખત તે પોતાના ભાઇના શરીરમાંથી તેમ જ તેનાં કપડાંમાંથી જૂ શોધ્યા કરે છે ને વાંદરાના જેવા ચાળા કર્યા કરે છે. તે જ્યાં બેસે ત્યાં જ હાજત થાય ત્યારે મળમૂત્રનો ત્યાગ કરે છે. તેના ભાઇને કંઇ ખાવાનું આપ્યું હોય ને તે ખાય ત્યારે એ પણ ખાય છે. પહોળા મોંના વાસણમાંથી તે મોઢેથી પાણી પીએ છે.

બંનેનાં માથાં બહુ જ નાનાં છે ને તેમનાં શરીર સારી રીતે વિકસેલાં છે. તેઓમાં માનસશક્તિનો તો બીલકુલ અભાવ જ છે. લગભગ દસ વર્ષની ઉમર સુધી તો તેઓ વાંદરાની માફક પોતાના હાથપગ ઉપર જ ચાલતાં હતાં.

—ત્રીકમલાલ ડોસાભાઇ મહેતા

મિસરના સંત મૅકેરિયસે, પોતને મુક્તિનો માર્ગ પૂછવા આવેલા જિજ્ઞાસુને કબ્રસ્તાનમાં જઈ દફનાવેલાં મુડદાંને ગાળો ભાંડી આવવાનો આદેશ આપ્યો. તેમ કરીને એ પાછો સંત પાસે ગયો. 'કેમ, કશો જવાબ મળ્યો?' સંતે સવાલ પૂછતાં એણે નકાર ભણ્યો એટલે, સંતે કહ્યું, 'આજે ત્યારે જઈને બધાની મશ્કરી કરી આવ' પેલા માણસે તેમ કર્યું, પણ સંતે પૂછતાં એનો યે કશો પ્રત્યુત્તર મળવાની ના પાડી અને પોતાની એવી મશ્કરી કરવાનું કારણ પૂછ્યું, એટલે ઇસ્તાદસના સંત મૅકેરિયસ બોલ્યા 'એ જ મુક્તિ મેળવવાનો સાચો રાહ છે. તું પણ એ મુડદા મિસાલ દુનિયાના માનાપમાનથી અસ્પૃશ્ય બની રહે'

અનેકાર્થી શબ્દ: શેરડો=પગવાટ; ઘોડી તરી આવવાથી મો પર પડતો લાલ પટો; સુકાઇ ગએલાં આંસુના ડાઘ; ધ્રાસકો; ઠંડુ પાણી પીવાથી એકદમ અંદર પેટ સુધી થતી અસર.

કહેવતોના અર્થ—'હીરો ઘોઘે જઈ આવ્યો' કોઈ કામ પાછળ વગરસમજણે કે મૂર્ખાઇથી દદળદાર મહેનત લીધા પછી કંઈ શુક્રવાર ન વળે ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે. એવી જ બીજી કહેવતો: 'આખી રાત રોઇ ને એક ડોસી મૂઇ'; 'કાંત્યુ પીંજ્યુ રનું રૂ'; 'દળીદળીને કુલડીમાં ઉધરાવ્યું'; 'કાકા મારયા ત્યાં ફોઇ રાંડ્યા', 'ઘાંચીનો બળદ આખો દહાડો ફર્યો તો યે ઠેરનો ઠેર'; 'મહેનત બરબાદ ગુના લાજમ'; 'દરીઆઇ વડોદરૂ' વગેરે ઘણી છે.

લીંબુના રસમાં ઓગાળેલા મીઠાના મિશ્રણથી લોઢા પરનો કાટ દૂર થઇ શકે.

તિબેટન કુટુંબોમાં પહેલા જન્મેલા છોકરાને મઠમાં મોકલી દેવાનો રિવાજ હાલ સુધી ચાલુ છે.

ઘુવડોનાં મૂળ ચાવી જવાથી સાપનું ઝેર ઊતરી જતું કહેવાય છે.



પરપોટાને આપણે ક્ષણિક માનીએ છીએ પણ આ માછલી તે પણ પોતાની લાળનું પડ ચડાવી તેને ચિરંજીવી બનાવી દે છે ને અમાં ઇંડા મૂકે છે.

સારા ફેઇસ પાઉડરની કસોટી એ કે તે પાણીમાં ઓગળવા જતો નથી. હલકા પાઉડરોમાં ચોખાના લોટની કે ચાકની કણીઓ હોવાથી એવી બારીક કણીઓ પછી ચામડીના છિદ્રોમાં ભરાઇ જઇ તે પૂરી દે છે, માટે તે કદી વાપરવો નહિ.

ઇટલીના રાજકુમારનું નામ, તેને લગાડાતા વિશેષણો સાથે આવડું મોટું છે: વિટોરિયો ઈમાન્યૂઅલ આલ્બર્ટો કાર્લો થીઓડોરો ઉમ્બર્ટો બેનિફેસિયો ઍમેડિયો ડેમિયેનો બર્નાર્ડીનો જેનારો મેરીઆ.



દુનિયામાં સૌથી વૃદ્ધ પુરુષ?

રશિયન વિજ્ઞાનીઓના કહેવા પ્રમાણે આ બુઢ્ઢો ૧૭૧ વર્ષનો છે, છતાં તેની બધી શક્તિઓ હજી એવું ને એવું કામ આપે છે. એ સાદો ને મુખ્યત્વે દૂધનો ખોરાક લે છે ને રોજ એક માઇલ ચાલે છે.

એક વરસમાં ઉંદરડી આશરે ઍંશી બચ્ચાંને જન્મ આપે છે.

### ગણિતગમ્મત

૯૧ × ૧૧ + ૯ = ૧૦૧૦

૯૧૮૨ × ૧૧ + ૮ = ૧૦૧૦૧૦

૯૧૮૨૭૩ × ૧૧ + ૭ = ૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪ × ૧૧ + ૬ = ૧૦૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪૫૫ × ૧૧ + ૫ = ૧૦૧૦૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪૫૫૪૬ × ૧૧ + ૪ = ૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪૫૫૪૬૩૭ × ૧૧ + ૩ = ૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪૫૫૪૬૩૭૨૮ × ૧૧ + ૨ = ૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦

૯૧૮૨૭૩૬૪૫૫૪૬૩૭૨૮૧૯ × ૧૧ + ૧ = ૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦૧૦

ખૂબી: (અ) ગુણ્ય વિભાગની સંખ્યાઓમાં પાસેપાસેની કોઇપણ બે ઊભી હાર લઇશું તો એકમાં ક્રમિક આંકડા ચડતા ક્રમ પ્રમાણે હશે અને બીજીમાં એવા આંકડા ઊતરતા ક્રમ પ્રમાણે હશે અને એ બે હારોનો સંબંધ બનાવતા નવનો પાઠ આવશે. એટલે કે ૯×૧=૯; ૯×૨=૧૮, ૯×૩=૨૭ એ ચડતો ક્રમ; અને ૯×૯=૮૧; ૯×૮=૭૨ અને ૯×૬=૫૪ એ ઊતરતો ક્રમ; (બ) ગુણ્ય વિભાગમાં આવેલી સૌથી છેલ્લી હારમાં ડાબી કે જમણી બાજુએથી વાંચતાં એકસરખી રીતે વંચાશે; (ક) ફમેરવાની સંખ્યામા ક્રમવાર ચડતા અંકો છે.

(મૂળજી જેકુ નોથી)

# શ્રી. ગિજુભાઈ સન્માન થેલી.

શ્રી. ગિજુભાઇ બધેકા દક્ષિણામૂર્તિના ચરણે વીસ વર્ષની સેવા અર્પી નિવૃત્ત થાય છે તે ટાંકણે ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, અને બૃહદ્ ગુજરાતના તેમના મિત્રો, પ્રશંસકો, સ્નેહીઓ અને વિદ્યાર્થીઓ તરફથી તેમને ફુલ પાંખડી રૂપે એક 'થેલી.' અર્પણ કરવાની યોજના ઉપરોકત જનતા વધાવી લેશે એવી આશા રાખીએ છીએ.

શ્રી. ગિજુભાઇએ બાલ જગતના ઉદ્ધારાર્થે તેમનું જીવન ખર્ચી નાખ્યું છે. અને આપણા આંગણે બાળ કેળવણીનાં જોરદાર આંદોલનો શાસ્ત્રીય દષ્ટિએ આણ્યાં છે. તેમની અમૂલ્ય સેવાઓથી આજે કોઇ ગુજરાતી અજાણ નથી.

ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને બૃહદ્ ગુજરાતનાં બાળકો, શિક્ષકો તથા ગૃહસ્થો આ ફુલ પાંખડીમાં યથાશકિત ફાળો આપે એ વિનંતિ.

કહેવાની જરૂર નથી કે આ " થેલી " નાં નાણાં શ્રી. ગિજુભાઈની ઇચ્છાનુસાર બાળકો માટેજ વપરાશે.

| | |
|---|---|
| શારદા બ્હેન મહેતા. | બળવંતરાય પ્રમોદરાય ઠાકોર. |
| શરુજી વલ્લભદાસ | મગનલાલ વ્યાસ. |
| પ્રાણલાલ કીરપારામ દેસાઇ | નાનાભાઈ ભટ્ટ. |
| ભોગીલાલ ઠાકર. | તા. ૨૬—૫—૩૭ |

ચિત્ર કરતાં તમને જે બગાણું મોઢું કરી દેખાડે છે અને જગાએ પડએ વાસ્તવિક રૂદનું બ્યુકાઇન્ડર છે અકસ્માત એંપ પડી ન જાય એટલા માટે આ કૅમેરામાં કળની ખાસ યુક્તિ મૂકવામાં આવી છે. [illegible] ફિલ્મ લે છે આ મોડલ નવા કૅમેરાની વધુ વિગત માટે તમારા આપણા ડીલરને પૂછો.
કીમત રૂ. ૬-૪



આ ગ ફા ફો ટો કં પ ની ના વે ચ ના રા ઓ
અમદાવાદ ફોટોગ્રાફી [illegible] રોડ અમદાવાદ [illegible] ગાંધીરોડ અમદાવાદ
એન્જિનિયર સપર્સ રીડ રોડ અમદાવાદ એમ. ડી. [illegible] ગીડ રોડ અમદાવાદ

શ્રી. ગિજુભાઈ સન્માન થેલીનું કામકાજ શરૂ થઇ ગયું છે અને આજ સુધીમાં સાથે જણાવ્યા મુજબ લગભગ અઢી હજાર ભરાઈ ચૂકયા છે. ગુજરાતના બાળકો માટે શ્રી. ગિજુભાઇએ જે અમૂલ્ય ફાળો આપ્યો છે તેને લક્ષ્યમાં રાખી, દરેક ગુજરાતી પોતાની ફૂલપાંખડી તેમની સન્માન થેલીમાં અર્પણ કરે તેવી વિનંતિ છે.

## અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓને

આપને અમારા તરફથી પ્રથમ પત્રિકા મળી ચૂકી હશે. જેમણે પોતાનો ફાળો નથી નોંધાવ્યો તે તુર્તજ નોંધાવે એ વિનંતી. જેમણે પોતાની રકમો નથી મોકલી, તે પણ તુર્તજ રકમ મોકલી આપે તે બીજી વિનંતિ.

વઢવાણ રાજ્ય બાળમંદિરના આચાર્ય શ્રી. ભોગીભાઈ પરીખે આ સંબંધે વઢવાણ શહેરમાં ફાળો ભેગો કરવાના સફળ પ્રયત્નો શરૂ કર્યા છે. અને તેમને ત્યાં સારો જવાબ મળવા લાગ્યો છે. તેઓએ બાળમંદિરના જૂના નવા બાળકોના વાલીઓને તથા શિક્ષણ પત્રિકાના ગ્રાહકોને તથા મિત્રોને મળવાનું શરૂ કરેલ છે અને આશરે રૂ. ૨૦૦) એકઠા કર્યાની ખબર આપે છે.

બોટાદ બાળમંદિરવાળા શ્રી. દિનુભાઈ પણ આ દિશામાં પ્રયત્નો શરૂ કરે છે. કચ્છમા શ્રી. પ્રભુદાસભાઇ તેમજ શ્રી. પ્રાણજીવનભાઇએ આવી શરૂઆત કરી દીધી છે. પોરબંદરથી એક પત્ર છે કે "થોડા રોજમાં અહીં વઢવાણની માફક કામકાજ શરૂ થશે." જામનગર પણ એવી આશા આપે છે.

વિલેપાર્લેના "નુતન બાલશિક્ષણ મંદિર"ના આચાર્ય શ્રી. નામલે પણ સ્થાનિક વિદ્યાર્થીઓના સંઘની સમિતિ દ્વારા કામની શરૂઆત કરવાનો ઈરાદો જણાવે છે, બાલમિત્રના તંત્રી શ્રી. ભાવસાર પણ આ માટે ફરનાર છે.

આમ જ્યાં જ્યાં બાળમંદિર છે, જ્યાં જ્યાં અ. મં. ના વિદ્યાર્થી છે, ત્યાં ત્યાં ઉપરોક્ત રીતે પ્રયત્નો આદરી શકાય. શ્રી. નર્મદા બ્હેન રાવળ ભાવનગરનું કામકાજ ઉપાડે છે.

## શિક્ષણ પત્રિકાના ગ્રાહકોને

આપ શિક્ષણ પત્રિકાના ગ્રાહક છો? વર્ષોથી શ્રી. ગીજુભાઈ પત્રિકા દ્વારા આપના બાળકોના અનેક પ્રશ્નો ઉકેલવાનો ફાળો આપી રહ્યા છે. આપ તેમની 'સન્માન થેલી'માં કાંઇ નહિ મોકલો? આજેજ મોકલી આપશો.

તબટન કુટુંબના [illegible] છોકરાને મડમા મોકલી દેવાનો રિવાજ હજુ સુધી ચાલુ છે.

તુવેરનાં મૂળ ચાવી જવાથી સાપનું ઝેર ઊતરી જતું કહેવાય છે.

ઊતરતો ક્રમ પ્રમાણે દશ અને [illegible] સબંધ [illegible] નવનો પાઠ આવશે. એટલે કે ૯×૧=૯; ૯×૨=૧૮, ૯×૩=૨૭ એ ચઢતો ક્રમ; અને ૯×૯=૮૧; ૯×૮=૭૨ અને ૯×૬=૫૪ એ ઊતરતો ક્રમ; (વ) ગુણવ વિભાગમાં આવેલી સૌથી ઉપરની હારમાં ડાબી કે જમણી બાજુએથી વાંચતાં એકસરખી રીતે વચાશે; (ક) ઉમેરવાની સંખ્યામાં ક્રમવાર ચઢતા અંકો છે. (મૂળજી જેઠુ જેવી)

## દ. મૂ. ના વિદ્યાર્થીઓને

આપ દક્ષિણામૂર્તિના ગમે તે વિભાગના વિદ્યાર્થી હો. આપ જાણો છો કે દક્ષિણામૂર્તિની ઇમારતમાં ગિજુભાઇનો ફાળો જેવો તેવો નથી. તેથી સન્માન થેલીમાં યથાશક્તિ કાંઇક મોકલી આપવાની આપની ફરજ છે.

## મિત્રો અને સ્નેહીઓને

શ્રી. ગિજુભાઇના મિત્રોને અમારે કહેવાનું હોયજ નહિ તેમણે તો આ યોજના વધાવી લઇ આ પ્રયત્નને પ્રોત્સાહન આપવું જોઇએ. જેવી લાગણી બેરી. ચૂડગરે દર્શાવી છે તેવી સૌ દર્શાવે.

## અન્ય જનતાને

આપ ભલે અ. મં. ના વિદ્યાર્થી ન હો—આપ ભલે તેમના મિત્ર કે સ્નેહી ન હો, આપ ભલે દ. મૂ. ના વિદ્યાર્થી ન હો કે શિક્ષણ પત્રિકાના ગ્રાહક ન હો. આપ ગુજરાતી તો છો ને ?

ગુજરાતનાં બાળકો માટે સ્વાતંત્ર્યની દૃષ્ટિ ગિજુભાઇએ આપી, બાળકોનું વ્યક્તિત્વ ઓળખાવ્યું ને સન્માનાવ્યું. બાળ ઉછેરમાં શાસ્ત્રીય દૃષ્ટિ તેમણે આણી ગુજરાતી બાલસાહિત્યની અમૂલ્ય વાડી બનાવી જેમાં આજે સારાયે ગુજરાતનાં બાળકો આનંદ–કિલ્લોલ અનુભવે છે. ટુંકમાં બાળકોનો યુગ સ્થાપનાર ગિજુભાઇની 'સન્માન થેલી'ને આપ સન્માનજો.

| | | |
|---|---|---|
| શારદા મંદિર<br>અમદાવાદ.<br>તા. ૧૨–૬–૩૭ | } | ઇન્દુપ્રસાદ ભટ્ટ,<br>વજુભાઈ દવે,<br>મંત્રીઓ સન્માન સમારંભ સમિતિ |

---

ચિત્ર કરતાં તમને ન ગમતું મોટું કરી દેખાડે છે ...
કીમત રૂા. ૧-૮
આ ગ કા કો ડૅ ક પ ની ના એ જ ના કા ઓ



| | | |
|---|---|---|
| ૨૦ | ,, વીરસુત મ્હેતા | માંગરોળ |
| ૨૫ | ,, શંકરલાલ રતિલાલ | ભાવનગર |
| ૫ | ,, રસિલાબ્હેન વિષ્ણુભાઇ | ,, |
| ૧૦ | ,, ગુલાબસિંહભાઈ | જામનગર |
| ૧૦ | ,, મનુભાઇ ભટ્ટ | રાજપીપળા |
| ૫ | ,, જયન્તિલાલ ડામરભાઈ | કલકત્તા |
| ૧૦ | ,, ગંગારામ બહેચરદાસ | કચ્છ |
| ૫ | ,, ધીરજલાલ નારણજીભાઇ | વટવાણ શહેર |
| ૧૦ | ,, મોહનલાલ કેશવલાલ ભૂતા | રાજુલા |
| ૧૫ | મી. નાભશે | મુંબઈ |
| ૫ | શ્રી. શંકરભાઈ નારણભાઈ | મહુવા |
| ૫ | ,, લીલાવતી કેશવલાલ શાહ | ભાવનગર |
| ૧૦ | ,, શાન્તાબ્હેન ખાંડવાળા | અમદાવાદ |
| ૫ | ,, મણિબ્હેન ત્રિવેદી | ,, |
| ૧૦ | ,, મયાશંકર ભગવાનજી | નડીયાદ |
| ૧૫ | ,, મી. મર્ચંટ | ભાવનગર |
| ૫ | શ્રી. ચંદુલાલ પાઠક | ચલાળા |
| ૧૦ | ,, મનાપરાય યાજ્ઞિક | મુંબઈ |
| ૧૦ | ,, નારણભાઈ પટેલ | સોરો |
| ૨૫ | ,, વસુમતિબ્હેન ઝવેરી | અમદાવાદ |
| ૧૦ | ,, હરભાઇ ભટ્ટ | ,, |
| ૧૨૫ | શેઠ નાનાલાલ કાળિદાસ | રંગુન |
| ૧૦૧ | શ્રી. હીરાલાલ અમૃતલાલ શાહ | મુંબઈ |
| ૨૫ | ,, ગોવિંદરામ ઠાકર | અમદાવાદ |
| ૫ | ,, C. M. પટેલની કું. | ,, |
| ૧૦ | ,, નટવરલાલ જાની | ,, |

નાણાં મોકલવાનું સ્થળઃ-

મંત્રીઓ,

**શ્રી. ગિજુભાઈ સન્માન સમિતિ**

શારદામંદિર, અમદાવાદ.



શ્રી નારાયણ પ્રિં. પ્રસ અમદાવાદ.

# તમે કદી




# ની ફિલ્મો વાપરી છે? ના!

તો આજે જ એક વાપરી ખાતરી કરો, તેની ૨૮° શાઈનર (૪૪૦૦ H. & D.) અલ્ટ્રા-ફાસ્ટ અને પૅન્ક્રોમૅટિક ફિલ્મની.ઝાઇસનાલેન્સની માફક એના પણ હરીફો નથી.









ઝાઇસના લેન્સ તો આજે જગવિખ્યાત થઈ પડ્યા છે. શુ શક્તિ અને બનાવટમાં સર્વોત્તમ છતાં કીમતમાં કિફાયત એ એ ખરું કારણ છે. એ જ રીતે ઝાઇસની ફિલ્મો આજે શિખાઉ, ધંધાદારી અને ઍમૅચ્યુઅરોમાં દિનપ્રતિદિન પ્રશંસા પામતી એની ૨૮° શાઈનર (૪૪૦૦ H. & D.) ફાસ્ટ અલ્ટ્રા પૅન્ક્રોમૅટિક ફિલ્મ તેના ગુણધર્મમાં સર્વોત્તમ, છતાં કીમતમાં બજારમાં મળતી બીજી ફિલ્મોના ભાવે જ મળે.

ફોટોગ્રાફીનો સામાન વેચનારા બધા વેપારીઓને ત્યાં મળશે અથવા નીચે બતાવેલ સ્થળેથી જાતે જ ખરીદ.




## ઍડેર દત્ત
### ઍન્ડ કંપની લિમિટેડ

એમ્બૅસી હાઉસ - પીરોજશાહ મહેતા રોડ, ફોર્ટ; ૫, રિટ્રિન હાઉસ; ડેલહાઉસી સ્કવેર; કરસજી મૅન્શન - માઉન્